# સદ્ગત ભિક્ષુ અખંડાનંદજી



મુંબઈમાં 'સસ્તું સાહિત્ય' શરૂ કર્યું એ અરસામાં

# નિવેદન

'સસ્તું સાહિત્ય'નાં લાખો પુસ્તકોનાં પૂંઠાંના છેલ્લા પાન ઉપર સંત અને કર્મયોગી ભિક્ષુ અખંડાનંદજીને અંજલિ અપાઈ છે.

સ્વામીજીએ સંન્યાસ લેવા સાથે પરમાર્થની ભાવના જોડી. સત્કર્મથી ચિત્તશુદ્ધિ, અને ચિત્તશુદ્ધિમાંથી આત્માનુભવ મેળવવા માટેનો સફળ પ્રયોગ તેમણે સતત પાંત્રીસ વર્ષ સુધી આ સંસ્થાને ઊભી કરવામા અને તેને આગળ વધારવામાં કર્યો.

ભિક્ષુ અખંડાનંદનું સ્મારક એટલે "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય." તેમણે શરૂ કરેલો પરમાર્થનો ઝરો તેમની વર્ષોની તપશ્ચર્યાને પરિણામે આજે જ્ઞાનગંગા બનીને મહાગુજરાતને પુનિત કરી રહ્યો છે. મહાગુજરાતના મોખરે રહેલા અનેક અગ્રગણ્ય જનોના હૃદયમાં આ પુસ્તકોમાંથી પ્રાપ્ત કરેલા શુભ સંસ્કારો આજે કામ કરી રહ્યા છે. જગતકર્તાએ ભિક્ષુજીને હાથે આ એક મહાન લોકસંગ્રહનું શુભ કાર્ય કરાવી લીધું છે.

તેમનાં મનોબળ, વ્યવહારનિપુણતા, ઉચ્ચ આશય, અડગ શ્રદ્ધા, નીડરપણું, ઈશ્વરપરાયણતા વગેરે અનેક સદ્‌ગુણો જેમાંથી તરી આવે છે, તેવા તેમના પત્રોમાથી થોડાક પત્રો આ પુસ્તકમાં અપાયા છે; તે ઊછરતી પ્રજાના જીવનમાં એકનિષ્ઠા દૃઢનિશ્ચય, અને નિષ્કામ કર્મનું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડે છે.

કોઈ પણ જાતનાં સાધન-સગવડ વગર લોકહિતનું આ એક જ પ્રકરણ હાથમાં લઈ શૂન્યમાંથી લાખો પુસ્તકોનો પ્રચાર કેમ થઈ શકે તે બાબતના વધુ પત્રો હવે પછી છાપવાના છે. તે સંબંધી સલાહ-સૂચના કોઈ સદ્‌ગૃહસ્થો

# નિવેદન

'સસ્તું સાહિત્ય'નાં લાખો પુસ્તકોનાં પૂંઠાંના છેલ્લા પાન ઉપર સંત અને કર્મયોગી ભિક્ષુ અખંડાનંદજીને અંજલિ અપાઈ છે.

સ્વામીજીએ સંન્યાસ લેવા સાથે પરમાર્થની ભાવના જોડી. સત્કર્મથી ચિત્તશુદ્ધિ, અને ચિત્તશુદ્ધિમાંથી આત્માનુભવ મેળવવા માટેનો સફળ પ્રયોગ તેમણે સતત પાંત્રીસ વર્ષ સુધી આ સંસ્થાને ઊભી કરવામા અને તેને આગળ વધારવામાં કર્યો.

ભિક્ષુ અખંડાનંદનું સ્મારક એટલે "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય." તેમણે શરૂ કરેલો પરમાર્થનો ઝરો તેમની વર્ષોની તપશ્ચર્યાને પરિણામે આજે જ્ઞાનગંગા બનીને મહાગુજરાતને પુનિત કરી રહ્યો છે. મહાગુજરાતના મોખરે રહેલા અનેક અગ્રગણ્ય જનોના હૃદયમાં આ પુસ્તકોમાંથી પ્રાપ્ત કરેલા શુભ સંસ્કારો આજે કામ કરી રહ્યા છે. જગતકર્તાએ ભિક્ષુજીને હાથે આ એક મહાન લોકસંગ્રહનું શુભ કાર્ય કરાવી લીધું છે.

તેમનાં મનોબળ, વ્યવહારનિપુણતા, ઉચ્ચ આશય, અડગ શ્રદ્ધા, નીડરપણું, ઈશ્વરપરાયણતા વગેરે અનેક સદ્ગુણો જેમાંથી તરી આવે છે, તેવા તેમના પત્રોમાથી થોડાક પત્રો આ પુસ્તકમાં અપાયા છે; તે ઊછરતી પ્રજાના જીવનમાં એકનિષ્ઠા દૃઢનિશ્ચય, અને નિષ્કામ કર્મનુ જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડે છે.

કોઈ પણ જાતનાં સાધન-સગવડ વગર લોકહિતનું આ એક જ પ્રકરણ હાથમાં લઈ શૂન્યમાંથી લાખો પુસ્તકોનો પ્રચાર કેમ થઈ શકે તે બાબતના વધુ પત્રો હવે પછી છાપવાના છે. તે સંબંધી સલાહ-સૂચના કોઈ સદ્ગૃહસ્થો

લખી મોકલશે, તો આવકારદાયક થશે, એ ઉપરાંત, સ્વામીજીને લગતા અંગત પ્રસંગો અથવા તેમની યાદગીરીને લગતા ટૂંકા લેખો મોકલશે તો આભાર થશે.

સામાન્ય પ્રજાને ઋષિમુનિઓનું શિક્ષણ, સંતોની વાણી વગેરે પુસ્તકરૂપે મોઘા નહિ પણ સસ્તા મેળવવાનો હક છે. ધનિકો અને કાર્યકર્તાઓના મનમા જો સેવાભાવ સારી રીતે સ્ફુરે, તો આ કાર્ય ઘણી સરળતાથી બની શકે તેવુ છે એમ તેમણે સમજાયુ છે પુસ્તકની કિંમત મોઘી રહેવામાં શુ શુ કારણો હોય છે, તેનો તેમણે બારીકીથી અભ્યાસ કર્યો અને તે બધાને પહોચી વળીને પુસ્તકો પાચ, બે અને એક રૂપિયે મળતા હતા, તે સોળ આના, આઠ આના અને ચાર આનામા મળે તેવી વ્યવસ્થા તેમણે કરી બતાવી.

જગતનો સર્વ વ્યવહાર એક પરમ સત્તાના હાથે ચાલે છે, તેની ઇચ્છાનુસાર બધું થાય છે, તેવી અડગ શ્રદ્ધાથી જ જીવનના અંત સુધી તેમણે કામ કર્યા કર્યું. કાર્ય બને તેટલું શ્રેષ્ઠ થાય એવા પ્રયત્નો કરવા છતાં કોઈ વાર સફળતા ન મળે તો તેમા પણ તે પરમ વિભૂતિની ઇચ્છા સમજતા.

એક મોટી સંસ્થાનો પાયો રચતા કેટકેટલા નાના-મોટા સવાલો ઊભા થાય છે, તેના થોડાક નમૂના આમા આપેલા પત્રોમાથી વાચકને મળી આવશે.

મુબઈ,
તા ૧૨-૬-'૪૬

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# પત્રસૂચિ

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

## ૧૮ પુસ્તકોની પહેલી યોજના

- આ શ્રેણીના દરેક પુસ્તકની છૂટક કિંમત દસ આના રહેશે.
- બધાં પુસ્તકો માટે નામ નોંધાવનારને ૧૮ પુસ્તકો દસ રૂપિયામાં મળશે.
- ટપાલથી મગાવનારે રૂા. ૧-૮-૦ ટપાલખર્ચના મોકલવા.
- પ્રસિદ્ધ થનારાં પુસ્તકોમાં સંજોગવશાત્ સંસ્થા ફેરફાર કરી શકશે.

## નીચેનાં પંદર પુસ્તકો તૈયાર છે

**૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખકઃ શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ ૦-૧૦

**૨. રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ ૦-૧૦

**૩. હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો ૦-૧૦

**૪. જીવનની કલા :** લેખક : શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન ૦-૧૦

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે૦ છોટાલાલ કામદાર
★ જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો પરિચય ૦-૧૦

**૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : શ્રી. 'સોપાન'
★ જીવનપલટાની એક કરુણ-મંગલ સળંગ વાર્તા ૦-૧૦

**૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ ઈંદ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ૦-૧૦

**૮. ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ "સમાજશાસ્ત્રી."
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૦-૧૦

૯. ગામડું બોલે છે : (સચિત્ર) લે૰ ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન ૦–૧૦

૧૦. ગૃહજીવનનાં દૃશ્યો : (સચિત્ર) લેખિકા: શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૦–૧૦

૧૧. મારો ભારત દેશ : (સચિત્ર) લે૰ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૦–૧૦

૧૨. આરોગ્યસાધના : (સચિત્ર) લે૰ ડુંગરશી ધ૰ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૦–૧૦

૧૩. ભગવાનનાં છોરુ : (સચિત્ર) લે૰ પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર ૦–૧૦

૧૪. સાહસ કથાઓ : લે૰ રમણિક અરાલવાળા
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ ૦–૧૦

૧૫. ગુજરાતના સેવકો :
★ આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

## નીચેનાં ત્રણ પુસ્તકો હવે પછી પ્રકટ થશે

ત્રણ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે:–

૧૬. માતૃત્વ :
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

૧૭. જાગ્રત નારી :
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

૧૮. રવીન્દ્ર-જીવન :
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય


## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, નદી જવાને રસ્તે, સેશન્સ કોર્ટ પાસે, અમદાવાદ
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨

# સદ્ગત ભિક્ષુ અખંડાનંદજી



જન્મ :
સંવત ૧૯૩૦ } ૬૮ વર્ષની વયે { દેહોત્સર્ગ:
પોષ સુદિ ૧૫ સં. ૧૯૯

# સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો

[૧]   મુંબઈ, તા. ૭-૧૦-'૧૦

પરમપ્રિય બંધુશ્રી પુરુષોત્તમભાઈ, ભરુચ

લિ૦ અખંડાનંદના સપ્રેમ ઘટિત વિ૦ લખવાનું કે આપને ઉપયોગ માટે જે કહેલું તેની હવે આવશ્યકતા છે. યોજના એવી થઈ છે, કે દર મહિને એક બુક પાન ૧૨૫ થી ૧૫૦ એકાદશ સ્કંધના કદની નિયમિત કાઢવી. જુદા જુદા મહિનાનો જુદો જુદો વિષય લઈ એક પૂરું પુસ્તક દર વખતે કાઢતા રહેવું. લવાજમ માત્ર ખર્ચજોગું, એટલે ટપાલખર્ચ બાદ તથા લવાજમ રૂ. ૧।। વાર્ષિક રાખવું; અને ગૃહસ્થો તથા રજવાડાં માટે વધુ લવાજમ રાખી વ્યવસ્થાનો ખર્ચ તેમાંથી કાઢવો.

દરેક અંક ખાતે એકંદર ખર્ચ રૂ. ૨૦૦) બસો થશે. એવા બે અંક માટેના મળી રૂ. ૪૦૦) ચારસો તમારે મોકલી આપવાના છે, જે આવતાંની સાથે કામ આગળ ચાલશે. તે પછીના અંકો માટે એમ જ બીજા નવા નવા ખાનગી સજ્જનોથી ચલાવી લેવાશે. પ્રભુઇચ્છા હશે તો છ મહિના સુધીમાં તો જે કોઈ ગ્રાહક થતાં જશે, તેમને પ્રથમ લવાજમ ભરવાનું હોવાથી તે લવાજમ વડે જ તે પછીના અંકો કાઢી શકાશે, જેથી કોઈની જરૂર રહેશે નહિ; અને નવુ વરસ બીજું જે આવતી દિવાળીએ શરૂ થશે, ત્યારે તો પહેલા અંક સાથે જ

લવાજમ વી. પી. થી આવી જશે; એટલે આખું વરસ તે જ દ્રવ્ય વડે છપાયા કરશે. એમ ચાલવું હશે ત્યાં સુધી ચાલ્યું જશે ને કોઈના દ્રવ્યની આવશ્યકતા પડશે નહિ. આ ગ્રંથ-માળા માટે બે હજાર ગ્રાહકો જોઈએ, તે પહેલા વરસમાં જ પૂરાં થઈ જવા સંભવ છે. બીજી કોઈ એક ઉત્તમ જાતનાં પુસ્તકોની માળા પણ તેની સાથે જ ઉમેરી ચલાવવા બનશે. **પ્રભુઇચ્છા હશે તેમ થશે. આપણે તો નિમિત્ત માત્ર છીએ.**

આવશ્યકતા માત્ર પ્રથમ વર્ષના કેટલાક અંકોને લગતી સગવડ માટે છે, જેમાંનો એક હિસ્સો મોકલવા તમને ઉપર જણાવ્યું છે, જે બહુ તો આવતી દિવાળી સુધી રોકાશે; ઘણે ભાગે તો અધવચમાં જ અપાશે.

હાલ એ જ. બાકી સર્વ કુશળતા આજથી શરૂ થઈ છે; કેમ કે ગઈ કાલ સુધીના પાંચ દહાડા તો તાવને લીધે જરા પણ અન્ન નથી ખાઈ શકાયું, જેથી બધો કચરો બળી જઈ હવે ડબલ જોરથી કામ થઈ શકશે. આજે ખૂબ મઝામાં છું.

સર્વનો અખંડ

તા. ક. આપણા એક ખાસ મિત્ર શ્રી. મણિલાલ સૂબેદાર, જે તમારા મોટા દીકરા જેવા જ તીક્ષ્ણ બુદ્ધિના છે, તે વિલાયત પહોંચી ગયા છે. બી. એ. તો અહીં થયા હતા. બૅરિસ્ટર થવા માટે ગયા છે. કાંઈ કામકાજ તેમને લાયક હોય તે ખુશીથી પૂછી મંગાવશો. એ જ.

અખંડ

[ ૨ ] મુબઈ, તા. ૨૩-૧૦-'૧૦

પરમપ્રિય બંધુશ્રી મોતીભાઈની સેવામાં, પેટલાદ

કાર્ડ મળ્યો. અંબાઈદાસભાઈને ઘટિત.

વિ૦ તેઓશ્રી પાસેથી જાણવાની ઇચ્છા છે, કે તેઓના છાપખાનામાં વડોદરા બેઠાં અમદાવાદવાળો કાગળો પૂરા પાડે છે, તે કઈ કઈ જાતના, વજનના અને શા ભાવથી, તે બનતી ઉતાવળે જણાવશો.

ગયો પત્ર આપને લખ્યો તે પછી કાલે જ આપની સૂચના ઉપર ફરી વિચાર કર્યો હતો. ત્રણ રૂપિયાવાળો એક વચલો કલાસ કાઢવાથી પાકાં પૂઠાં પૂરાં પાડી શકાય. માસિકોની બાબત જુદી છે, પણ લાંબા કાળના ઉપયોગની વસ્તુ તરીકે પુસ્તક માટે પાકાં પૂઠાંની યોજના તાત્કાલિક મોંઘી દેખાવા છતાં પોચવડાપણુ જોતાં પરિણામે સસ્તાં ગણાય તેમ છે.

× × રૂ. ૩નો કલાસ ગોઠવવા મન પાછું હઠતું હતું; પરંતુ છેવટે એમ લાગ્યુ, કે ખાતાના ખર્ચને ખાતર જ જનહિત થતું અટકે તે કરતાં વ્યવસ્થા-ખર્ચ માટે જ બીજી રીતિઓ ધારેલી છે; પણ તેનું પરિણામ અનિશ્ચિત હોવા છતાં શુભ પરિણામોની ઈશ્વરમાં શ્રદ્ધા રાખીને નવા અનુભવથી શું નીકળે છે, તે જોવાના નિર્ણય પર આવીને છેવટે આપની સૂચનાનુસાર રૂ. ૩નો કલાસ નીચે મુજબ ગોઠવ્યો છે:—

૧. રૂ. ૧॥ ની યોજનામાં પોસ્ટેજ ા≈ છે, પણ આમાં

કાગળ જાડા ને પૂઠાં જાડાંને લીધે વજન વધવાથી રૂ. ાાા પોસ્ટેજ આવશે, તેનો સમાવેશ પણ ત્રણમાં જ થશે.

૨. એમાં કાગળો ગ્લેઝડ સાઠ રતલી, એટલે કે 'બાળકોની વાતો'(પઢિયાર કૃત)માં છે તેવા લેવા.

૩ પૂઠાં પાકાં સળંગ કપડાવાળાં અને બને તો ઉપર શાહીથી નામ વગેરે પણ છપાવી બંધાવવાં.

એ પ્રમાણે રૂ.૩) નો કલાસ ગોઠવ્યો છે; અને રૂ ૧ાા વાળા કલાસની પેઠે જ તે પણ પડતર ખર્ચનો જ કલાસ સમજવાનો છે. લાંબા વિષયવાળા પુસ્તકોના બબ્બે અંક ભેળા બંધાવવાને લીધે વરસમાં આઠેક વખત જ પૂઠા બંધાવવાં પડશે એમ ધાર્યું છે.

હવે આપને વિનતિ એ, કે આપની લાયબ્રેરી ખાતે ત્રણનો કલાસ જારી કરવો છે કે દોઢનો ?

અમુક અમુક સંખ્યામાં બેઉ કરવા હશે તોપણ હરકત નથી; પરંતુ પ્રથમથી આડસટ્ટો મળે, તો પૂઠાં બંધાવવાની વેતરણ સુગમ થાય.

પુસ્તકો લાંબા કાળ માટેની ચીજ છે. વળી, લાયબ્રેરીમાં તો ઝાઝે હાથે ફરે, તે જોતાં પાકાં પૂઠાંની જ ખરેખર આવશ્યકતા મને તો લાગે છે; પછી જેવી આજ્ઞા મળશે તેમ કરીશું.

એક બીજી વાત જણાવવાની એ છે, કે જે રૂ. ૬) નો કલાસ છે, એમાં કાગળો સાથી દોઢસો રતલ સુધીના યથાસંયોગ વપરાતા રહેશે; ઉપરાંત પૂઠાં કપડાનાં અને ત્રણ કે ચાર સોનેરી નામ સાથે આવશે એવી ગોઠવણ છે.

એ છના કલાસમાંથી પણ જેટલી પ્રત આપની મારફત લાયબ્રેરીઓ માટે જોઈએ તેની સવેળા ખબર મળે, તો તે છને બદલે સાડાચારના હિસાબે જ આપવા વિચાર રાખેલો છે, માટે એ બાબે પણ કાંઈ વિચાર થતો હોય, તો જણાવશો. એ સાડાચારવાળા કલાસમાં ખૂકોનું વજન માસિક પોણા રતલનું થશે, જેથી પોસ્ટેજ વગ્સે શુન્ન થવાનું, તેનો પણ સમાવેશ આમાં સમજવો.

જે રૂ. ૧૫ નો કલાસ છે, તેમાં ૨૬ ૪૦ રતલી રૂ ૩ાા ના કાગળો લેવા ધારેલા, તેને બદલે ગ્લેઝ્ડ ૫૦ રતલી રૂ. ૬ા ના ભાવના વાપરવા વિચાર થાય છે. બીજા કેટલાક સંયોગોનો નિર્ણય થયેથી અનુકૂળ પડશે, તો તેમ જ કરવા વિચાર છે.

રૂ. ૩)વાળી આવૃત્તિમાં પંદર સુધી તો ખર્ચ જ કરવો ધારેલો છે અને ડબલ દર રાખ્યો છે. વળી, તે બધું પ્રથમથી જ લેનારને વિદિત કરવાનું છે, અને પરિણામે ખુશીથી લેનાર નીકળે ને ખુશીથી ડબલ આપનાર નીકળે, તો તે કામ કરી **જનસમૂહને તેના શુભ પરિણામોનો ગરીબોના હકમાં લાભ શા માટે આપવો નહિ,** એ જરા વિચારવા યોગ્ય જ છે.

વળી, સરદાર, દાક્તર અને શ્રીમતો માટે રૂ. ૬)ની આવૃત્તિ ચાલી શકશે.

છતા રૂ ૧૧)ની આવૃત્તિ પણ ગોઠવવાની ના નથી. તે બાબે કંઈક વિગતે ગોઠવણભરી સૂચના મળે, તો ઠીક પડશે. હું પણ વિચારમાં છું. એ જ.

આપનો અખંડ

[ 3 ] મુંબઈ, તા. ૨૫-૧૦-'૧૦

પરમપ્રિય બંધુશ્રી રા. રા. મો૦ ન૦ અમીન, પેટલાદ

કૃપાપત્ર મળ્યો. કંઈક વીગતે સૂચના મળતી જોઈ આનંદ થાય છે.

આપે જણાવ્યું, કે જ્યાં પૈસા આપીને માલ લેવાનો હોય ત્યાં કિંમતમાં મોટો ફેર શક્ય નથી, જે એક રીતે ખરું છે, પરંતુ તેની સાથે આ પણ વાત જોવા જેવી છે, કે જે કિંમતે જે કાર્ય અહીં મળે છે, તે તેમને બજારમાંથી મળતાં કામ કરતાં તો પ્રમાણમાં સસ્તુ જ મળવાનું છે અને તેટલા પ્રમાણમાં તો તેમને પણ મોંઘાઈથી છોડાવાય છે જ.

ગરીબો તેમની સ્થિતિને લીધે વધુ ઉદારતાને યોગ્ય હોવાથી જેમ શ્રીમંતવર્ગ વિવિધ પ્રકારે તેમને મદદ કરતા રહે છે, તેમ આ બાબતમાં પણ થનાર છે.

ખરી વાત છે, કે આપણી મહેનતનો લાભ ગરીબોને વધુ મળશે, અને તેટલો બધો શ્રીમંતોને નહિ મળે. × × × વળી, તે પણ છુપચુપ આપણે નથી કરતા, પણ કહી-બજાવીને જ કરીએ છીએ, ઉપરાંત, તેનો હિસાબ અને રિપોર્ટ વખતોવખત પૂરો પાડતા રહીશું જ. × × × 'વૃથા વૃષ્ટિ સમુદ્રેષુ' એમ સમભાવનો પણ રખે વરસાદની પેઠે દુરુપયોગ ન થઈ જાય! જો કે વરસાદ તો પરિણામે સમુદ્રમાં પણ સફળ છે જ. માટે મને તો એમ જ લાગે છે, કે ગરીબ વર્ગના હિતમાં પૈસાવાળાઓ (હાલની સમુદ્રે વૃષ્ટિ જેવું કરવાનું છોડી) વધુ પ્રવર્તે એથી જ ગરીબો પર વ્યવસ્થા ખર્ચ પણ ચડાવ્યો નથી ને શ્રીમંતો પર જ તે બધો રહે

એમ ઇચ્છયું છે.

પૈસા આપીને જ્યાં લાભ લેવાનો હોય ત્યાં અશકયતા હોય તો 'ફ્રેન્સીફ્રિ'ના પ્રયોગો વિચારવા યોગ્ય છે. પછી આપણા પુરુષાર્થની ન્યૂનતાથી યા તો લોકોની ગેરસમજણથી કાંઈ ન પાર પડે, તો તે જુદી વાત છે.

આપે રૂા. ૧ાા ના ૨) કરવા સૂચવ્યું તે વાજબી છે. હાલની ગોઠવણ એવા આધારથી છે, કે હાલ ધારેલી રીતે ચલાવી અજમાવવું; અને આપ લખો છો તેમ પોતાના લવાજમમાંથી બીજાઓને લાભ મળે એવી વૃત્તિઓ લોકો રાખતા થાય તેમ કરવું અને એ રસ્તે તેમને ટેવાવાની શરૂઆત આ કાર્યથી કરવી.

લોકો (શ્રીમંતો) કંજૂસપણુ રાખી પરાર્થે દ્રવ્ય ઉપયોગ ન જ કરતા હોય, તો જુદી વાત છે. અખજોનો વ્યય તો એ નિમિત્તે થાય છે જ, પણ સમજણ વગર થાય છે; માટે યોગ્ય બાબતોની સમજણ આપવી, અવકાશ આપવો, યત્ન કરવો; ન કરવો શા માટે ?

આ પહેલું વરસ તો બને તેટલી કસર અને જાતમહેનત તથા કોઈ કોઈ લેખકોની મદદથી જેમ તેમ ચલાવી લેવું જ ધાર્યું છે; એટલે ઉપલી અજમાયશના ફળની પહેલા વરસમાં તો પરવા નથી. સફળતા થશે તો બીજા વરસે તેનો ઉપયોગ કરીશું; નહિ થાય ને વધારવું પડશે તો દોઢના બે કરીશું. જેમ જે બન્યું તે વીગતે સર્વને વિદિત કરીશું; પરંતુ અત્યારથી જ નિરાશ થવું ને લોકવૃત્તિને અવકાશ જ ન આપવો, એમ શા માટે કરવું, એ હજી હું સમજી શકયો નથી.

રૂા. ૩૦) ના કલાસવાળાને બૂકોનાં પાનાં પણ ત્રણે તરફથી સોનેરી બનાવી આપવા ધારેલું અને રૂા. ૨૫)ની પડત-

રમાં તે થઈ રહેવા ધારેલું, પણ પૂરતી ચોકસી કરતા તેમાં તો રૂા. ૩૦) પૂરા થઈ ગયે પણ ખૂટે તેમ નીકળ્યુ, તેથી તે વાત પડી મુકાઈ છે. કંઈક એ કારણથી અને કંઈક આપના સૂચનોના રૂડા પ્રતાપે રજવાડા ક્લાસ રૂા ૨૪) નો કરવા ઉપરાત તે જ કલાસની ખૂકોનો બીજાઓ પણ લાભ લઈ શકે એ રસ્તો પણ ખુલ્લો કર્યો છે, જેથી રૂા ૧૨) નો કલાસ પણ નક્કી કર્યો છે.

એ કલાસમા રૂા. ૬) વાળા કલાસના જેવા જ કાગળો તો આવવાના, પરંતુ પૂઠામા સોનુ એટલુ વધુ વપરાવાનુ તથા કપડુ ઊચુ ને સિલાઈ મજબૂત, કે જેથી છના કલાસ કરતા રૂા ૧૨)ના કલાસમા ખર્ચ ડબલ થઈ રહેશે.

એ રૂા ૧૨)ના કલાસની ખૂકોના જ રજવાડા માટે રૂ. ૨૪) રહેશે પછી તેનો ઉપયોગ કરનાર નીકળે યા ન નીકળે આપણુ કાઈ બગડનાર નથી અજમાયશ તો કરવી જ. કતેહને માટે નક્કીપણુ તો હું પણ કહી શકતો નથી જ, તોપણ કંઈએક એવા માણસોએ આ ખાતાના કામ માટે લાગણી અને મદદ કરવા ઉત્સાહ દર્શાવેલો છે, કે જેમના હદયો આપણુને અને તેમને બીજું નહિ તો ખરેખર સમજાય. એટલુ થશે તોપણ બસ છે. વળી, આપણે જે વર્ગ ઊભો કરવાનો છે, તેની પણ એથી હાલ તરત અજમાયશ થઈ જશે

મને જે લાભ આપવા ધાર્યો છે તે ઓછો નથી, એમ આપે લખ્યુ છે તે વળી શુ કરવા બદલ તે સમજાતુ નથી. લાયબ્રેરીઓને રૂા ૬)ના ૪॥ લખ્યા છે, તે બદલ એ શબ્દો હોય તો મારા જેવા માટે તે ભારે પડતા છે.

પ્રિયબંધુ ! મારો વિચાર તો એમ પણ છે, કે કેટલીક બાબતો જે ધારેલી છે તે સાધારણ રીતે પણ અમલમા આવી

શકશે; તો જેમની ખાસ ખાતરી મળે એવા ગરીબ અને વાચનાભિલાષી મનુષ્યોને માત્ર ટપાલખર્ચ લઈને જ સસ્તી આવૃત્તિઓ શા માટે ન આપવી?

એમ લાગે છે, કે ઉપલી ધારણા સાધારણ પણ નીવડી આવતાં, આવતા બીજા વરસથી બસો–પાંચસો માણસોને ઉપર મુજબ મફત આપવા બનશે જ.

આવૃત્તિઓનાં નામ પાડવા કરતાં રૂા. ૧૨), રૂા. ૬) રૂા. ૩) અને રૂા. ૧ાા ના અનુક્રમે પહેલો વર્ગ, બીજો વર્ગ, ત્રીજો વર્ગ, અને ચોથો વર્ગ–એટલા વર્ગ માત્ર ચોપડીઓના જ પાડવા અને તે હરેકના પેટામાં પૂઠાં, કાગળ, ઇત્યાદિ હકીકત આપવી. પછી જેને જે જોઈએ તે વર્ગની બૂકનો ઘરાક થાય. આથી આવૃત્તિઓનાં નામ પાડવાની અને અજાણ્યા લોકોને નામોથી ગૂંચવાતા રહેવાની જરૂર રહેશે નહિ. આપ એ ખાતે શું ધારો છો?

હજી એકાદ આપનો વિશેષ પત્ર મળેથી યોજના છેવટની ગોઠવી હેન્ડબીલ તેમ જ છાપામાં છપાવવા ધારણા છે, આપ લખો છો તેમ યોજનાની ખરી સમજણ તો તે શરૂ થયા પછી જ મળવી શરૂ થશે તે ખરું છે. અનુભવોથી ઘટતા ફેરફારો થતા રહેશે.

વર્ગ તો હવે વધી ગયા.

૧ લો ૨૪); ૨ જો ૧૨), ૩ જો ૬); ૪ થો ૩), ૫ મો ૧ાા.

આ પાંચમાંથી અનુભવ કાં તો એકડો કાઢી નખાવે છે કે કાં તો છગડો વધારાવે છે તે પ્રભુની મરજી!

વેકેશન ખૂલતાં સારું આવી જવા યત્ન કરીશ. અંબાઈદાસભાઈને જય સચ્ચિદાનંદ!

'સુબોધ ગ્રંથમાળા છત્રીસી' નામની કવિતામય એક બુક સસ્તી વેચવાને હાલ પસંદ કરી છે, જેની સોનેરી અને કાચી બાંધેલી પ્રતો આપને પરબારી બે-ચાર દિનમાં મળશે. છાપેલી કિંમત રૂ. ૨) છે. વેચાણની કિંમત રૂ. ૦।।।~ અને ૦।। કરાવી છે; કાગળ રફ છે, છાપ અમદાવાદની છતાં બહુ ખરાબ નથી. કદ ૬૦ ફરમાનું જબરું છે. કવિતાઓ ઉપયોગી લાગી છે.

જો લાયબ્રેરીઓ ખાતે પસંદ કરવા બને તો જણાવશો તો પરબારી જ ત્યાં મળે તેમ કરીશું.

આપનો
અખંડાનંદના સપ્રેમ ઘટિત.

[ ૪ ] મુંબઈ, તા. ૨૯-૧૦-'૧૦

પરમપ્રિય શ્રી મોતીભાઈ ન. અમીન, પેટલાદ

કૃપાપત્ર મળ્યો. અવકાશ વિના કાલે ઉત્તર લખી શકાયો નહિ. યોજનાનું લખાણ "સાંજ" તેમ જ "મું. સ." પર ગઈ કાલે જ રવાના કરી દીધું છે. સોમ યા મંગળે "સાંજ" માં તો અવશ્ય આવશે જ. "મું. સ." નું કહેવાય નહિ.

ચોવીસના કલાસ ખાતે રહેતા શંકાશીલપણાનો લાભ માંડી વાળતી ક્રિયાને આપવા કરતાં અજમાયશ કરવાની ક્રિયાને જ આપીને હાલ તો તે લખી વાળ્યો છે જ. સસ્તા સાહિત્યની યોજના આવા દરજ્જે આવતા સુધીમાં લગભગ દરેક પગથિયું સફળતાની બાબતમાં આમ શંકાપુંજ જ હતું. પરંતુ પ્રજાનાં કાર્યોની નિષ્ફળતા એ પણ આપણને અથવા ભવિષ્યના કાર્યકર્તાઓને માટે ખાસ અગત્યની ચીજ છે, એમ

માનીને જનસમાજમાં નિષ્ફળતા બદલના મશ્કરી ઠઠ્ઠા જેવા જોખમને નજીવું માની લાભપ્રયત્નશીલતાની તરફેણમાં જ હું તો લેતો આવ્યો છું. અજમાયશ ન કરવી એ શંકાને શંકાના રૂપમાં જ મૂકી રાખે છે. જ્યારે અજમાયશપૂર્વકની નિષ્ફળતા નિ:શંક નિશ્ચયને આપનારી અને ઘણે ભાગે નવીન માર્ગોને જ સૂચવનારી નીવડે છે. અત્યારથી રૂા. ૧॥ ના રૂા. ૨) કરવાનું પણ એ જ કારણથી મુલતવી રાખ્યું છે. સવેળાથી હોય તેવું કહેતા રહેવાથી અને અનુભવ સૂચવે તે રસ્તે આપણું કરેલું આપણાથી કેમ ફેરવાય એવા આગ્રહને ત્યજી ચાલવાને તૈયાર રહેવાશે, તો બહુ વાધો દેખાતો નથી.

રૂા. ૬)ના વર્ગના સો અને રૂા. ૨૪)ના વર્ગના દસ જ ગ્રાહકો હશે ત્યાં સુધી ચાલુ રાખી શકાશે; અને તેમાં પણ પહેલા અંકની તો વિના ગ્રાહકે જ તે વર્ગને લાયક થોડી થોડી કોપી તૈયાર કરાવવી પડશે. નમૂના સાથે પછી તે પ્રકારના ગ્રાહકો માટે યત્કિંચિત્ બનતો યત્ન થઈ રહેશે.

"આર્યધર્મનીતિ" ( નાહે. વાળું ) પહેલા અંક તરીકે નક્કી થયુ હતુ. તે પછી કર્તવ્યકર્મ નામનું તેમનુ જ પુસ્તક જોવામાં આવતાં અને તેમાં બીજા ભાગરૂપે ('આર્યધર્મનીતિ'ના પ્રથમ ભાગરૂપે) બ્રાહ્મધર્મ હોવાથી એ બધું સાથે જ બે અંક ભેગા કાઢવા નક્કી થયું છે. આ બાબતનું પ્રથમ સૂચન ભરુચના જે ભાઈ અહીં વર્ષ દિવસ માટે અભ્યાસ સારુ હતા, તેઓશ્રી તરફથી જ મળ્યું હતું. નારણભાઈ કે એવું નામ છે, તે બરાબર યાદ નથી.

મહિને મહિને નિયમિત કાઢવા કરતાં વર્ષ દહાડે પંદરસો પાન પૂરાં પાડવાનું લક્ષ જ હાલ તરત તો છે; કેમ કે તેમ કરવાથી મોટા કદના પુસ્તકના જુદા જુદા અંક પડી જાય, તે

ત્રીજો અંક મળ્યો, તેમ પહેલો અને બીજો પણ બને તેમ હોય તો મોકલશો તથા હવે પછી નિયમિત મળે તેમ કરશો. અત્ર તરફથી નીકળનારી "વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પણ તેવી રીતે બદલામાં આપને મળે તેમ કરીશું. એ જ

આપનો
અખંડના સપ્રેમ ધટિત

[ ૬ ] મુંબઈ, તા. ૫-૧૧-'૧૦

પ્રિયબંધુ શિવપ્રસાદજી, બારાં

આપનો ૩૧-૧૦-'૧૦નો પત્ર મળ્યો. વાંચી ઘણો આનંદ થયો આપ જેવા સાક્ષરોનું આશ્વાસન ખાસ ઉપયોગી થઈ પડે છે.

'દેવી અઘોર કામિની'ની બૂક પણ મળી છે, જે માટે ઉપકારી છું. ખાતાની વ્યવસ્થા ખાતે અર્ધરાત્રિ સુધી કે તેથી વધુ પણ ઘણી વખત રોકાણુ વેઠવા છતાં અગત્યનાં વર્તમાનપત્રો ઉપરાંત તાકીદે નિર્ણય પર આવવા જેવા કેટલાએક ઉપયોગી લેખોની પેઠે જ આ બૂક પણ હજી જોઈ જવા બન્યુ નથી, છતાં કોઈ કોઈ પાનું ફેરવી જોતાં તે ઘણી સારી હોય એમ લાગ્યુ છે. આપના આવા પ્રયાસો માટે ખાસ ધન્યવાદ છે.

નાનાં કદની જ (અડેક કે બબે ફરમાની) બૂકોની વ્યવસ્થા સ્વીકારવાયોગ્ય સ્થિતિમાં હજી આ ખાતું આવ્યું ન હોવાથી એ બૂકો વેચાણુ-વ્યવસ્થા નહિ સ્વીકારી શકવા બદલ દરગુજર ઇચ્છું છું. (જાહેર ખબરો તેમ જ હિસાબી ખાતું ઇત્યાદિ વ્યવસ્થાને લગતો જે ભારે ખર્ચ મુંબઈ શહેરના

પ્રતાપે કરવો પડે છે, ને હજીસુધી વાચનની કિંમત ઠરાવતી વખતે તેમાં જ ગણી લેવો પડે છે અને નાના યા મોટા પુસ્તક પર હિસાબ અને જાહેર ખબરને લગતો ખર્ચ સરખો જ આવી જતો હોવાથી નાનાં પુસ્તકોની કિંમત પર તે ચડાવી લેવા જતાં પછી સસ્તાપણા જેવું તેમાં કાંઈ રહેવા પામતું નથી; જેથી નાની ચૂકોની વ્યવસ્થા સ્વીકારતાં અચકાવું પડે છે.)

વિચાર તો એવો છે, કે એકથી ચાર ફરમાવાળી ચૂકો પણ પૈસે, બે પૈસે અને એક આના સુધીની કાઢવી; પરંતુ તેવી પચીસેક ચૂકોની પસંદગી થઈ ચૂકયા પછી, એકાદ હજાર પાંચસોની રકમ તે ખાતે રોકીને પછી તેમાંથી આગળપાછળ છપાવતા જઈ, તે સઘળી જાતની ચૂકો તૈયાર રાખવી. આ સામટા કાર્યને લીધે પછી વ્યવસ્થાખર્ચ બાબતની અડચણ દૂર થઈ જશે. પ્રભુઇચ્છાએ ઉપલી બાબત સત્વર સંભવિત થવા સંયોગો નીકળી આવે એમ ઇચ્છું છું.

પ્રથમ તો એવાં ટૂંકાં અને તે છતાં અસાધારણ ઉપયોગી અને કોઈ સ્ત્રી-ઉપયોગી, તો કોઈ બાળોપયોગી, કોઈ સર્વોપયોગી, કોઈ ધાર્મિક, તો કોઈ બ્રહ્મચર્યનું તો કોઈ વૈદકનું એવા બહારના નિબંધો એકત્ર કરવા ઇચ્છા છે. આપ તરફથી એ ખાતે પસંદગી બાબત સૂચનાઓ મળવા આશા રાખું છું. ઘણા જ રોકાણ આગળ હું પોતે એ પસંદગી કયારે પૂર્ણ કરી રહું એ આપ જ વિચારી લેશો.

"ગુજરાતીપંચ"ના "દિવાળી-અંક"માં સસ્તા સાહિત્યની કરવા ધારેલી યોજના આપના જોવામાં આવી હશે જ.

બાદ ગયા ગુરુના "સાંજ વર્તમાન"માં કંઈક વધુ વીગત સાથે યોજના બહાર પાડી છે, જે અંક આ સાથે જોવા મોકલ્યો છે. આપના મિત્રવર્ગમાં તે વિષે માહિતી ફેલાય તેમ કરવા વિનતિ છે,

વધુ વિનતિવાળાં હેંડબિલો તૈયાર થયેથી મોકલવા ધારું છું.

મહાત્મા ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું ચરિત્ર તૈયાર કરવા માટે આપને મુબારકબાદી આપું છું. એ સંબંધી મને આપે પૃછ્યું તેના ઉત્તરમાં નીચે મુજબ નિવેદન છે:–

જીવનચરિત્રો નાના કદનાં તેમ જ વિસ્તૃત કદનાં એ બે પ્રકારનાં જનસમૂહ માટે હિતકારી છે; અને તેથી સસ્તી કિંમતે ફેલાવવા યોગ્ય છે.

જે જે પ્રકારની ગ્રંથમાળાઓ કાઢવા–નીકળેલી જોવા ઇચ્છુ છું, તે યોગ્ય વિદ્વાન અને બને તેટલી નિષ્કામતાથી વ્યવસ્થા ઉઠાવી લેનાર નીકળે, તો બનતી તાકીદે તેમના હાથે શરૂ કરાવવા ઇચ્છું છું. તેમાં જીવનચરિત્રોની બે પ્રકારની બે ગ્રંથમાળાઓ માટે ધારણા છે:—

૧. સંક્ષિપ્ત જીવનચરિત્ર માળામાં ½ થી ૧ ફરમો જેટલાં લાંબાં ચરિત્રો આવે.

૨. બૃહદ્ જીવનચરિત્રમાળા, જેમાં પાંચથી પંદર ફોર્મ જેટલી લંબાઈવાળું દરેક ચરિત્ર આવે અને તે દરેક ચરિત્રની જુદી જુદી જ બુક છપાય.

ઈશ્વરચંદ્રનું ચરિત્ર, જે હાલ તૈયાર થયું છે, તે બૃહદ્-માળામાં ગણી લેવા યોગ્ય છે; અને તે માળા શરૂ થયેથી તેના એક પુસ્તક તરીકે તે બહાર પાડી શકાશે.

આપ તેમ જ ડૉક્ટર (નામ યાદ નથી રહ્યું) તેમણે રૂબરૂમાં એવાં વિસ્તૃત ચરિત્રો જુદા જુદા યોગ્ય સાક્ષરો દ્વારા તૈયાર કરાવવાની જે યોજના કરી હતી, તે મને ઘણી જ ગમી છે; અને જો તે કાર્ય સારી રીતે યત્ન કરી ઉપાડી લેવાય,

તો તેને લગતી અલગ માળા ઉપર લખ્યા મુજબની કાઢી શકાય એમાં સંશય નથી. ઘણે ભાગે મહિને એક યા બે જ ચરિત્રો (વિસ્તૃત) આવે, જેથી વરસે તે માળા દ્વારા દસથી વીસ ચરિત્રો બહાર પાડી શકાય.

એ 'ચરિત્રમાળા' મારફત વરસ દહાડે સોએક ફોર્મ જેટલું મેટર આપવું ઠરે, તે જોતાં બે વરસ ચાલે એટલાં પણ જીવનચરિત્રો તૈયાર થઈ જાય, તો જ તેને લગતી માળા શરૂ કરવી મને યોગ્ય લાગે છે. પછી નવાં પણ લખાતાં જાય અને એ પ્રકારે પ્રભુની ઇચ્છા હોય ત્યાં સુધી એ માળા ચાલુ રહે; પરંતુ એટલે દરજ્જે તૈયારી ન હોય, ત્યાં સુધી ગ્રંથમાળા જેવી બાબતની તૈયારી કે શરૂઆત કરવી ઠીક ન ગણાય એમ મારું ધારવું છે.

હાલ જે "વિવિધ ગ્રંથમાળા" શરૂ કરવા ધારી છે, તેનો પ્રથમ ગ્રંથ આ કારતક આખરે બહાર પડી જશે. તે ગ્રંથમાળાનો આ પ્રથમ વર્ષનો અનુભવ સારી રીતે લેવાય, ત્યાં સુધી ઘણે ભાગે બીજી માળાઓની શરૂઆત કરવા ધારણા નથી; અને તેટલા વખત સુધીમાં આપ તેમ જ ડૉકટર-બંધુના પ્રયાસથી ચરિત્રોની તૈયારી પણ સારા પ્રમાણમાં થઈ શકશે.

સંક્ષિપ્ત ચરિત્રમાળાની તૈયારી બીજી રીતે કરવાની હું પેરવીમાં છું અને તે કાર્ય બહુ અઘરું પણ નથી. એક તરફથી હાલની માળાના અનુભવ લેવાનું બનશે ને ભેગાભેગું બીજી તરફથી નવી માળાઓની તૈયારી પણ ઉપર મુજબ થતી ચાલશે; એટલે પ્રભુઇચ્છા હશે, તો બીજા વર્ષથી બીજી માળાઓની શરૂઆત થઈ જશે.

જે બાબત જે કાંઈ સૂચવવું ઘટિત હોય, તે સરળ હૃદયે સુચવાતું રહેવા આપ તરફથી આશા રાખું છું. સુધારકોનાં

વિસ્તૃત ચરિત્રોનો આદર ન જ થાય એમ છેક મારું માનવું નથી; પરંતુ હજી એવી બાબતો તરફ પસંદગી ધરાવનારો વર્ગ જોઈએ તેટલો નથી એમ મને લાગ્યા કરે છે.

પરંતુ ઉત્તમ સાક્ષર-બંધુઓના હસ્તે અને સર્વ પક્ષના મહાજનોનાં ચરિત્રો માટે અપક્ષપાતથી તૈયારી થશે, એટલે તેના પ્રચાર માટે હું શંકાશીલ નથી.

ઉપર પ્રમાણે મારા તરફની હકીકત છે, છતાં હાલ તરતમાં જ એ (પં. વિદ્યાસાગરચરિત્ર) બુક છપાવવા આપની ઇચ્છા હોય અને દ્રવ્ય રોકવાનું પણ કોઈ રીતે બને તેમ હોય, ને આપની ઇચ્છા હશે તો તે હાલ જ બહાર પાડી તેની વ્યવસ્થા (છપાવવા-વેચવાની) આ ખાતા તરફથી થવા અડચણ નથી.

ગ્રંથમાળાઓના કાગળ પૂઠાં વગેરે અમુક વર્ગને જ પોષાય તેટલાં સારાં બનાવવાં; એટલું જ ફક્ત થાય, તે કરતાં દરેક વર્ગને તે પોષાય તેમ કરવા મારો વિચાર વધુ ઢળે છે. ભપકાના શોખીનો પણ જો કે દયાપાત્ર તો છે જ, છતાં ગરીબ વર્ગ જે સસ્તાનો અધિકારી છે, તેમને માટે મારી લાગણી વધુ હોવાથી તે વર્ગનું હિત જળવાય, એ પણ ભેગાભેગું દરેક પ્રસંગમાં મને કર્તવ્ય ભાસે છે; જેને લીધે હાલની માળામાં રૂા. ૧ાા, રૂા. ૩) રૂા. ૬) અને રૂા. ૧૨)ના વાર્ષિક રેટના વર્ગો પાડેલા આપ જોશો જ. એમાંના છેલ્લા બે વર્ગ માટેના કાગળો અને પૂઠાં જે પ્રકારનાં ધાર્યાં છે, તે આપને ખાસ ગમશે એમ મારી માન્યતા છે.

જીવનીસંગ્રહ ભાવનગર ખાતેથી બંધ રહ્યું છે; માત્ર શબ્દાર્થ જ ત્યાંથી મળવા લાગ્યા, જ્યારે આપણે તો ભાવાર્થ તરફ વધુ લક્ષ છે. વાચકોમાંના દસ ટકા જ સમજી શકે એવું

ભાષાંતર આપણે ન ચાલે એમ ધારી બંધ રાખ્યું છે. બૃહદ ચરિત્રમાળામાં હિંદના જ નહિ, પણ સર્વ દેશના મહાપુરુષો આવે એ મને વધુ અગત્યનું લાગે છે. વિદેશના જેવા અને જેટલા નમૂનાઓ હજી અહીં મને તો લાગતા નથી. ન મામા કરતાં કૅણો મામા ઠીક, એ ન્યાયે શરૂ થતા શુભ જમાનાના પ્રાથમિક પુરુષોનાં ચરિત્રો જેવું બીજું ઉપયોગી આપણા દેશમાંથી ચરિત્ર-સાહિત્ય ચાલુ સમયનું મળે તેમ નથી, એટલે એ જ હાલ તો ઠીક છે; પરંતુ એ કરતાં પણ અસાધારણ તેજસ્વી ચરિત્રોના નમૂના વિદેશોમાંથી મળી આવે, તેને તેઓ વિદેશમાં થયા બદલ જ બાજુ કરવા, એ મને તો જરા પણ ઉચિત ભાસતું નથી. ખરેખર તો શુભ એ જ સ્વદેશ છે, અશુભ એ વિદેશ છે. જમીન માટે કલ્પાયેલી દેશ-કલ્પનાઓ તેના ઉપયોગ જેટલી જ ઉપયોગની મને તો લાગે છે. હિંદવાળાએ હિંદને અને બીજાએ પોતે પોતાના દેશને ચહાવા નિરર્થક છે, એમ મારું કહેવું નથી; પરંતુ એ પ્રકારની ચાહનાઓ શુભની વૃદ્ધિના હેતુવાળી હોય અને તેવા પરિણામને આપનારી હોય, તો જ તે શુભ ચાહના છે, નહિ તો કુચાહના મને તો ભાસે છે.

છેલ્લા જમાનાના આપણા દેશના સુચરિત્ર નાયકોને તેવા બનાવવામાં વિદેશીય ચરિત્રો કેટલાં બધાં ઉપયોગી થયાં છે તે, તે તે નાયકોને તે વિષે પૂછવાથી સારી રીતે આપણાથી સમજાય તેમ છે, માટે અસાધારણ વિદેશી પુરુષો કે જેવા હજી નરો આ ભૂમિમાં ન થયા હોય કે કોઈક જ થયા હોય તેવા વિદેશી પુરુષોનાં ચરિત્રોને આગળ ન મૂકવાં, એ તો સૂર્યના અજવાળાને ઘરમાં આવતું-બારણું બંધ કરીને-રોકવા બરાબર અને તેથી ઉજાશ ભેગી હવાના લાભોને ખોવા જેવી ભૂલ કરવા બરાબર જ મને તો ભાસે છે.

આપને હું એક સજ્જન મિત્ર તરીકે માનતો હોવાથી સરળતાથી વિચારો લખું છું. જ્યાં જ્યાં મતભેદ કે ભૂલચૂક જેવું હોય, તે તેટલી જ સરળતાથી લખાઈ આવવા આશા રાખું છું. શુભ હેતુથી જ વિચારો અને નિર્ણયો કરવાના છે, તેમ જ તેમાં સુધારો પણ તે જ હેતુ હોય, તો અનાગ્રહથી કરવો એ મારું ખાસ ધોરણ છે.

જીવનીસંગ્રહનું ઈંગ્રેજીમાં ભાષાંતર થઈ ચૂક્યું છે. તે ભાષાંતરનું નામ તેમ જ મળવાનું ઠેકાણું ઇત્યાદિ લખવા તસ્દી લેશો અને બને તો પરબાર્યો ઑર્ડર કરશો, કે વી. પી. થઈને અહીં મળી જાય.

જે સંક્ષિપ્ત જીવનચરિત્ર-માળા કાઢવા ધારી છે, તેને લીધે ચરિત્રોનું મોટું આખું પુસ્તક કાઢવાનો વિચાર અમલમાં મૂકવા હવે જરૂર લાગતી નથી. આ "માળા" (વિવિધ ગ્રંથમાળા)નું કેટલુંક પરિણામ જોવાયા પછી, કદાચ ફાગણ-ચૈત્રના અરસામાં જ એ ચરિત્રમાળા શરૂ કરી દેવાય તેમ બનવા જોગ છે.

એ 'માળા' પણ ઘણે ભાગે દર માસે આઠ આઠ ફૉર્મની અને આઠ પેજી સાઈઝની નીકળશે. લવાજમ લગભગ 'વિવિધ ગ્રંથમાળા' જેટલું જ રાખી શકાશે, જેથી તેનો બહોળો પ્રચાર સંભવિત છે.

એ સંક્ષિપ્ત ચરિત્રમાળા આ પ્રકારે ધારી છે, કે એક અંકમાં પુરુષ વર્ગનાં તો બીજા અંકમાં સ્ત્રીઓનાં ચરિત્રો આવે; એટલે વર્ષ આખરે જેને ગમે તે આખું પુસ્તક બંધાવી લે; ને ગમે તો બે જુદાં બંધાવી લે.

ઉક્ત પ્રકાર આપની પસંદગી પામશે એમ આશા છે.

આપ સ્ત્રીવિભાગનું કાર્ય સ્વીકારવા લખો છો, એથી મને અત્યંત હર્ષ થયો છે. પ્રિયબંધુ! કેવા-[illegible]ગોમાં કેવું અને

કેટલું કામ અલ્પ યોગ્યતા પર આવી પડ્યું છે અને તેથી તે કેટલો બોજો આપે છે એ લખવું મને અયોગ્ય ભાસે છે; અને તેમાં પણ કાંઈક ઈશ્વરી આનંદનો અંશ અનુભવગમ્ય થતો જતો હોવાથી, હવે ફરિયાદ શાની છે, એમ રોદણાં રડવાનું ઠીક નથી લાગતું; પણ માત્ર કાર્ય ઓછું જ કરી શકાય છે અને કરવા લાગનાર પુરુષો નથી મળતા, એ બાબતો ડંખ્યા કરે છે; જેથી ધારેલ કામો ક્યારે થઈ શકશે, એ બાબતનું અનિશ્ચિતપણું ચિત્તમાં ચાલતું હોય, એવા સંયોગોમાં આપ જેવાની અમુક કાર્ય સ્વીકારવાની 'હા', મને કેટલી શાંતિ આપતી હશે તે સમજી શકો તેમ છો.

પ્રિયબંધુ! સ્ત્રીવિભાગનું કાર્ય આપ હસ્તે રહે તેમાં હું બહુ જ રૂડું માનું છું. આપ જેવાને હસ્તે તે રહે, તે એક ખાસ યોગ્ય પુરુષને હસ્તક રહેવા બરાબર છે.

સ્ત્રી અને પુરુષ દરેકનું ૫૦–૫૦ ફોર્મ વરસ દિવસ માટે જોઇએ. દર વરસે સ્ત્રીઓના ચરિત્રોનું ૫૦ ફોર્મ સાહિત્ય આપ તરફથી મળી શકે, તો એના જેવું રૂડું એકે નથી. પછી તેમ ન બને તો જેટલું પણ આપ કરી આપશો, તેટલું મોટા ઉપકાર સાથે મને સ્વીકૃત છે જ.

આપનું લખાણ જેમનું તેમ છપાવવા અડચણ નથી, પણ એક સૂચના અને એક યાચના તે સાથે વિદિત કરું છું. સૂચના એ, કે ચાલુ સરકારી કાયદાની હદમાં રહીને જ લખાણ તૈયાર થાય. (આ બાબતમાં આપ પણ એ જ મતના હશો, એમાં શક રાખવા મને કારણ નથી.) બીજું, યાચના એ, કે વખતે ભૂલેચૂકે તેવા કોઈ શબ્દો કે વાકયો આવી જાય, તો તે *કાઢી નાખવા કે સુધારી લેવા મને છૂટ મળવી જોઈએ. હાલ એ જ*

આપનો નમ્ર

અખંડના સપ્રેમ ધટિત.

[૭] મુંબઈ, તા. ૧૯-૧-'૧૧

રા. રા. અંબાઈદાસભાઈ, પેટલાદ

આપનો પત્ર ૧૬-૧-'૧૧ નો મળ્યો. રા. રા. મ. ર. ભટ્ટ એઓની માગણીથી જ આપનું અહીં લખવું થયેલું, કે તેમને આ ખાતાએ કેટલીક બૂકો તેમની આજ્ઞા અને દેખરેખ બદલ આપવી જોઈશે. એ વાત આ પત્રથી જાણી. વળી, તે પ્રતો દસમા હિસ્સાની આપવી પડે, એ વાત તો આજે જ જાણી છે.

આ ખાતું જે જે વર્ગની બૂકો છપાવે છે તે જોતાં, તેમને આપવી પડનારી બૂકોની કિંમત આ ખાતાની કિંમતે જોતાં પણ ચાલીસ રૂપિયા ઉપરાંત થવા જાય છે. જે કિંમતે અને જે સંયોગોમાં આ ખાતાને કામ કરવાનું છે, તે વાત પ્રિયબંધુ ! તમારી અજાણમાં તો નથી જ; છતાં એક પાંચ કરમાની સાધારણ જેવી બૂક માટે એટલો ખર્ચ કરવાને અને સહેવાને કેવી રીતે શક્તિમાન થઈ શકે, એ આપની જાણ બહાર રહ્યું હોય, અને એવી એક ખાસ અગત્યની ભટ્ટસાહેબની શરત અમને જણાવવી સરખી પણ તમે ભૂલી ગયા હો – ખરેખર તેમ જ હોય તો કંઈ કહેવાનું નથી; તેમ ન હોય ને બીજું કાંઈ હોય, તોપણ અમો ગરીબ ભિક્ષુ તે સહેવાને જ સરજાયેલા છીએ.

મનોમય સાક્ષી અને બીજા સંયોગો હકીકત સ્પષ્ટ કરે છે, પણ કારણોમાં ઊતરવા કરતાં મૂંગા રહી સહી લેવામાં જ અંતરાત્મા પ્રેરે છે.

એ બૂક રા. ભટ્ટસાહેબની રચેલી છે યા શું શું કારણો છે કે જેથી આવા એક ખાતાને પણ મુક્ત તેઓશ્રી રાખી શકે તેમ નથી, તે તો હજી પણ સમજાયું નથી.

ટૂંકમાં એ જ, કે એવડી રકમનો બદલો આપવાની જરૂર કે ફરજના કારણોથી અજ્ઞાત રાખીને જ તે મગાતી હોવાથી,

તેમ જ તેટલો ખર્ચ કરવાની આ ખાતાની શક્તિ ન હોવાથી, દશાશ પ્રતોની તેઓ સાહેબની સૂચના-આજ્ઞા સ્વીકારી શકાય તેમ નથી.

એ પુસ્તક આ ગ્રંથમાળામાં નહિ આપી શકાય તે માટે મને ખાસ ચિંતા નથી, પરંતુ તે માટે જાહેરખબર અપાઈ કાગળો બે માસ થયાં છાપવા મોકલ્યા. મહા મહિનાના અંક તરીકે તેની ગોઠવણ થઈ અને તે માટેનુ પત્રવ્યવહારથી નક્કીપણુ એવુ હતુ કે કોઈને શંકા આવે નહિ. આ ગ્રંથમાળા કેટલા ઓછા સમયમાં શરૂ કરવી પડી હતી અને તેથી પુષ્કળ લખાણુ કે પુસ્તકની તૈયારી નહિ ને આના ઉપર આધાર રાખી રહ્યા; તે વાત છેક છેલ્લી ઘડીએ જ આમ બંધ પડી! આથી કેવી અગવડમાં મુકાવું પડયુ એ જ અફસોસ છે.

કાલે અહીં ભદ્રસાહેબ પાસે આ વાત વિષે વિશેષ કારણુ જાણવા તેમ જ કહેવા માટે હું ગયો હતો, પરંતુ તેમણે તો આ વાત વિષે વાત જ કરવા ના પાડી. તેમના હૃદયમાં અહીં વિષે કોઈએ જાણે કેમ નહિ ખરાબ વિચારો બેસાડી દીધા હોય તેમ જણાયુ છેવટે પૂછ્તા તમારી સાથે નિકાલ કરી લેવા જણાવ્યુ, પણ તમારા તરફની માગણી તેઓની આજ્ઞાનુસાર જ હોવાથી શુ પૂછવુ કે કરવું રહ્યું પછી?

પ્રિય ભાઈ! તમે તો ભૂલ થઈ કહી છટયા, પણ હજારો મનુષ્યો વચ્ચે અમારી તો ખરાબી જ! ખેર, હવે દિલગીરીનું પ્રયોજન આપને પણ નથી. આ બાબતમાં રસ્તાના ઢેખાળા પેરે મારે તો થાય તે થવા દેવાનો જ ધર્મ-પ્રતિકાર માટે રસ્તા છતાં-રહેલો છે.

સ્વાર્થી કાર્યો અને પરોપકારી કાર્યો વચ્ચે મૂળથી જ વિરુદ્ધતા ચાલી આવી છે. આટલું પણ મારે નહોતુ લખવુ-હૃદયની કચાશે લખાવી દીધુ. તેમાં યે માફી ચાહુ છું. લેશ પણ દ્વેષ-

ભાવ કોઈ માટે સ્વ હૃદયમાં આવે એમાં મારું જ પાપીપણું સમજી તે દૂર કરી દઉં છું. તમે મને માફ કરી દેજો. તમે તો માત્ર વચમાં જ હતા. તમારો સ્વાર્થ આ ખાતાને નડ્યો નથી, કોઈને પણ નડ્યો નથી.

કાગળોનો જવા આવવાનો ખર્ચ જોતાં ત્યાં વડોદરે પૈસા મોકલવાનો વિચાર આપે જણાવ્યો તે જ બરાબર છે. આ વિષે જેટલો વહેલો નિકાલ આવી જાય તેટલો વહેલો મહા માસનો અંક છપાવવાની તૈયારી અમારાથી બની શકશે.

દ્રવ્યની સગવડ મળેથી બીજા કાગળો લઈ અહીં જ બનતા સુધી તે અંક છપાવવો એમ વિચાર છે. પુસ્તકની પસંદગી તો જેવી તેવી તરતમાં જ કરી લઈશું. યાદદાસ્ત પ્રમાણે ઊંચા કાગળ રીમ ૩ રૂા. ૩૨) આશરેના અને રોયલ રીમ ૧૦ રૂા. ૬૬) તથા પેકિંગ મજૂરી ઇ૦ મળી રૂા. ૧૦૦) સો આશરેની રકમ થશે ને સહજ જાણવા લખ્યું છે. હાલ એ જ.

લિ. અખંડના સપ્રેમ ઘટિત

[૮] મુંબઈ, તા. ૨૧-૧-'૧૧

રા. રા. વૈકુંઠરાય માધવલાલ દેસાઈ, અમદાવાદ

સુજ્ઞ મહાશય,

પત્ર ૧૯-૧-'૧૧નો મળ્યો; વાંચી આનંદ થયો.

આ ખાતાના કાર્ય પ્રત્યે આપશ્રીએ દર્શાવેલ સદ્ભાવ માટે ઘણા જ આભારી છીએ. શ્રીમત્ સ્વામીનારાયણના જીવનચરિત્રવાળો આપનો પત્ર મળ્યો છે.

આ 'વિવિધ ગ્રંથમાળા'માં દરેક મણકો અકેક વિષયનો અને બને તેટલા સાર્વજનિક પ્રકારના લેખવાળો આપવાનો

આશય હોવાથી આ ચરિત્ર તેમાં લઈ શકાય તેમ હાલ તો લાગતું નથી. આપના તરફથી સસ્તા માસિકની અથવા તો જીવનચરિત્રમાળાની યોજના શરૂ થાય, તો તેમાં ધાર્મિક ચરિત્રોમાં તે દાખલ કરી શકાય ખરું. ત્યાં સુધી અહીં રાખી મૂકવા અડચણ ન હોય તો સારી વાત; નહિ તો તે લખો તો પાછું મોકલી આપીએ.

વૈદક વિષયની બાબતમાં પણ ઉપલા જ કારણે કટકે કટકે વિષય આ ગ્રંથમાળામાં લઈ શકાય નહિ. વૈદક બાબતમાં આપ પાસે તે લખાણ ગોઠવેલું–લખેલું તૈયાર હોય, તો તે જોયેથી એક આખા મણકારૂપે તે છપાવી શકાય ખરું. તૈયાર ન હોય, તો વૈદકમાંની કઈ કઈ બાબતો આપ લખવા ધારો છો તે અને તે આ માળાના એકાદ અંક જેટલું–સાતેક ફરમા જેટલું–બની શકે તેમ છે કે કેમ તે જણાવશો, તો પત્રવહેવારથી એ વિષે વધુ વિવેચન કરી શકાશે. વૈદક

ગુજરાત વર્નાકયુલર સોસાયટી સાથે આ ખાતાની રચના અને સંયોગો સરખાવી શકાય તેમ નથી. આ વિષે જાહેરમાં હાલ ચુપકીદી રાખી રહેવું જ ઠીક ધાર્યું છે. રૂબરૂ, આ વિષે જાણવા યોગ્ય હકીકત જાણી શકશો.

આપની આ ખાતા પ્રત્યેની ખરી લાગણીને અનુસરી આપે લખેલ સૂચના માટે અમે ઘણા જ આભારી છીએ. સબળ એવી લાગણીવાળા પત્રો થોડા જ મળ્યા છે.

એ સૂચનાઓ વિષે પણ આપ રૂબરૂ જ વધારે પૂર્ણ ખુલાસો જાણી શકશો.

આપના પ્રશ્નોનો પણ એ જ ઉત્તર છે.

આપ બીજાં ચરિત્રો વિષે લખો છો, તે આનંદની વાત છે. એ ખાતે જુદી જ યોજના પ્રભુઇચ્છા હશે તો થશે. જેમાં આપની એ મદદ ખાસ ઉપયોગની થઈ પડશે.

છેવટે આપે જણાવેલ શુભ અભિપ્રાય અને ખાતા માટે દર્શાવેલ શુભ આશિષ માટે ઉપકાર માનતાં આપ જેવા શુભેચ્છકોની શુભેચ્છાઓ કૃપાળુ પ્રભુ સત્વર સફળ કરાવો એવી ઇચ્છા સાથે અટકું છું.

આજ્ઞાથી
દ: વેણીશંકર

[૯] મુંબઈ, તા. ૨૬–૧–'૧૧

રા. રા. પી. પી. યોગી, લીલિયા

માનવંત મહાશય,

આપશ્રીનો અતિ ઉત્સાહપૂર્ણ અને આનંદજનક પત્ર તા. ૨૨–૧–'૧૧ નો મળ્યો. સ્વામીજીએ આપને ધન્યવાદ સહ સચ્ચિદાનંદ લખાવ્યા છે. અમે બન્નેએ આપના પત્ર વિષે તેમ જ બીજા સંયોગો વિષે વિચાર કર્યો છે. જેને પરિણામે વિગતે ખુલાસો લખવાનો કે:—

ત્યાં પ્રદર્શનમાં આ ખાતાની બૂકો મૂકવા મોકલવા તો હરકત જ નથી; પણ અકેક કે બબ્બે પ્રત નમૂના માટે મૂકીએ અથવા ધારો કે દસ દસ પ્રત દરેક જાતની વેચવાને પણ મોકલી હોય, તોપણ તે સર્વ ભેગું થતાં છતાં જે સાવ નાનકડો જથ્થો થાય–દેખાય, તે પ્રદર્શન જેવી ધામધૂમવાળી અને હરેક પ્રકારે જોવા યોગ્ય જગ્યામાં આકર્ષક થઈ પડે નહિ અને તેથી તે તરફ લોકોનું ખાસ ધ્યાન ખેંચાય નહિ.

વળી, આ ખાતું સસ્તા સાહિત્યને લગતી અગત્યની યોજનાઓની અજમાયશો કરવામાં હાલ વધારે રોકાયલું હોવાથી અને તે ખાતે કાંઈ પણ મદદ કે બીજી આવક ન હોવાથી માત્ર છસો રૂપરડી જેટલું તેની પાસેનું ફંડ ઘણું કરીને એ ખાતે નષ્ટ થવા દેવું પડે તેમ હોવાથી, બીજાઓ પાસે માગણી કરવા જવાનું બનતું ન હોવાથી અને ધનવાનો ખુશામતપ્રિય હોઈ આવી બાબતોની અગત્ય સમજવાથી બેનસીબ રહેલા હોવાથી, અત્યારે વધુ કોઈ પણ ખર્ચ માટે સગવડ કરી શકે તેમ નથી.

આ ખાતું અત્યારસુધીનાં ત્રણેક વરસોમાં જે કાંઈ કરી

શકયું છે, તેમાં તેને પોતા પાસેનું ઉપલું કંઇ વખતે વખત જોખમમાં મૂકવું પડ્યું છે; અને તેથી જ જનસેવાની આ પ્રવૃત્તિ આટલે દરજ્જે ખટાવી શકાઈ છે. ઈશ્વરઇચ્છાએ કંઇ દર વખતે બચી જતું રહ્યું છે.

હાલની અજમાયશીનું પરિણામ બેધી ઊલટું આવે તો પણ આશ્ચર્ય નથી, આગ્રહ નથી કે દિલગીરી નથી; પણ ખર્ચની અગવડની તંગી એ લખવાનું મુખ્ય કારણ છે.

ત્યાં પ્રદર્શનમાં જગ્યા આપે પ્રયાસથી મેળવી અને ત્યાં જાતે ગયા અને રહેશો, પ્રયાસ કરશો, એ આપનો જેવો તેનો ઉત્સાહ નથી; પરંતુ જગ્યા શણગારવા કાંઈ માંડવા-બાંડવા જેવું કરવા ઇ૦ ખાતે કાંઈ દસ-વીસનો ખર્ચ પણ કરવો જોઈએ, તે ખાતે આ ખાતું સાવ અશક્ત છે. આપની સ્થિતિ પણ જાણમાં છે, એટલે ઇલાજ નથી.

દરબારે સો રૂ. આ ખાતાને મદદ કર્યાનું આપની જાણમાં હશે, તેમ જ પ્રથમ પુસ્તકની અર્પણપત્રિકા બદલ આ ખાતાને કાંઈ મદદ મળવા અનુમાન હશે; પરંતુ તે બેઉ બાબતો ખાતે આ ખાતાને મદદ જેવું કાંઈ જ નથી મળ્યું, એ ટૂંકમાં માની લેશો.

બીજી હકીકત આ છે, કે:—

(૧) 'એકાદશ સ્કંધ' (૨) 'યોગવાસિષ્ઠ. બે પ્રકરણ'– વૈરાગ્ય, મુમુક્ષુનાં અને બહારનામાં ગણીએ તો (૩) 'સુબોધ રત્નમાળા છત્રીશી'–આ ત્રણ પુસ્તકો અને છબીઓ વિના બીજી બધી જાતનાં પુસ્તકોની સિલક માત્ર પચીસથી તે બસો કોપી સુધીની જ છે. આ બૂકો ફરી છપાશે એમ પણ નથી. અહીં પડી પડી પણ તે મહિના બે મહિનામાં ખપી જશે, એટલે તે ત્યાં વેચવા મોકલવી જરૂરની લાગતી નથી.

'એકાદશ સ્કંધ'ની પ્રતો ત્રણેક હજાર હજી સિલકમાં છે. એ જ એક નિકાલ કરવા માટે ખાસ યત્ન કરવા જેવી બાબત આ ખાતામાં છે.

બીજી એક બાબત તેથી પણ વધારે યત્ન કરવા જેવી છે અને તે હાલ શરૂ થયેલી 'વિવિધ ગ્રંથમાળા'નાં ગ્રાહકો મેળવવાની છે. વધારે અગત્યની એટલા માટે, કે આને માટે મેળવાયલું દરેક ગ્રાહક વરસોનાં વરસો સુધી પુસ્તકો ખરીદતું-મેળવતું રહે, એવી તેની માસિક પત્રના જેવી યોજના છે.

આ ગ્રંથમાળાનો ત્રીજો મણકો અમાસને દિવસે બહાર પડી જશે ખરો. છપાઈ ગયું છે, પૂઠાં બાંધવાની ખોટી છે.

ઉપર જણાવેલી બેઉ ચીજો–'એકાદશ સ્કંધ' તથા 'યોગવાસિષ્ઠ: બે પ્રકરણ'—જો આપ લખો, તો વેચવા માટે પચીસ પચીસ કે ઓછી વધુ મોકલવા હરકત નથી અને પ્રદર્શન વધુ વખત રહેવાનું છે ત્યાં સુધી આપ પણ તે તરફ રહેનાર હો તો જોઈશે તેમ તેમ આપ લખશો તેમ વધુ પ્રતો પણ મોકલવા બની શકશે; પરંતુ આપની તેમ જ અત્રની હાલની સ્થિતિ જોતાં ખાસ પ્રાર્થના એ જ, કે કાંઈ પણ ખર્ચ આ બાબત માટે આપને અથવા આ ખાતાને વેઠવો પડે તેમ ન હોય, તો જ આ પ્રયાસ પણ કરવાનો છે. આપણા લોકો પાસે શરીર અને મન–એ બે પદાર્થોનો જ સદ્‌ભાવ છે. દુર્દશાવશ માનવબંધુઓના હિત માટે આપણે તેનો જ બનતો સદ્‌ઉપયોગ કરવા બંધાયલા અને ઉત્સુક છીએ. જો શુદ્ધ નિષ્કામ જનસેવાર્થ આપણી પ્રીતિ હશે, તો આ બે સાધનો ધન કરતાં વિશેષતાવાળાં હોવાથી વિશેષતાવાળાં પરિણામો જ આપશે.

ગ્રંથમાળાની વ્યવસ્થા એ કરવાની છે, કે અત્રેથી તેનાં

મણુકો ૧-૨ વાળાં પુસ્તકો ત્રીજા તથા ચોથા વર્ગનાં આપ તરફ આવે, તેનું એક પુસ્તક ગ્રાહક થનારને આપી રૂ. ૧।। લેવો અને અહીંથી મોકલાય તે કાચી પાવતીની બૂકમાંથી પાવતી સહી કરીને આપવી અને તેનું નામઠામ ઇ૦ લખી અહીં મોકલવું; એટલે તે મુજબ રજિસ્ટરમાં તે અહીં નોંધાશે અને અહીંના સહીસિક્કા સાથે પાકી પાવતી જે તે મણુકા સાથે તે માણસ પર પોસ્ટ-રસ્તે રવાના થશે.

માટે બે પુસ્તકો તેમ જ ગ્રંથમાળા માટે પ્રયાસની આવશ્યકતા ખાતે આપ ધ્યાનમાં લઈ લખો, તો અહીંથી પ્રતો મોકલવા હરકત નથી.

'એકાદશ સ્કંધ'ના પૈસા આવે તો જેટલું વેચાણ વધુ થાય, તેટલું તેની આવકમાંથી અગત્યનું પુસ્તક જલદી છપાય તેમ છે.

સવેળાથી જ ખપતનો સંભવ જણાતો હોય ને ૫૦-૫૦ નકલ લખશો તોપણ મોકલીશું. છબી પણ મોકલીશું. નવી લીલા રંગમાં વધુ સારી હાલ છપાઈ છે.

એક બીજી વાત લખવી રહી જાય છે તે એ, કે ઉપલો પ્રયાસ પ્રદર્શનની બહાર કરવો ઠીક પડે તો વધુ સારું; જેથી પ્રદર્શનની અંદર માટે સગવડો અને ખર્ચ કરવાનો પ્રશ્ન જ ન રહે. જો ખર્ચ કશો ન જ કરવો પડે તેમ હોય, તો તેમ કરવા ખાતે પણ હરકત નથી.

ખર્ચની બાબતમાં અમારું વારંવાર લખવું કદાચ વધારો પડતું સમજાશે; પણ વસ્તુસ્થિતિ આગળ તેમ કરવું જ પડે છે.

જો પ્રદર્શનની અંદર જ સગવડ કરવાનું ઠરે, તો આ ખાતા તરફની દરેક બૂકની અકેક યા બબ્બે યા પાંચ કે દસ

પ્રત મોકલવા હરકત નથી; પણ છેવટને સમયે ત્યાં ને ત્યાં જ તે ખપી જાય, તો જ ઠીક પડે. અહીં પાછી મગાવવી પડે નાહ.

'યોગવાસિષ્ઠ—વૈ૦, મુ૦ પ્રકરણ', 'એકાદશ સ્કંધ' તથા 'ગ્રંથમાળા : મણકા ૧–૨', 'આર્યભિષક્' અને 'સુ૦ ૨૦ છત્રીશી' એ તો પાછળથી પણ માગશો; જેટલી માગશો તેટલી પ્રતો મોકલવા જરા યે હરકત નથી.

પ્રદર્શનમાં દેખાડવા બને માટે 'વિવિધ ગ્રંથમાળા'ની પહેલા તેમ જ બીજા વર્ગની પણ અકેક યા બબ્બે પ્રતો મોકલવા આપ લખશો તો હરકત નથી.

મહારાજાશ્રી માટે આ ખાતાનાં પુસ્તકોની અકેક નકલ તો વડોદરે તેમના સેક્રેટરીએ ઘણે ભાગે તેમને જ માટે ખરીદવાનું ધ્યાનમાં છે.

'વિવિધ ગ્રંથમાળા'ની દરેક જાતની અકેક પ્રત તેઓશ્રીને ખાતાની વતી ભેટ આપવાનું આપને યોગ્ય લાગતું હોય અને જો તેમનું ખાસ તે તરફ ધ્યાન ખેંચાય એવી રીતે તેમને આપી કે પહોંચાડી શકાય તેમ હોય, તો તેમ કરવામાં પણ અમે સંમત છીએ.

આપના ઉત્સાહ માટે અને મેળે મેળે તે માટે ઉઠાવેલ પ્રયાસ માટે આપનો અમારે કેવી રીતે આભાર માનવો કે ધન્યવાદ આપવો એ સમજાતું નથી.

પ્રદર્શનને દિવસે આપને મળી ચૂકે એમ તો થવું મુશ્કેલ લાગે છે, તોપણ જો પ્રદર્શનમાં મૂકવું ઠરે જ અને ઊઘડે તે દહાડે આવી પડે તો ઠીક એમ આપને ખાસ લાગતું હોય, તો પુસ્તકનું નામ અને પ્રતોનો આંકડો, એ પ્રકારનો તારસઉથી ઓછા દરવાળો મૂકશો, એટલે તે તરત મેલમાં રવાના કરીશું.

અહીંનું સરનામું:— 'સસ્તું સાહિત્ય–કાલબાદેવી, મુંબઈ' એટલું કરવું તારમાં બસ છે.

દરબારને આ ખાતાએ નહિ, પણ એક ગૃહસ્થે સ્વખર્ચે આ ખાતાનાં પુસ્તક અર્પણ કર્યાં હતાં. એ સહજ જાણવા લખ્યું છે. તેમના સો રૂપિયા પણ તે ગૃહસ્થની અગાઉ ભૂલને લીધે સ્વીકૃત કરી શકાયા નથી.

'વિવિધ ગ્રંથમાળા'ના મણકા તે તરફ છપાવવાનું બહુ અગવડ ભરેલું હોવાથી દિલગીર છીએ કે તેમ બની શકે તેમ નથી. પોપટભાઈ મળે તો સચ્ચિદાનંદ!

આ ખાતા માટે એક મશિન પૂરેપૂરું ચાલે તેટલું ચાલુ કામ હવે થોડા માસમાં ગોઠવાશે, જે માટે અમદાવાદ કે વડોદરા કોઈ પ્રેસ સાથે ખાસ કોન્ટ્રાક્ટ કરવા ધારણા છે; તે વિષે ન્યૂઝમાં જાહેર ખબર પણ આજકાલ આવનાર છે.

'આર્યધર્મપ્રકાશ'ના મંત્રી તરીકે જે ગૃહસ્થ હતા, તેમનું નામ જણાવવા કૃપા કરશો; અને તેમની સંગ્રહ કરેલી પ્રત જોવા મોકલવા તસ્દી લેશો; એટલે થોડા દિવસમાં તે વિષે નિર્ણય જણાવીશું. ઉતાવળમાં ટપાલનો વખત જાય છે. બાકી હશે તે કાલે. એ જ.

આજ્ઞાથી
દ: વેણીશંકર

[૧૦] મુંબઈ, તા. ૨૭-૧-'૧૧

રા. રા. પ્રાણજીવનભાઈ ઉદ્ધવજી, ભાવનગર

પરમપ્રિય આત્મબંધુ !

આપનાં બન્ને કાર્ડ મળ્યાં. જાહેરખબરમાં આપને લોભનું જ કારણ પ્રતીત થયું એ દિલગીરીની વાત છે. ખરી વસ્તુસ્થિતિ અથવા તો લોભના ખરા અર્થની અજાણતા એમાં કારણરૂપ લાગે છે.

જગતમાં વીસ વસા કોઈ બાબતમાં ઊણપ હોય, તેમાંના એક, બે યા જેટલા બને તેટલા વસા પરોપકારવૃત્તિ ઉમેરી શકે તેમ હોય, તેટલા જ ઉમેરી શકાય. બાકીના ન ઉમેરી શકાતા હોય તે બદલ થતું હોય તે પણ ન કરવું-તેટલું પણ ન કરવું, એમ તો તમારો આશય નહિ જ હોય.

આપે લખ્યા કરતાં દસગણી તેવી જા. ખ. ન આપવા છતાં મોંઘાપણાનો અંશ દૂર ન થતો હોય તેવા જમાનામાં અને સંયોગોમાં-એટલું જ નહિ, પણ ખર્ચી નાખવાના જ હોય તેવા પૈસા વડે વાચન પ્રસિદ્ધ કરવા છતાં પણ મોંઘાપણું ન મટાડી શકાતું હોય તેવા જમાનામાં-બીજી બાબતો જેમ રહેતી-ચાલતી હોય તેમ નાઈલાજે રહેવા દઈને પણ મોંઘાપણાનો કંઈક અંશ પણ દૂર કરવા પ્રભુકૃપાએ સફળતા થશે તો બસ છે. સસ્તાપણું લાવવારૂપ મુખ્ય ઉદ્દેશ કચરાઈ જાય એટલે દરજ્જે બીજી ઉપયોગી છતાં ગૌણ બાબતોને મોખરે રાખવી યોગ્ય લાગતી નથી; જેમાં જાહેરખબરો, સ્વદેશી વગેરે બાબતો આવી જાય છે. પ્રિયબંધુ ! કરવા જેવું ઘણું છે; તેમાંથી એકાદ વ્યક્તિથી કેટલું કરી શકાય ? જે જે અંશમાં જેના જેનાથી કંઈક થઈ શકે, તે તે તેણે કરવાનું છે. બીજું

નથી થતુ તે તરફ ઊણપ-દૃષ્ટિ એકબીજા માટે રાખવા કરતાં તેવો એબદ ઊણપનો અંશ પૂરવામાં બનતી તત્પરતા રહે એ જ વધારે યોગ્ય છે. વિશેષ દલીલ સહિત આ વિષે લખવા જેવું હોય, તે લખાઈ આવવા આશા છે

આપને લોભનો આશય જણાયો એ પ્રભુઇચ્છા ખુલાસે ચડતા, કરવાનુ રહી જવા ધારતી છે. સમર્થ સત્તા-કૃષ્ણસત્તાના સ્ફુરણો, મહદ્ પુરુષોની આજ્ઞા અને વર્તનો, લોભનો આશય જણાવવાની તરફેણમા મને જણાતા નથી.

ઉપરાત, જે કાઈ કરવાનુ, સહેવાનું અને વિના સાધને ગમે તે રીતે ગબડાવવું પડતુ હોય ઇ૦ બાબતો તો જે મહદ્ સત્તાની આજ્ઞાપાલનાર્થે કરવી પડતી હોય, તે લોભના આરોપ આગળ સમજાશે જ કેમ?

પરમસત્તા સર્વજ્ઞ છે અને સર્વોપરિ છે, એટલે પૂર્ણ સતોષ અને આશ્વાસન છે-આનંદ છે.

બધા ય ટકા એક તરફથી પૂર્ણ થવા આશા મૂકી, એકથી ના બને તો બીજાએ ને બીજાથી ના બને તો ત્રીજાએ ઉપાડી લઈ પૂર્ણતાનો પ્રયત્ન કરવો ઉચિત છે. તે વિના એક એક વ્યક્તિનાં કાર્યો તપાસ્યા જ કરવાથી નો બધે નવાણું નવાણુ ટકાના ખાડા પ્રતીત થયા કરવાના, એ નમ્ર ભાવે મારે આપ સજ્જનોને સૂચવવાનું છે

'હિંદની ઉન્નતિનો માર્ગ' વિષે આનંદપૂર્વક સંમતિ વાચી આનંદ થયો સૂચનાઓ ધ્યાનમાં રાખી ચોથા અંક તરીકે તેની સત્વર તૈયારી કરવાની હોવાથી તેની પ્રત જલદી સુધરાઈ આવવા પ્રાર્થના છે. હાલ તો છાપવી છે તે સોંપી દઈશુ અને આપે સુધારેલું પ્રૂફ વખતે સુધારીશું. તમારે બહુ સુધારી મોકલવાનુ હોય, તો તો આમ કરવું પણ ઠીક નહિ પડે. કાઈ કાઈ સુધારવાનું હોય તો તેમ ચાલશે. ઉત્તર

લખશો અને જલદી સુધરાઈ આવે તેમ કરશો. જનકલ્યાણનો જે અંશ તમે પૂરવા મથો છો, તે સારી રીતે જાણું છું જ.

અખંડ

[૧૧] મુંબઈ, તા. ૨૮-૧-'૧૧

રા. રા. 'પ્રજાબંધુ' પ્રેસના માલિક, અમદાવાદ

સાહેબ,

આ સાથે અહીંથી પ્રસિદ્ધ થતી 'વિવિધ ગ્રંથમાળા' જેનું એકેક પુસ્તક સવાસો પાનાનું દર માસે નીકળે છે, તેની મણકા ૧-૬ વાળી ભેગી બાંધેલી બૂક આપ તરફ બૂક-પોસ્ટથી મોકલી છે તે સ્વીકારશો.

આ 'ગ્રંથમાળા' અમે દર માસે મોકલતા રહીએ અને બદલામાં આપનું 'પ્રજાબંધુ' અમને મળતું રહે એ વાત જો આપને સંમત હોય, તો અમે તેમ કરવા રાજી છીએ.

'આ 'ગ્રંથમાળા'માં કેટલાંક સારાં માસિકોની જાહેર-ખબરો અમે બદલામાં લેવાનું રાખ્યું છે ને આપના જોવામાં આવશે. એને બદલે તે માસિકો આ ખાતા તરફની એકેક પેજની જાહેરખબર લે છે.

આપની પાસે પણ અમે તેવું ધોરણ શરૂ કરવા ઇચ્છીએ છીએ-તે એવી શરતે, કે અમે આપના ન્યૂઝની જાહેરખબર 'વિવિધ ગ્રંથમાળા'ના દરેક પુસ્તકમા એકેક પેજની લઈએ, તેના બદલામાં અમારી જાહેરખબર આપના પેપરમાં દર મહિને એક વખત બે કોલમ જેટલી લેવી. અમારે એકી વખતે બે કોલમ કરતાં વધારે લેવરાવવી હશે, તો એક મહિનાને બદલે બે ત્રણ મહિનાની એકી વખતે જ ભેગી લેવરાવીશું-મતલબ કે દર માસે બે કોલમ લેખે થઈને વરસમાં કુલ ચોવીસ કોલમ

જેટલી અમારી જાહેરખબર તમારે લેવાની છે.

અમારે કે તમારે પણ જાહેરખબરમાં વધારે ફેરફાર કરવાનો હોય ત્યારે નવું કંપોઝ કરવું પડે તેટલા ભાગ બદલ અમારા દર પેજે અને આપના દર કોલમે ચાર આના પ્રમાણે ચાર્જ એકબીજાને મજરે આપવો.

અમારી 'વિવિધ ગ્રંથમાળા'ની હાલ દર માસે સવા બે હજાર પ્રતો છપાય છે; તે ઉપરથી હિસાબ લઈને આપ સરખાવી જોશો તો આપને ખાતરી થશે જ, કે ઉપર જણાવેલી રીત એકબીજાને લગભગ સરખો જ લાભ આપનારી છે. વળી, ન્યૂઝ કરતાં પુસ્તકો વધુ વખત, વધુ હાથે અને દરેક હાથે એક કરતાં વધુ વખત વંચાય છે તથા ઘણા લાંબા સમય સુધી તે જળવાઈ રહે છે. આ બાબત તરફ ધ્યાન આપતાં 'ગ્રંથમાળા' સાથે જાહેરખબરના બદલાની આ વાત અધિક હિતકારી છે એમ આપને સ્પષ્ટ થશે જ.

આ ખાતું જ ખ. ખાતે આપની મફત મદદ પણ માગી શકે અને મેળવી શકે; પરંતુ સહજ પ્રકારે આમ અરસપરસ લાભ આપી શકાતો હોવાથી આ બદલાની રીત જ અમને વધુ સારી જણાઈ છે.

આવી રીતે સહજમાં એકબીજાના કાર્યને પ્રસિદ્ધિમાં મૂકવારૂપ મદદ અરસપરસ આપવી-લેવી એ ઘણી જરૂરની અને ડહાપણની વાત છે, એ આપ જેવાને જણાવવું પડે તેમ છે જ નહિ.

આશા છે, કે આ પત્રનો અનુકૂળ ઉત્તર આપશ્રી તરફથી મળશે જ. અમારી માગણીમાં કાંઈ પણ ભૂલભરેલું હોય એમ લાગતું નથી, છતાં તેવું કાંઈ આપને લાગે તો તે જણાવવાથી તેમાં ખુલાસો અથવા સુધારો કરવા અમને હરકત નથી.

બીજું, હવે આ ખાતાનું છપાવવાનું કામ પુષ્કળ થઈ પડે તેમ હોવાથી દર વરસે પાંચસો ફરમા સુધીનાં કામ માટે એક યા બે પ્રેસમાં થઈને પાકી ગોઠવણ કરવા વિચાર છે, જે વિષે આવતી કાલના "ગુજરાતી"માં અમે જા. ખ. આપી છે; તે તરફ આપનું ધ્યાન ખેંચવા રજા લઉં છું.

હાલ તરતમાં ચારેક બુકો થઈને પચાસેક ફરમા જેટલું કામ (દર ફરમાની સવા બે હજાર નકલ લેખે) છપાવવાનું છે, તેના કાગળો આવતી ૧૫મી સુધીમાં અમદાવાદ આવી જશે.

ઉપલા કામમાંથી એક મહિનામાં થઈને જેટલું કામ આપ કરી આપી શકો તેમ હો, તેટલું આપના પ્રેસમાં છપાવવા ઇચ્છા છે. બીજું બે ત્રણ ઠેકાણે થઈને આપવા ધારણા છે. આમ કરવાનું કારણ એટલું જ, કે મોટા પાયા પર કોઈ પ્રેસ સાથે ગોઠવણ કરવા અગાઉ બે-ચાર પ્રેસનો અમદાવાદમાં અનુભવ લેવો.

**પ્રૂફ કોપી**: એ કોપી બરાબર ત્યાં મેળવાઈ રહેવા પછી ઑર્ડર માટે અહીં આવવી જોઈએ, જે તે જ દિવસે રવાના કરી દઈશું.

છાપવાનું ગુજરાતીમાં જ છે, સંસ્કૃત નથી. ટાઈપ પાઇકા અથવા ઇંગ્લિશ-એમાંથી એક જ જાતના લેવાના છે.

એક વાત બીજી લખવાની છે; તે સહજ છે, તોપણ લખવી જોઈએ, કે આપ સાથે સુપર રૉયલના રૂા. ૫ાા અને રૉયલના રૂા. ૫ાનો ભાવ આગળ ૨૧૦૦ પ્રત માટે કરેલો છે; પરંતુ પ્રતો છપાવવાનો નિર્ણય છેવટે ૨૧૦૦ને બદલે ૨૩૦૦નો થયેલો છે, માટે તેટલી પ્રત બદલ જ એ ભાવ ગણવા તસ્દી લેશો.

કેટલી ય વખત વાતો કર્યા છતાં અમલ કર્યાનો હજી આપ સાથે સમય નહોતો આવ્યો ને હવે આવ્યો છે. પ્રભુ-

ઇચ્છા હશે, તો એ બાબત આગળ ઉપર વધારે ને વધારે કાર્યસફળતા લાવનારી થઈ પડશે.

કુલ નીચલા મુદ્દાઓ પર ઉત્તર બનતી તાકીદે મળે તેમ તરદી લેશો.

૧ 'ગ્રંથમાળા' અને 'પ્રજાબંધુ' બદલામાં મોકલવા વિષે

૨ અરસપરસની જાહેરખબર લેવા વિષે

૩ હાલ અમારે છપાવવાની બુક વિષે

સ્વામીજીએ આપને તથા મટુભાઈને જય સચ્ચિદાનંદ લખાવ્યા છે તેઓ આઠેક દિનમાં તે તરફ આવવા ધારે છે.

આજ્ઞાથી
દ. વેણીશંકર

[ ૧૨ ] મુંબઈ, તા. ૨૯-૧-'૧૧

અનેક સદ્‌ગુણસંપન્ન નામદાર .. દરબાર શ્રી ...

પ્રિય દરબારશ્રી !

વિના પૂછ્યે કહેવા જતા કેટલીક વખત સામાને શંકા અથવા તો એવી કોઈ વૃત્તિ ઊપજી આવવા સંભવ જાણવા છતાં થોડીક શરૂઆત થઈ ચૂકી જ છે એટલે હવે આગળ વધવા વૃત્તિ પ્રેરાય છે. આપ એક સુયોગ્ય બ્રહ્મવિદ્યાના અભ્યાસી છો એ જ દૃષ્ટિથી આ પત્ર લખું છું.

આપશ્રી સ્વ૦ લાઠી દરબારના એક પરમ મિત્ર હોઈ તેમણે લખેલું બહોળું સાહિત્ય માસિકપત્રના રૂપમાં બહાર પાડવા ધારણા રાખો છો, એ વાત મારા પરમ મિત્ર અને સસ્તા સાહિત્ય ખાતાના માનનીય મેમ્બર રા. અમૃતલાલ પઢિયાર દ્વારા માગી જાણવામાં આવી હતી.

ઉપર પ્રમાણે થાય એ ઘણી જ જરૂરની અને આનંદ ઉપજાવનારી બાબત છે. મારે એ બાબતમાં સૂચવવાનું ખાસ કરીને એ જ છે, કે જો સ્વર્ગસ્થની ઉત્તમ પ્રસાદી ગુજરાતના નિર્ધન અને અજ્ઞાન લોકો સુધી પહોંચી વળે-ઘણા બહોળા પ્રમાણમાં પહોંચી વળે અને માત્ર થોડાક ધનવાનોને પહોંચીને તે જો અટકે નહિ તેમ કરવા આપશ્રી ઇચ્છતા હો, તો એ સાહિત્યની કિંમત માત્ર નામની જ રાખવાની જરૂર છે. સુજ્ઞ દરબાર ! જ્ઞાનની કિંમત આપને જરા પણ ઓછી હોય એ તો માની શકાય જ નહિ. એ મહદ્ વસ્તુના ભોગી અનેક નિર્ધન અને અલ્પધન વાચકોને બનાવવા હોય અને જ્ઞાન-દાન-જ્ઞાનયજ્ઞનો કંઈક રૂડો લહાવો આત્મકલ્યાણ-આત્મ-શાંતિ અર્થે લેવો હોય, તો સસ્તું કરવા માટે કેટલેક દ્રવ્યનો ભોગ પણ આપશ્રીએ આપવો જ પડશે.

આપશ્રી ખેતીવાડીના પણ અભ્યાસી અને તેની ઉન્નતિના અભિલાષી છો. આ બાબત હિંદમાં ખીલવવાનું અને દેશને સર્વથી વધુ આર્થિક લાભ પહોંચાડવાનું વિશાળ ક્ષેત્ર આ દેશમાં બીજું કોઈ પણ ભાગ્યે જ કહી શકાય તેમ છે.

એ કારણે કેટલેક દ્રવ્યનો ભોગ આપીને પણ જો એ બાબતનું એકાદ ઘણું સસ્તું માસિક પણ કાઢવામાં આવે, તો દેશની તેથી ઘણી જ અગત્યની સેવા બજાવી ગણાય. એ માસિકનું હિંદી, મરાઠી ઇત્યાદિમાં ભાષાંતર કરાવી ઘણા બહોળા પ્રમાણમાં ફેલાવી શકાય. ઉપલી બાબતો સૂચવવા તેમ જ એ વિષે કાંઈ વિશેષ વાતચીત-ખુલાસો સસ્તાપણું લાવવા બાબતનો કરવા ઇ૦ માટે મુંબઈમાં આપને મળવાનો વિચાર મને થયો હતો. 'સસ્તું' સાહિત્ય વર્ધક કાર્યાલય'ની પ્રવૃત્તિમાંથી અવકાશ કાઢી મળવા ઇચ્છા થઈ હતી અને તે

વિષે રા. પુરષોત્તમ ઉદયશંકર (બાલુભાઈના ભાઈથી) માર-ફતે મેં તપાસ કરાવી હતી; પણ અનાવકાશ આપનો અથવા તો વળી કોઈ બલા ગળે પડવા આવતી હશે એવો કંઈક ખ્યાલ અંતરાયરૂપ થયો હોય તેવો ઉત્તર મળ્યો હતો.

ફિકર નહિ, દરબારશ્રી! પાવલીના મત્તર પણ સામા આપવા જવું એ ગમે તેવી પરોપકારવૃત્તિયુક્ત હોય, તોપણ મહદ્ પુરુષોએ શુભ પરિણામદાયક નથી ગણ્યું; એ મને પણ ખબર છે, હતી.જ. છતા મનુષ્યત્વજન્ય ભૂલોથી કોણ દૂર રહી શકયું છે?

આ ખાતા તરફથી નીકળતી 'વિવિધ ગ્રંથમાળા' જે જુદી જુદી સ્થિતિવાળાઓને માટે ચાર જાતની કાઢવામાં આવે છે, તેની કિંમત, કદ ઇત્યાદિ આપશ્રીના જોવામાં આવે અને સસ્તા તરફ કંઈક વિશેષ વલણ ઉપજાવે એ હેતુથી, રા. પુરષોત્તમભાઈ સાથે તેમાંની ત્રણ જાતની ત્રણ પ્રતો આપશ્રીને નજરે પાડવા સારુ મોકલી હતી; પણ પછી તે તેમણે આપશ્રીને ભેટ દાખલ આપવી યોગ્ય ધારી તેમ કર્યું. એ વાત જાણતાં એ પણ રૂડું થયું એમ મને લાગ્યું છે. મોટે ઠેકાણે ભેટો મોકલવામાં સાધારણ રીતે રખાતા હેતુ જેવો હેતુ હોવાનું અનુમાન નાહકનું ન થાય તે ખાતર જ આટલો ખુલાસો લખવો યોગ્ય ધાર્યો છે.

એ 'ગ્રંથમાળા'ના સહાયક વર્ગમાં વાર્ષિક રૂ. ૨૪) ના દરથી અમુક સંખ્યાના ગ્રાહકો મેળવી શકાય તો જ તેને લગતો વ્યવસ્થાનો ખર્ચ તેમાંની બચત વડે ચલાવી શકાય તેમ હોવાથી, આ સસ્તા સાહિત્યની બાબત તરફ દિલસોજી ધરાવનાર કેટલેક ઠેકાણે તે પ્રકારના ગ્રાહક થવાની માગણીઓ મોકલવી અમે ચાલુ કરી છે.

આપ નામદારને પણ ભેગાભેગું આ પત્ર સાથે જ લખવું યોગ્ય ધારું છું, કે આપશ્રી સહાયક વર્ગમાં આ 'ગ્રંથમાળા'ના ગ્રાહક થવાની જો યોગ્ય લાગે તો સંમતિ લખાવવા તસ્દી લેશો. **વિદ્વાનોની વિદ્યા, મહાપુરુષોની ઉપદેશપ્રસાદી ને શક્તિવાનોના દ્રવ્યબળની સહાયતા વડે દીન, દુઃખી, ગરીબ, અજ્ઞાન દેશબંધુઓમાં સાહિત્ય પહોંચાડવારૂપ પીરસણિયાનું કામ આ સંસ્થા બજાવે છે.** તેમાં એ પ્રકારે આપ સહાયક થાઓ એવી મારી ઇચ્છા અને ભલામણ છે. દીનતા અને આડંબરયુક્ત વચનો કોઈ આગળ પણ લખવાં એ આવા કાર્યમાં સહાયની ઘણી જરૂર છતાં અને ખુશામતપ્રિય જમાનો છતાં અયોગ્ય છે. 'વિવિધ ગ્રંથમાળા'ના પ્રથમ પુસ્તક સાથે જોડેલી સસ્તા વાચનની યોજનાની એક છૂટી પ્રત આ સાથે મોકલી છે, જે વાંચવા માટે આપશ્રી તથા રા. રા. રૂપશંકરભાઈને ખાસ ભલામણ છે.

બંધુશ્રી અમૃતલાલભાઈ સાથે આપશ્રીને વાત થયેલી ને ઉપરથી તેમણે મને લખેલું, કે કલાપીના લેખો, 'કલાપીનો કેકારવ' ઇત્યાદિ ઉપર કોઈનો ખાસ હક નથી, પણ તે સાર્વજનિક છે; એટલે તે કોઈ પણ છપાવી શકે તેમ છે. એ ઉપરથી એક બે લેખો આ 'ગ્રંથમાળા'માં આપવા વિચાર કરીને તે વિષે જાહેરખબરમાં પણ જણાવી ચુકાયુ છે.

'હમીર કાવ્ય' એવી રીતે કાઢવાની કેટલીક ગોઠવણો થઈ ચુક્યા પછીથી તે ઉપર રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ તરફથી દશમા ભાગની ખૂંડી મેળવવાની માગણી આવવાથી, તેમનો તેવો હક શાથી છે તે નહિ સમજાયાથી, તેમ જ તે માગણીને પહોંચી વળવા આ સાધન રહિત-જાતમહેનતે ચાલતુ

'સસ્તું સાહિત્ય' ખાતું શક્તિવાન ન હોવાથી, તેમ જ તે કાવ્યની કૉપી તેમને હસ્તક હોવાથી છેવટે 'હમીર કાવ્ય'નો વિચાર માંડી વાળવો પડ્યો છે.

'કલાપી' રચિત અન્ય કોઈ ઉત્તમ કાવ્ય કે લખાણુ આપશ્રી અથવા રા. રૂપશંકરજી તરફથી મળે, તો તે પ્રસિદ્ધ કરવા આતુરતા છે. પાંચ–સાત ફરમાનું હશે ત્યાં સુધી ચાલશે.

'કલાપીના સંવાદો' પણ એક મણકારૂપે આ 'ગ્રંથમાળા' દ્વારા આપવાનો ઇરાદો રાખીને લખાણુમાં જાહેર કર્યું છે. આ પુસ્તક આપશ્રી તરફથી જ છપાવાઈને હાલમાં જ વેચવાનું શરૂ થયેલું સાંભળ્યું છે; માટે એ વિષે આપને વિનતિ કરવાની, કે તે અમે છપાવીએ નો કોઈ તરફથી કોઈ રીતની હરકત છે?

એની બેથી ત્રણ કોપીની પણ જરૂર છે; માટે તે કયાંથી મગાવી લેવી તે વિષે ઉત્તર લખાવવા તસ્દી લેશો.

એમાં બીજા એક બે યા વધુ સંવાદો ઉમેરવાને મળી શકે તેમ હોય, તો સાત–આઠ ફરમાનો મણકો પૂરેપૂરો થઈ રહે. ન મળે તેમ હોય, તો છે તેટલા માટે પણ હરકત નથી.

કંઈક લંબાણુ તો થયું છે જ; પરંતુ તે વિના જરૂરે નથી થયું એમ આપશ્રીને જણાશે જ, એમ આશા છે. પ્રત્યુત્તરની રાહ જોતો,

આપનો
અખંડાનંદના
સપ્રેમ નારાયણસ્મરણ

[૬૩] મુંબઈ, તા. ૨૯-૧-'૧૧

... ... ... ... ન્યાયાધીશ, અમદાવાદ

પ્રિય સજ્જન,

આપના '૨૦-૧-'૧૧ના મળેલ પત્રનો વીગતે ઉત્તર અવકાશે આજે લખી શકયો છું, તો તે દરગુજર કરશો.

આપે વીગતવાર અભિપ્રાય અને રહી ગયેલી સુધારવાની હકીકત તથા સૂચનાઓ લખવા જે સ્તુત્ય શ્રમ લીધો છે, તે માટે આપનો આભારી છું. આપની પેઠે કાળજીથી આવો પરિશ્રમ લેનાર સજ્જનો અમને કોઈ કોઈ જ જણાયા છે.

અભિપ્રાયો છપાવવાની બાબતમાં હાલ તરત કાંઈ ન કરતાં જે કાંઈ સૂચનાઓ મળે તે પ્રત્યે બનતું ધ્યાન આપવાનો જ અમે વિચાર રાખ્યો છે.

વેપારીઓની જ એવી રીત છે; અને પોતા માટેના સારા વિચારો ભેળા કરી તેઓ છપાવે છે એ ખરી વાત છે. આ ખાતાને તેવો કશો જ સ્વાર્થ નથી, એ સર્વ હકીકત આપની લખવી ખરી જ છે; પરંતુ જનકલ્યાણનો હેતુ દેશકાળને અનુસરીને વધુ સારી રીતે સિદ્ધ કરવાને ખાતર પરોપકારીઓએ પણ બીજાના જેવી કૃતિ કરવા જરૂર પડે છે. સ્વાર્થ અને પરોપકાર એમ બેઉના આશયમાં આસમાન-જમીનનો ફેર હોય છે જ; અને સફળતામાં તે આશયો અગત્યનો ભાગ બજાવે છે, પરંતુ ક્રિયાઓ કેટલીક વખત બેઉની સરખી જ હોય છે. લોકોની જાણમાં એક વાત હરકોઈ પ્રકારે ન લવાય ત્યાં સુધી તેઓ લાભ લેવાને ન ખેંચાય એ તો સ્પષ્ટ જ છે. આ ખાતાએ પણ જાહેરખબરો આપવી શરૂ કરી ત્યારથી જ પુસ્તકોની ખપત વધવા માંડી હતી. પોતા માટેના શુભ અભિપ્રાયો સ્વહસ્તે પ્રસિદ્ધ કરવા પડે એ સંકોચભર્યું જ

છે, માટે અમને પસંદ પણ નથી; છતાં સંયોગોને અનુસરીને કદાચ તેમ કરવામાં જનહિતની અધિક પ્રતીતિ થાય તેમ હોય ત્યારે આપણે સંકોચ વેઠવો પડે નહિ; તેને લીધે હિત થતું અટકાવવું એ ઠીક જણાતું નથી. **પરોપકારનાં કાર્યો ખરેખર કાંઈ તેના કર્તાઓની પોતાની લાગણીઓને સંતોષવાના આશયવાળાં હોવાં જોઈએ નહિ; પરંતુ કેટલીક વખત લાગણીઓને દબાવવારૂપ સહનશીલતા રાખીને પણ જનહિતનો આશય સિદ્ધ કરવાની જરૂર સમજવી જોઈએ.** આ મારો નમ્ર વિચાર છે; જેમાં સકારણ ફેરફાર કરવા જેવું હોય, તો જણાવી આભારી કરશો એમ આશા છે. આ લખવું કાંઈ તેમ કરવાનું છે એ માટે નહિ, પણ એક નિયમ ખાતર જ થયું છે.

અભિપ્રાયો યા જાહેરખબરોની પ્રસિદ્ધિથી પરિણામમાં ફેર પડવામાં આ પણ એક સબળ કારણ છે, કે અતિશયોક્તિઓથી સ્વાર્થીઓને હાથે માણસ એક વાર છેતરાઈને અટકે છે, જ્યારે ખરી હકીકત જણાવનારાઓ માટે ઊલટું આકર્ષણ વધે છે.

સારા અભિપ્રાયો આ ખાતાના કાર્ય માટે હજારોની સંખ્યામાં આવવા છતાં તેને જાહેરમાં મૂકવા હજી સુધી તો અમે ઘટતું ધાર્યું નથી; એટલું જ નહિ, પણ મુંબઈના બહોળી ઘરાકીવાળા પત્રના માલિકે સ્વાર્થવશ જે હલકું લખાણ અત્ર માટે લખેલું, તેનો પણ કાંઈ પ્રતિકાર જાણી જોઈને કર્યો નથી. આપ શાસ્ત્રજ્ઞાતા છો, તેમને આ વાત તો તદ્દન સ્પષ્ટ હશે જ, કે નિષ્કામ અને સકામ કર્મોમાં મુખ્ય ફેરફાર બહિર્ ક્રિયાઓમાં નહિ, પણ હૃદયગત આશયોમાં જ હોય છે. 'મહાભારત'ના યુદ્ધ-સંગ્રામમાં દરેક પક્ષમાં નિષ્કામી અને સકામી યોદ્ધાઓ હતા જ અને સકામીઓના હિત ખાતર

યા લોકયાત્રા ખાતર યુદ્ધરૂપ બહિરક્રિયા નિષ્કામ યોદ્ધાઓએ પણ તેવી જ કરવી યોગ્ય ધારી હતી–બલકે સકામીઓ કરતા 'મહાભારત'માં નિષ્કામીઓ જ સર્વથી વધારે બળથી અને આગ્રહથી લડ્યા હતા. આ મુદ્દા પર લંબાણ બહુ થવા માટે ક્ષમા કરશો.

'આર્યધર્મનીતિ' જે મૂળ આવૃત્તિ પરથી અમારે સુધરાવીને લેવી પડી છે, તે મૂળ પુસ્તકમાંની ભૂલો અને અશુદ્ધિઓ આપ જુઓ, તો જ તેને હાલની હાલતમાં લાવવા માટે કરવો પડેલો પ્રયાસ આપશ્રીના ધ્યાનમાં આવે તેમ છે.

આ પુસ્તકમાની જે જે ભૂલો આપે જણાવી છે, તે તે નવી આવૃત્તિ વખતે સુધરાવી લઈશું.

આપ પોતાની વિદ્વત્તાનું અભિમાન ન જ ધરાવો, છતાં આપના કાર્યથી અમે તે સમજી શકીએ છીએ.

'ભાગવત' માટે 'વેદધર્મ સભા'ના ભાષાંતરની તથા 'યોગવાસિષ્ઠ' માટે પણ રજા આ ખાતાને મળેલી છે. 'ઉપનિષદો' માટે શ્રી. નથુરામ શર્માએ નિષ્કામ ભાવે રજા આપેલી છે; પરંતુ તે પ્રસિદ્ધ કરવાના સંયોગો આ ખાતાને હજી મળી શક્યા નથી. 'વેદાંત ગ્રંથમાળા' ઇ૦ ની શરૂઆત થવા પ્રભુઇચ્છા હશે ત્યારે તેની વાત છે. આપ તરફથી પણ તેવું કાંઈ ઉપયોગી કાર્ય ત્યારે મળી આવે તેમ હશે, તો તે વિષે તે પ્રસંગ આવેથી નિર્ણય કરી શકાય.

વૃદ્ધાવસ્થાની વાત આપની લખવી યથાર્થ છે. યોગ્ય પ્રસંગ પ્રાપ્ત થતાં કાંઈ પણ બની શકે તેમ હશે, તો આપ માટે તે કરવું કરજરૂપ સમજીશું. વિદ્વાનવર્ગની આર્થિક કનિષ્ઠ દશા એ પણ દેશનું એક દુર્દૈવ જ છે અને તે માટે અમને ખાસ લાગણી છે. અત્યારે તદ્દન નહિ જેવા સંયોગોમાં અમારે ગજા બહાર કામને પહોંચી વળવાનું જે કાંઈ પ્રભુ-

પ્રીત્યર્થ કરવું પડે છે, તેમાં નિષ્કામ સહાય આપ જેવાઓની ઉમેરાય એ જ હાલ તો આવશ્યક છે.

મારે થોડા દિવસમાં અમદાવાદ આવવા વિચાર છે; કેમ કે પ્રેસ સાથે ગોઠવણ કરવી છે; ત્યારે આપને મળવા ઇચ્છા છે. આપના ઘરનો નંબર તેમ જ ઘણે ભાગે જે વખતે આપ ઘર આગળ મળી શકતા હો તે ટાઇમ જણાવશો, તો ઉપકાર થશે.

આશા છે, કે 'સસ્તું સાહિત્ય' તેમ જ 'ગ્રંથમાળા'નો પ્રચાર તથા કિફાયત કિંમત વિષે આપણે રૂબરૂમાં વધારે ખુલાસાથી જનકલ્યાણના વિચારો કરી શકીશું. એ જ.

સર્વનો
અખંડાનંદના
સપ્રેમ ઘટિત

[ ૧૪ ] મુંબઈ, તા. ૩૧–૧–'૧૧

પરમપ્રિય આત્મબંધુ શ્રી અમૃતલાલ સું. પઢિયાર, રાજકોટ

તા. ૨૮–૧–'૧૧નો પત્ર મળ્યો. સવેળા હકીકત લખી જણાવી અને સરળતાથી તે ઉપકાર થયો.

હાલ તો એક મણકા જેટલું આઠેક ફોર્મનું લખાણ જ લેવા વિચાર રાખ્યો છે. બે મણકાનું લેવું ઠર્યું હોત, તોપણ 'ગ્રંથમાળા'ના બે ભેગા મણકા તરીકે જ લેવાનું હતું. તમે બે મણકા ભેગા છાપવા ઠરે તો ૫૦ પચાસેક બૂકો મિત્રો માટે માગો એ પણ સ્વાભાવિક અને વાજબી જ છે; અને તોપણ તે કાંઈ બદલો લેવા તુલ્ય ન કહેવાય એ હું સમજું છું.

'બાળકોની વાતો' વિષે ભાવનગર પત્રવહેવાર ચાલે છે. તેમાં પણ તમે યાદ ન દેવડાવ્યા છતાં કે કદાચ તમને ઇચ્છા પણ નહિ હોય છતાં મેં ૨૫ કે ૫૦ ખૂકો મિત્રો માટે છાપે તેમાંથી તમને આપે એમ સવેળા જ સૂચવેલું છે.

પરંતુ 'ગ્રંથમાળા'ના સંબંધમાં સ્થિતિ વિલક્ષણ છે. પ્રથમની ધારણાઓ કરતાં અનુભવે ખર્ચ વધારે દર્શાવી આપ્યો છે. 'વિવિધ ગ્રંથમાળા'માં આપવાનાં પુસ્તકો વિના ખર્ચે બની શકે અને મળી શકે તે જ બને ત્યાં સુધી આપવાં, એ ગણતરીએ કિંમત ગણાઈને જાહેર થઈ છે તથા લેવાઈ છે. આ વગર ખર્ચની નીતિ ખુશીથી ચાલુ રહી શકશે એમ તો અધવચથી પણ જણાવા લાગ્યું છે; પરંતુ વ્યવસ્થા-ખર્ચ બાબત મળેલો અનુભવ જોતાં આ પહેલા વર્ષમાં બસો પાંચસો 'ગ્રંથમાળા' ખાતે માંડી વાળવા પડવા સંભવ બતાવે છે. દરેક નવું પગથિયું શરૂ કરતી વખતે બસો-પાંચસોની ખોટ માટે તૈયાર રહેવાની શરૂઆત થાય છે અને તેટલું ખમવા જેટલું ફંડ આપણે ધરાવીએ છીએ; એટલે એ વાતની લેશ ચિંતા જેવું કે અણધારી અગવડ આવી પડવા જેવું તો છે જ નહિ, પણ વસ્તુસ્થિતિ એવી છે; કેમ કે વ્યવસ્થાખર્ચ પહેલા, બીજા અને સહાયક વર્ગના ઘટતા પ્રમાણમાં ગ્રાહકો નીકળી આવવા ઉપર નિભાવી લેવા ધારેલું. તે ધારણામાં ઘટતી સફળતા મળે તેમ લાગતું નથી. તમે કશાકમાં-કોઈ લેખમાં-લખ્યું છે તેમ આવી બાબતોમાં કંઈક સમજી સહાયક નીવડી શકે તેવા પૈસાવાળાઓ અને વિદ્વાનો બિચારા હજી ભેટ મેળવવાની આશાઓમાં ભમતા રહે તેવી દશામાં લટકે છે. બીજો અને ચોથો વર્ગ તો તે વર્ગના ગ્રાહકોને આપણે સહાય કરીએ છીએ એ ધોરણ પર ગોઠવાયેલો છે.

બીજો ને પહેલો વર્ગ કોઈ કોઈનો ઉપકાર નહિ ને બનતી માલના ધોરણે કિંમતની બાબતમાં ગોઠવાયેલો છે, જ્યારે સહાયક વર્ગ આપણા કાર્યમાં સહાય કરવા લાગનો હોય તેની રીતે ડબલ લવાજમનો (રૂ. ૬૮) નો ગોઠવાયેલો છે. મેં ઉપર જણાવ્યા તેવા ગૃહસ્થો અને વિદ્વાનો માત્ર બહુ તો સહાય મેળવનાર આશ્રિત તરીકે જ આવા મહામહેનતે ઉગતા કામોનો લાભ લેનારાઓ તરીકે જ નીકળી આવે એમ મને લાગ્યું છે એ વર્ગમાં કવિરાજજી જેવાઓ પણ સમાઈ જાય છે, તો બીજા માટે શું કહેવું? કદાચ માલ વગરનું લાગવાપણું કારણભૂત થતું હોય યા બીજું પણ હરકોઈ કારણ તેમાં હોઈ શકે

મૂળ વાત પર આવતા કહેવાનું એ જ, કે આવા સંયોગો-માં એકાદ મણકા માટે રૂ. ૨૫) કે ૩૦) નો ખર્ચ ખાતું વેઠવા અશક્ત હોય એ તમે સમજી શકો તેમ છો, તેમ જ કમાણી કરી ગજનું ભરનાર છતાં વર્તમાનપત્રોને એકાદ એકાદ લેખ જેવી થોડી થોડી વસ્તુઓ સાવ મફતમાં આપી શકો, પરંતુ તેના તે જ લેખો યા બીજા લેખો આખું ખાતું સામટા છપાવે, તો મિત્રવર્ગને ન પૂરા પાડવા માટે કેટલીક પ્રત મેળવવા ઇચ્છા રહે એ પણ સ્વાભાવિક જ છે.

૫૦ કોપીમાં અર્ધી પાકી ને અર્ધી કાચી ગણતાં તથા એક ફરમો જ ખ નો ગણતાં એકંદરે ઉપર લખી તેટલી રકમ ઘટી જાય એ તો સહજ સમજાય એવું છે. છતાં એ માગણી વધારા પડતી હોય એમ હું જરા પણ કહી શકતો નથી તેમ આ તરફ બીજી હકીકત જોતાં એ મણકાનું લખાણ લેવાનું જ રાખી એટલે ખર્ચ ન કરવો પડે તેમ કરવાની પણ મને જરૂર લાગે છે લેખો અહીં તરફથી છપાય તે પણ

પુસ્તકમાં લેવાની અહીં તરફની હરકત તો હોઈ શકે જ નહિ; છતાં તેમ કરવું એ ગ્રંથકારની રીતથી ઠીક નથી એ બરાબર છે.

'બાળકોની વાતો' તથા 'નસીબની કૂંચી'માં તમારી અકેક પેજની જાહેર ખબર છે, એમ તેમાં જોતાં જણાયું છે. એક ફરમો બરમો તેમાં જાહેરખબરનો જણાતો નથી.

મિત્રોમાં આપવા જોઈતી નકલો અને એક ફરમાની જા. ખ. લેવરાવવાની બાબતમાં લોભની ભાવના આરોપવા જેવું જરા પણ મને લાગે એમ ધારશો નહિ. જો કે આ 'ગ્રંથમાળા' ઠેઠ સુધી મફતના લેખોથી જ ચલાવવી પડવા ગણતરી રાખેલી છે, તોપણ પ્રભુપ્રેરણાથી આ શરીર દ્વારા થતાં કામો ધાર્યા મુજબ નિભાવી લેવા બાબતમાં એકાદ મણકા કરતાં વધારે આશાની ગણતરી તમારા તરફની હું રાખું, તો મને જ તે ગેરવાજબી લાગે; કેમ કે તે બાબત તમારી ધંધારૂપે છે, નિર્વાહના સાધનરૂપ છે. વળી, બીજી રીતે તમે ખાતા માટે જે કાળજી-લાગણી રાખો છો અને પરચૂરણ લખાણો બાબતમાં જે કરો છો, તે પણ અગત્યનું છે. હાલના પત્રને લીધે એવી તેવી બાબતો વધારે સોંપવામાં અચકાઈશ નહિ. જેટલા અંશમાં સાવ નિસ્પૃહીપણે તમે ખાતાનું કાર્ય કરી શકો તેમ હો, તેટલા અંશમાં જ હું પણ ઇચ્છું છું. એથી વિશેષ થવા ખાતે પણ તમારી હૃદયની લાગણીઓ પૂરતી છે; પરંતુ આર્થિક સ્થિતિ આડી આવે છે. હું વિશેષ ઇચ્છું તેમાં ખાતાનું સંકોચભર્યું ધોરણ અને સ્થિતિ આડી આવે છે; માટે હાલ એટલું પૂરતું છે. એ જ.

તમારો
અખંડ

[ ૧૫ ] મુબઈ, તા ૧-૨-'૧૧

શિવપ્રસાદ દલપતરામ પડિત, બારા

પરમપ્રિય સદ્બંધુ !

આપનો તા ૨૪-૧-'૧૧નો પત્ર આજે મળતા આનદ થયો કષ્ટદાયક પ્રસગના કળણારથી દિવસે દિવસે હૃદય મુક્ત થતુ જતુ હશે સૃષ્ટિના અનિવાર્ય નિયમો આગળ લાચારી હોવાને લીધે જ નહિ, પરંતુ તે નિયમોના ઊડાણમા રહેલા ગૂઢ છતા અતિ હિતાવહ ધોરણોની સમજણને અનુસરીને શાતિ થાય છે એ આપ જેવાને સૂચવવા જરૂર નથી

પ્રિયબંધુ ! શુદ્ધ હૃદયથી કામ કરનારાઓ પણ મનુષ્ય જ છે, ભૂલપાત્ર છે, અલ્પજ્ઞ છે, જુદા જુદા શરીર અને મતિના ભેદાકાર સ્વભાવવાળા છે, માટે હૃદયના આશયો શુદ્ધ અને નિષ્કામ એકબીજાના હોવા છતા પણ મતભેદના પ્રસગો સભવિત ગણીને જ કામ લેવાનુ છે એકબીજા સાથે વધુ સુદાસરનુ અને હૃદયની વધુ ઊડી લાગણીપૂર્વકનુ કામ લેવાનુ તો શુદ્ધ હૃદયવાળાઓ વચ્ચે જ વિશેષ કરીને હોય છે, અને તેવા હૃદયોની ઉન્નતિમા એક ખાસ સાધન મતભેદ અને અથડાઅથડી વારવાર થઈ પડે છે હૃદયો શુદ્ધ છતા બીજાઓની અપેક્ષાએ જ શુદ્ધ છે, નહિ તો વિશુદ્ધિની અપેક્ષાએ તો મલિન જ છે એ મલિનતા કાઢવાનો કુદરતનો અત્યુત્તમ ઉપાય પણ એક છે, કે એકબીજાના હૃદયો અથાડી કચરો ખેરવી નાખવો પરસ્પર અથડાનારા હૃદયો અથડાઈને જુદા પડી જાય કે એકબીજાનુ સહન કરી લઈ ચલાવે જાય, તેમાનુ કાઈ પણ થાય, પણ તેમા ઉન્નતિ તો ફળરૂપે રહેલી જ છે. આ પત્ર તેમ જ આ શરીર-મનથી થતા હરેક કાર્યો પણ એક એવા અપૂર્ણ હૃદયના જ સમજી જે કાઈ લખનુ-ભાર મૂકીને

યા નિયમની પેઠે થાય–છતાં તે એક હૃદયની માન્યતાઓ જ માત્ર ગણવા વિનતિ છે. અનાવકાશમાં પણ લખવા બેસતાં હૃદય આમ લંબાણમાં પ્રેરાઈ જાય છે. પરિણામ તેનું પણ હિત વિના સમજાતું નથી.

ઉપલી રામાયણનો એકશ્લોકી સાર એ જ કહેવા માગું છું, કે મતભેદો સંભવિત હોવાથી તેવા પ્રસંગે સાધન-નિર્ણય કરવા બેસવુ પડે તે કરતાં પ્રથમ લખવું મને યોગ્ય લાગ્યું હતું. લખાણમાં ફેરફાર કરવા બાબતમાં મતભેદને પ્રસંગે છેવટની સત્તા આ ખાતાને જ રહેવી જોઈએ. કાયદો એમ લખવા ફરજ પાડે છે. આપ કક્કો ખરો કરાવા ઇચ્છો તેવા હો, એમ હું પણ માની શકું તેમ જ નથી. વળી, કાયદા ઇત્યાદિના જ્ઞાતા અને મધ્યમપણા યુક્ત હોવાને લીધે મત-ભેદના બહુ સંભવ જેવું પણ નથી જ; છતાં નિયમને ખાતર સ્પષ્ટ કરવાની જરૂર છે. જો કે આ શરીર ઇંગ્લિશ, સંસ્કૃત તો કયાં પણ ગુજરાની થર્ડ ગ્રેડમાં પણ ઉત્તીર્ણ થયું નથી! એટલી બધી યોગ્યતા દેખીતી ધરાવે છે અને તે છતાં એવી હા માગે છે; પણ મિત્ર! ત્યારે પ્રાપ્ત સાધનને ભરોસે રહ્યા વિના મારે શું કરવું ?

આ ખાતાને ત્રણે બાબનો–તન, મન અને ધનની બાબતમાં તળિયા જેવુ ખાસ કશુ નથી. છસો રૂપરડીનું ફંડ કે જે નિરંતર બૂકોમાં રોકાયલુ રહે છે, તે અને કાર્યપ્રદેશમાં કંઈક ઉપયોગ, કંઈક નિષ્કામભાવે સેવા આપી શકે એવું આ શરીર–એ મુદ્દા છે. બીજાં આપ જેવાં શરીરો અનેકની તેમ જ અનેક જણના દ્રવ્યની મોટા પ્રમાણમાં અગત્ય હોય એ દેખીતું જ છે. અને તેટલા થોડા કે ઘણા પ્રમાણમાં તે અનેક પ્રકારે અનેક વ્યક્તિઓ પાસેથી મેળવવામી છે.

ઉપલા પ્રકાશોમાં અર્પણપત્રિકા યોગ્ય વ્યક્તિઓને આપવા-

નો પ્રકાર પણ મૂળથી ધ્યાનમાં લેવાઈને જ યોજના વિચારાઈ છે, જેથી આપ તે બાબતનો હક્ક સ્વહસ્તે રાખવા માગો છો તેમાં સમતિ આપવાની મને સૂઝ પડતી નથી

પ્રિયણ વું કાર્યે 'ગ્રંથમાળા'ના ત્રણ અંકો સાથે આપ તરફ આવે તેમાંથી સસ્તા વાચનની યોજના અને 'ગ્રંથમાળા' વિષે હકીકત–એ બે બાબતનો પ્રથમ વાંચી લઈને જ આ પત્રનો નિર્ણય કરવા ખાસ પ્રાર્થના છે. તે ઉપરથી આપને કંઈક ખ્યાલ મળશે જ, કે **ગરીબોને સસ્તું વાચન પૂરું પાડવા જેટલો હું આતુર છું, તેટલી જ લાગણી વિદ્વાનોમાં વસી રહેલી નિર્ધનતા પૂરવા તરફ મને છે અને તેટલી જ લાગણી ધનવાનોમાં વસેલી અજ્ઞાનતા અને નિર્બળતા દૂર કરવા તરફ છે.** એ બધું કરવાનું હોય તો કાંઈ બહારથી લાવીને થાય તેમ નથી, પણ એકબીજા વચ્ચે ન્યૂનાધિક વસ્તુઓનો વિનિમય તેઓ વચ્ચે ઉદારતા અને બંધુભાવના ઉપજાવીને જ કરવાનો છે આમ અલ્પબળ હૃદયની શેખચલ્લીવત્ ગણાય તેવી આકાંક્ષા રહે છે તે એક યા બીજે હસ્તે થવા જેવી હશે તે પૂરી પડશે પ્રભુઇચ્છા હશે તેમ થશે, પણ તેમાં મુખ્ય કહેવાનું એ છે, કે વિનિમય માટે ગરીબ, વિદ્વાન અને ધનવાન એ ત્રણમાંથી કયો પહેલો તૈયાર થવાને યોગ્ય ગણાય? કોના પર આવા ખાતાઓ વધુ દાવો રાખે? **તન, મન અને ધન–બળમાંથી મોટું બળ મનનું અને તે વિદ્વાનો પાસે વિવિધ રૂપમાં વસે છે; તે વધુ કિંમતી અને વધુ સમજણયુક્ત હોવાથી સંન્યાસીની પહેલી ઝોળી ત્યાં જ ધરાશે.** પરિણામે ત્રણેને ઉત્તમ લાભ થશે, પણ પહેલું તો આમ જ થઈ શરૂઆત થાય કે બીજી રીતે?

આટલા લખવામાથી આપને સાચું જણાય તેટલું વિચારમાં લેવા પ્રાર્થના છે, છતાં અર્પણપત્રનો હક્ક તો શુ

પણ વિદ્વાન–ઋષિવર્ગને તો લાખોના બદલા મળવા જોઈએ તોપણ ના ન પડાય, પણ ઊલટું આનંદની વૃદ્ધિ થાય; **પણ તે દશા દેશની લાવવી હોય, તો વિશેષતાવાળા વિદ્વાનવર્ગે જ પ્રથમ ઉદાર બનવાનું છે એમ મને લાગે છે.** આપ ગૃહસ્થાશ્રમી છો, માટે આપથી બને તેટલી જ ઉદારતા આપે કરવાની છે. આવેગવશ અતિ ઉદારતા ધારણ કરી ગૃહસ્થપણુ નિભાવવામાં તકલીફ ઉઠાવે એવી વ્યક્તિ પણ કોઈ કોઈ જોઈ છે, પણ અખંડનું હૃદય તેમ થાય તે સહવાને શક્તિવાન ન હોવાથી નકાર જ તેમને કરાયો છે.

પોતાના ખોરાકમાં બહુ તોટો આવે એટલો ખોરાક પોતાની ઝોળીમાં ભિક્ષુ માગી શકે નહિ, માગતો પણ નથી; પણ તે એટલુ તો માગશે જ, કે ભલે એકાદ અર્ધો વાસી ટુકડો આપો, પ્રેમથી આપો, ગાળ દઈને આપો, પણ નિષ્કામતાથી આપો !

મારા વહાલા બંધુ ! સંકોચ જરા પણ ન પામતા; કેમકે એક ઠેકાણેથી માત્ર ટુકડો મળવા છતાં પણ ભિક્ષુ ભૂખ્યો પરિણામે રહેતો નથી મતલબ એ, કે ચરિત્રમાળામાં પૂર્ણ નિષ્કામતાયુક્ત થોડું યા ઘણું જે કાંઈ આપ આપી શકો, તે પૂર્ણ માનપૂર્વક મને સ્વીકૃત છે. ૫૦ ફરમાના બદલે પાંચ ફરમાથી પણ જરા પણ અસદ્‌ભાવ અખંડ–હૃદય નહિ ધારણ કરે, તે ખાતરી આપું છું. જો કે બીજા કોઈ લેખકો મળ્યા નથી કે કોઈએ ખાસ કરી હિંમત હજી સુધી આપી નથી, છતાં પ્રભુ પોતાના શરણ પ્રત્યે જે કાંઈ શ્રદ્ધા આ હૃદયમાં ઉપજાવી રહ્યો છે તેના પ્રતાપે એ બાને ચિંતા હજી ઊપજી નથી. ગમે તે સ્થિતિમાં ચિંતા સેવ્ય જ નથી. બીજુ સેવ્ય રૂડું રૂડું ઘણું છે, જેથી સ્થૂળ સાધનો ફરતાં પણ અધિક

શાંતિ ધીખતા અરણ્યમાં પણ પ્રશ્ન આપી શકે છે

ઉપર હવે લાંબું બહુ થયું. યોગ્ય-અયોગ્ય ભાષામાં લખવાની મતલબ લખાઈ ગઈ છે એમ લાગે છે, માટે પત્ર બંધ કરતા બે મુદ્દા પર ઉત્તરની આશા રાખું છું, અને ત્રીજું 'ગ્રંથમાળા'માં લખવું વિવેચન પણ અભિપ્રાય

૧ અભિપ્રાય, ૨ મતભેદ નિર્ણય, ૩ સર્વહક્ક સાથે સુપરદ કરી શકાય તેમ હોય તેટલો જીવનચરિત્રોનો અંગ

વળી, અમુક ધોરણસર ચરિત્રો આપવા ઇચ્છતા હતા તે નિયમ થોડો અંશ આપવા ઇચ્છશો તો જાળવાશે નહિ એમ મને લાગે છે નખવા કરવામાં કે વિચારોમાં, નિર્ણયોમાં આવશ્યક ભૂલચૂક યા મતભેદ જણાય તે જણાવશું એવી આશા સાથે ૐ શાંતિ શાંતિ શાંતિ

કોઈ મણકો આપના ધર્મપત્ની કે માતાપિતાને કે શ્રી હરિને આપ અર્પણ કરવા ઇચ્છતા હશો, ત્યારે તેમાં આડ કરવા જરૂર નથી ખાતાને કોઈ વખત અડચણ જેવું હોય, ત્યારે તે વાત એકાદ મણકા પર થોડી મુલતવી રાખવી આપને પડે તો પડે

અનેરા અસંભવિત જેવી વાતો માટે પણ ખ્યાલ લાવી નિર્ણય કરવાની અખંડની ટેવ કુટેવ જેવા પરિણામને આપે છે, છતા કરવું શું ? શ્રી હરિ કહો કે હૃદય-વિકાર કહો જે વખતે જેમ પ્રેરે છે, તેમ કર્યું જવાય છે

केनापिदेवेन हृदिस्थितेन यथानियुक्तोस्मि तथा करोमि।

(ભાગવત)

આ ખાતા તરફથી જે કાંઈ પાન-સોપારી આપની ઉપલક ખર્ચ માટે બને તેવું છે, તે તો વિના પૂછવે જ આગલા પત્રમાં જણાવેલું હોવાથી પુનઃ લખવા જરૂર સમજતો નથી. વાક્ય-

રચનામાં હૃદયમાં ન હોય તેવી રચના કોઈ વખત ભૂલથી આવી જઈ કોઈને ખોટું લાગે તેવું લખાઈ જાય છે. આ પત્રમાં તેવું હશે તો નહિ; પણ હોય, તો તે હૃદયમાં નથી; માટે પત્રમાંથી પણ છેકી નાખશો જ એમ આશા છે.

'ભારત વિજય' મળ્યું છે, તે વિષે ફરી.

તમારો સર્વનો
અખંડ

[૬૬]          મુંબઈ, તા. ૫–૨–'૧૧

પરમપ્રિય બંધુશ્રી અમૃતલાલભાઈ, ચોરવાડ

વિ. કે મારો લખેલો પત્ર રાજકોટ મળ્યો હશે. ઉત્તર હજી મળ્યો નથી.

ત્રીજો અંક રવાના થઈ ગયો છે. ચોથો અંક ફાગણ આખરમાં નીકળશે એવું તેમાં સવેળા જ જણાવ્યું છે. હવે બે–ત્રણ રોજમાં અમદાવાદ અઠવાડિયું ગાળી ત્યાં ચારેક અંક બે ચાર ઠેકાણે થઈ છપાય એવી ગોઠવણ નક્કી કરતો આવીશ. 'નવી ફેશનની વાતો' પણ તેમાં આવી જશે.

સહાનુભૂતિના બહારથી સેંકડો પત્રો આવે છે. જનસમાજનાં આ પ્રબળ આંદોલનોને પરમાત્મા સફળ કરો !

હજી મુદ્દામ માણસોની આપણને જરૂર છે. અગત્યના અને સ્થાયી ઉપયોગના માણસો સાથે એકાદ માસ સાથે રહ્યા વિના પસંદગી કરવાનું ઠીક લાગતું નથી; તેથી એવી અજમાયશો ચાલુ છે–જેને પરિણામે મિ. પરમાર ઉપયોગી નીવડે તેવા જણાયા છે. તેમના વિષેની મહિના માસની જ મને ટૂંક માહિતી છે; પણ અનુમાન કરવામાં ભૂલતો ન

હોઉં, તો આપણા (પ્રભુના) કાર્યમાં તેઓ અગત્યનો ભાગ ભજાવનારા થઈ પડશે. તેઓની અગાઉની વલણ કંઈક રાજદ્વારી બાબતો તરફ હશે ખરી, પણ તે તરફ તેમનો હવે આગ્રહ નહોતાં, દેશની નૈતિક, સામાજિક સેવાઓ જ તેમને હવે મુખ્ય પ્રિય છે; અને આપણે રાજ્યદ્વારી વિનાની જ બીજી બાબતોમાં જનસેવાનો મુખ્ય આશય રાખીએ છીએ, તે જ તેમને પણ સંમત છે. રાજ્યદ્વારી ખાતે અગત્ય છે જ, પણ તે ખાતે સેંકડો પુરુષોનો યત્ન જારી છે; માટે માંહોમાંહેના વિકાર ઘટાડવા ખાતે જેમાં થોડાઓનો જ પ્રયાગ છે, તે જ આપણું મુખ્ય લક્ષ રહેલું છે અને રહેશે.

હવે પાટણવાળા માસ્તર સાથે કંઈક સહવાસ સેવવા ઇચ્છા જાગી છે. વિશેષ પરિચયકાળે એકબીજાના હેતુ-યોગ્યતા વિષે વધુ ગોમિયું થવાશે જ. જેમાં પ્રથમથી જ તમારા તરફથી તેમને માટે શુભ અભિપ્રાય મળેલો હોવાથી સફળતા મેળવવા આશા છે. તેઓ એક મહિનાની (થોડી નહિ, થોડા વખતમાં કશું ખરાબર ફાવતું નથી) રજા લઈને જેમ બને તેમ જલદી અહીં મુંબઈ આવી જાય એમ બને તેમ હોય, તો તે વિષે તેમને ઘટતી સૂચના આપશો. હક્રની રજા લઈ આવે તો જ ઠીક પડે; કપાતે પગારે ઠીક ના પડે. બીજું આ અજમાયશના કામમાં તેમને આપણે પગાર તરીકે તો કાંઈ આપી શકીએ એ બને તેવું નથી; કારણ કે જવા-આવવાનું ભાડું-સ્ટીમર ઇત્યાદિનું રૂા. ૮) અને મુંબઈમાં જમવાના રૂા. ૧૨ાા મળી રૂા. ૨૦) આશરેનો ખર્ચ આપણે કરવો જ જોઈએ. આ બાબત આ પ્રમાણે માહિતી યોગ્ય લાગે તો તેમને સવેળા આપશો.

સોનેરી બૂક તૈયાર થવાને વાર હોવાથી હાલ કાચા

પૂંઠાની ખુદ વહાલજીભાઈ નેમ જ લાયબ્રેરીની આવી હોય તે વડે ચલાવી લેશો.

તાવથી ઘેર ગયેલ એક માણસ અમદાવાદથી પાછો આવી ગયો છે; તે પણ ઠીક કામનો ખરા વખત પર થઈ પડ્યો છે.

પ્રૂફ જોવાનું થોડા દિનમાં જરા વધુ ચાલનાર હોવાથી પાટણવાળા માસ્તર આવે, તો તે ખાને ભેગાભેગી અનુકૂળતા વધે. જેમ હું તેમનાથી ભોમિયો બરાબર નથી, તેમ હું ધારું છું, કે અહીંની પ્રવૃત્તિ વિષે તેમ જ આગળપાછળની ધારણાઓ વિષે તેમને પણ ઠીક ઠીક ખ્યાલ આવી શક્યો નહિ હોય.

પેલી ચોપડી વૈદકની થોડામાં લેનારને ખોટ જાય નહિ, એ વાતને હું સંપૂર્ણ મળતો છું; પણ ન્યાયાધીશો અને ડૉક્ટરોને એ ચોપડી ઉપયોગી હોવાનું કારણ તો એ ખુદ પચાસેક વર્ષ પર છપાઈ ત્યારની અંગ્રેજી ભણ્યા વિનાની સ્થિતિ માટે જ આવશ્યક છે. હવે તેવા અંગ્રેજી ભણ્યા વિનાના ડૉક્ટરો ને ન્યાયાધીશો ડાક જ હોઈ શકે. વળી, વૈદકની બાબતોમાં સલાહ હવે વૈદ્યોની નહિ, પણ ડૉક્ટરોની જ લેવાય છે; અને જે વિષય એ બૂકમાં છે, તે સરકારી મુકરદમાઓમાં ચાલે તેવો જ ઘણે ભાગે છે; માટે વૈદ્યો માટે પણ બહુ ઉપયોગી થાય ને વૈદ્યો ખરીદે એમ પણ લાગતું નથી. વળી, અંગ્રેજી ભણેલાઓ માટે એવું પુસ્તક એક નહિ પણ ઘણાં નીકળે તેમ છે; માટે અંગ્રેજી ભણેલાઓને માટે તો તે નકામું જ છે. જો તેમ ન હોત, તો જુદી વાત હતી. એ પુસ્તકમાં ખરાબ બાબત તો નથી જ, એ તમારું લખવું યથાર્થ છે; પણ સાથે સાધારણ પણ ઉપયોગીપણું હોવું જોઈએ તે ઉપલા સંયોગો જોતાં મારી દૃષ્ટિમાં બેસતું નથી, જેથી તે આપણે વેચવા સ્વીકારીએ તોપણ ખપે કે નહિ તે વિષે તેના

ધણીને આશા આપી શકાય નહિ. એવા સંયોગો જોતાં તે પુસ્તક વેચવા સોંપવું હોય તોપણ આના જેવી કિંમત રાખી શકાશે ઇત્યાદિ હકીકત માલિકને લખી જણાવી છે. રોયલ નવ ફરમા ને કાચાં પૂઠાં છે.

'બંગ વિજેતા'માનું લખાણ જ એવું છે, કે રાજ વિરુદ્ધના પુસ્તકોમાં તે ગણાય તેવું જ નથી; અને તેથી તેવાં પુસ્તકોમાં તેનું નામ મુકાયલું જાણમાં પણ આવ્યું નથી. નોવેલ મજેનું છે.

મોતીભાઈની બદલીની ખબર છે. ધાર્યું અમલમાં લાવવા તેમને સારી તક મળી ગઈ છે.

બીજુ પેલો જે બાવો થઈ જવા માગતો હતો, તેને તમે શું લખ્યું? જો તે માણસ કાંઈક ખરી લાગણીવાળો હોય, તો બાવો તેને ન બનવું પડે તેવી રીતે સાદી જિંદગી કુટુંબ સાથે ગાળે એવો રસ્તો આપીએ. 'સસ્તા સાહિત્ય'માં લાયક હોય, તો તેમા જોડીએ; માટે ઘટે તો તેને ફરી લખી પૂછજો.

અખંડના
સપ્રેમ ઘટિત

[ ૧૭ ] મુંબઈ, ૬–૨–'૧૧

રા. રા. અંબાઈદાસભાઈ, વડોદરા

વિ. કે આપના પત્ર મળ્યા છે. બૂકસેલર મ. મ. એ આઠ દા'ડાનો વાયદો લખ્યો હતો, તે દહાડા થઈ ગયા છે. ભરવા આવેથી સેશે., ખાસ એટલા માટે જ ધક્કો ખાવા જરૂર જેવું નથી. 'કર્મણ્યેવાધિકારસ્તે' આ પ્રભુઆજ્ઞા આપણા જેવા માટે બસ છે. પરિણામે ખરાં લાભદાયક પરિણામોને પણ ઘણી વખત આપણી અલ્પજ્ઞ બુદ્ધિ ઊંધા રૂપમાં જોઈ લે તેમ છે;

માટે પ્રભુ કહે છે, કે 'મા ફલેષુ કદાચન' કશો અનુકૂળ કે પ્રતિકૂળ આવે તેનો આપણે હર્ષ–શોક કરવાનો નથી, માટે આપણા હૃદયનો આશય શુદ્ધ અને બનતી નિષ્કામતાયુક્ત હોય એટલે બસ છે આપને સંકોચ આવે એ સજ્જનતાનું જ લક્ષણ છે, પણ પ્રભુઈચ્છા સમજી લેવાની છે મિત્રભાવે એક વાત આપના ધ્યાન પર આવેલી ન લાગવાથી લાવવા રજા લઉં છું તે એ, કે મા અને બાપની બેની બેઉ શબ્દો અર્થમાં સત્ય પૂર્ણ હોવા છતાં પ્રિયત્વ ગુણમાં આસમાન–જમીન જેવા ફેરયુક્ત છે કોઈની પણ 'મા' વિષે તેના આગળ વાત કરતા તેની 'મા' કહીને સંબોધવું અને તે અમુકની 'બેની' કહીને ન સંબોધવું, એ નીતિ અને ધર્મ બેઉ રીતે યુક્ત છે; પછી બીજા ગમે તેની આગળ અમુકની બેની કહીને વાત કરો, તેનો કશો જ વાંધો નહિ

મેં 'કલ્યાણ'ના લેખો સાર્વજનિક છે એ વાત સત્ય છતાં એક બીજા વ્યક્તિ સાથે વાત કરતા હોઈએ તે ઢબમાં જ લખી હતી, પરંતુ મિ ભદ્ર જ્યારે હરકોઈ સમક્ષ 'હમીર કાવ્ય' ઉપર પોતાનું કંઈક વડપણ સમજતા હતા, એમ આપની કંઈક પણ જાણમાં આ યા છતાં તે પત્ર તેમને દેખાડવામાં આ યો એ બાપની બેની જેવું પરિણામજનક થઈ પડ્યું હોવું જોઈએ એમ મને લાગે છે તમે ભલે કે એક શુભ ખબર આપવાના રૂડા હેતુથી જ તે બતાવેલું, પરંતુ ઉપલી વાત વિચારમાં તે વખતે લેવાઈ નહિ હોય એમ મને લાગે છે, પછી મિ ભદ્રનો સ્વભાવ તો કંઈક વિખ્યાત જેવો જ છે, એટલે હાલના પરિણામ માટે કાંઈ આશ્ચર્યને અવકાશ રહેતો નથી એ જ × × ×

અખંડ

[ ૧૮ ] મુંબઈ, ૬-૨-'૧૧

રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ, ભાવનગર

આપનો તા. ૪-૨-'૧૧નો પત્ર મળ્યો. આપની શુભ લાગણી અને સહાનુભૂતિ જોઈ અત્યાનંદ થયો. આપના જેવા સજ્જનોના સદ્‌ભાવ દ્વારા જ આ ખાતું ખીલવાનું છે. આ ખાતાની શરૂઆતથી જ આપ અમોને જે કાંઈ સદ્‌ભાવ દર્શાવવારૂપ મદદ આપી રહ્યા છો, તે માટે અંતઃકરણથી આભાર માનીએ છીએ અને પ્રભુના કામમાં મદદ આપનારા પ્રભુના જનો પણ આપ જેવા નીકળે છે જ એમ જોઈ વધુ ઉત્સાહિત થઈએ છીએ.

'વિવિધ ગ્રંથમાળા'ના ૧-૨ અને ૩ અંકની પાંચ પાંચ નકલો તેમ જ તે સાથે હેંડબિલો, ઓર્ડરકાર્ડ ઇત્યાદિ આજ રોજ રેલ્વેપાર્સલથી રવાના કર્યું છે, જેનું નૂર અહીં ભર્યું છે ને રસીદ આ સાથે બીડી છે, તો પાર્સલ મગાવી લેશો. 'ગ્રંથમાળા'ના જે કોઈ ગ્રાહક થાય, તેમનું લવાજમ આપનેથી તેમનું નામઠામ અત્રે લખી મોકલશો; એટલે રજિસ્ટરમાં નોંધી લઈ પછી પહોંચ મોકલીશું. લવાજમનાં નાણાં ભેળાં થયેથી મ. ઓ. થી મોકલવાનું રાખશો એટલે ચાલશે.

બીજું, પાર્સલમાં 'આર્યધર્મનીતિ' એટલે ૧-૨ મણકાનું એક વધારાનું પુસ્તક મોકલ્યું છે, તે આપ ભેટ તરીકે સ્વીકારશોજી. એવા આશયથી જ મોકલ્યું છે, કે કોઈ કોઈ લોકોને બતાવવા-દેખાડવા કામ લાગે. હેંડબિલોનો યોગ્ય ઉપયોગ અધિકાંશ થશે જ. આજુબાજુનાં ગામમાં પણ મોકલવાનું બને તેમ હશે, જો તેમ બને અને વધુની જરૂર પડે તો મોકલશું.

બીજું, કે ત્યાં સોનગઢમાં મગનલાલ નરોત્તમદાસ માસ્તર નામના એક માણસ છે, જેમની પાસે આ ખાતાનો હિસાબ

કેટલોક બાકી છે. બે વરસ લગભગ થઈ જવા આવ્યાં છતાં પણ તે બાબતનો જેવો જોઈએ તેવો ખુલાસો બિલકુલ તે લખતા નથી અને નાહક આ જનસેવાના ખાતાને અંતરાય વેઠાવે છે; તે વિષે આપ તરફથી જો કંઈ પણ થઈ શકે તેમ હોય, તો તેમ કરવા કૃપા કરશો એમ આશા છે. રૂ. ૧૫) નો મ. ઓ. મળ્યો છે.

આ ખાતું વિચિત્ર છે. ખુશામત કે ડોળદમાક તેને પસંદ નથી. દુનિયામાંના શ્રીમંતો તેને જ વશ બિચારા છે, જેથી આવાં ખાતાં તરફ તેમનું ધ્યાન ખેંચાવું દુર્લભ છે. ફિકર નહિ, અમારે તો અમારાથી બનતો જાતિશ્રમ લેવો એ જ ફરજ અને તેમાં અમારી શાંતિ છે. આવા સંજોગોમાં વગર માગ્યે, વગર પિછાણે આપ જેવા સજ્જન તરફથી આ પહેલવહેલી જ કંઈક–કંઈક તોપણ આનંદદાયક આટલી મદદ નીકળી આવતાં ઉપલા કારણોથી અમને અતિ હર્ષ થયો છે. વધુ શું લખવું ? આ ખાતાના મંત્રી સ્વામી અખંડાનંદજીએ ધન્યવાદ સહ નારાયણ સ્મરણ લખાવ્યા છે.

આજ્ઞાથી
દઃ વેણીશંકર

[ ૧૯ ]

પરમપ્રિય બંધુ શ્રી અમૃતલાલભાઈ, ચોરવાડ

લિ૦ અખંડાનંદના ઘટિત. બાદ પત્રો પહોંચ્યા.

અમદાવાદમાંના સારામાં સારાં ચાર પ્રેસો પસંદ કરી અજમાયશ માટે પાંચેક મણકા છાપવા સોંપતો આવ્યો છું અને 'સદ્‌ગુણી બાળકો 'ની બીજી આવૃત્તિ પણ સોંપતો આવ્યો છું. 'સ. બા.' આ વખતે વધુ સારી રીતે છપાશે. છપાઈ

૨૩૦૦ પ્રતની દર ફરમે રૂા ૫) રોયલની અને સુપર રોયલની રૂા પાા કરી છે

અમદાવાદથી મણકા છપાય તે મુંબઈ લાવવાનો ખર્ચ ભોગવવા કરતાં તે અમદાવાદથી જ રવાના કરવા બને તો તેટલો ખર્ચ બચી જાય, અને તેને બદલે ત્યાં એકાદ માણસ સાધારણ રાખવો પરવડી શકે એમ હોવાથી તેવી ગોઠવણ કરવા ધારું છું, જે પ દર વીસ રોજમાં કરી જઈ થતાં અમલમાં મૂકવા ધારું છું

હવા સારી, પાણી સારું, ભાડું સસ્તું, માણસ સસ્તાં છાપખાનાં અધો અર્ધ સસ્તાં અને કામ આપણું મેળવવા માટે તો જાણે ચાતક પેરે આતુર ! વળી તેઓ કામ પણ હવે મજેનું કરે છે આ બધા અમદાવાદના સંયોગો છે, અને મુંબઈમાં તે બધું જ ઊલટું છે, એટલે હવે પ્રાય જેની શરૂઆત અમદાવાદ ખાતે કરવા ખાસ જરૂરની થઈ પડી છે વળી, પ્રૂફો જોવા—કરવા, તેમ જ લેખોની બાબતમાં ખાસ ઉપયોગી થઈ પડે એવા મજેના લેખકો અને સાક્ષરોનો પણ એક સારો જેવો વર્ગ ત્યાં હસ્તી ધરાવે છે, જે આપણને મદદગાર થવા આતુર છે સાક્ષરો તો મુંબઈમાં છે જ, પણ અમદાવાદ ઓછું પ્રવૃત્તિ-પરાયણ, ઓછું લોભી અને કંઈક સાદા જીવનવાળું છે

ડિટેક્ટિવનું તો જાણો જ છો તેમાં પછી ભગવાં કપડાં ને પુસ્તક છપાવવાના કામે મુંબઈથી અમદાવાદ જવાનું થયું ! વળી, પ્રજા શાંત પડતી જવાને લીધે એ વર્ગ નવરો પણ વધારે પડતો હશે ઇત્યાદિ કારણે અખંડાનંદ બાવા પર અધિક શંકા 'નવરા બેઠા નખોદ વાળે' એ ન્યાયે એકાદ સિપાઈ જેવા હોદ્દાના ડિટેક્ટિવ વડાને થઈ બી હોવી જોઈએ પછી ઉપલા અધિકારીઓનું તો જાણો જ છો, કે તેઓ બિચારાઓનો તો આધાર કે હાથપગ કે આંખો ગણો તે એવા નોકરો પર જ

રહેલો છે; જેથી જાણે હું કેવોક રાજ્યવિરોધી શંકાપાત્ર હોઉં તેમ દેખરેખ અમદાવાદથી શરૂ થઈ. નડિયાદ ગયો કે ટિકિટના નંબર સાથે અગાઉથી તાર–મહારાજ પહોંચી ગયા, કે બાવાજી ઊતરે કે જિલ્લા પોલીસને સ્વાધીન કરજો. તેમ થયું પણ ખરું; અને ફોજદાર, હેડકલાર્ક વગેરેએ ઝડતી લીધી, નોંધ લીધી, પાસેની બૂકો જોઈ; પણ જ્યાં આંતરિક શાંતિ અને હૃદયનો ઉદ્દેશ રાજસ–તામસ નહિ, ત્યાં બીજું શું પરિણામ આવે? તેઓએ એ બધું માનપૂર્વક ખુરસી પર બેસાડીને મિત્ર ભાવે જ કર્યું હતું; અને પછી અમદાવાદવાળા તારકર્તાની સમજણ માટે આશ્ચર્ય બતાવી બાવાજીને રજા મળી. કેટલીક સૂચના ઉપયોગી પણ મિત્રભાવે તેમણે કરી અને માફી માગી. આથી પછી બીજે રસ્તામાં ઊતરવું હતું તે બંધ રાખ્યું ને સીધો મુંબઈ આવ્યો.

મુંબઈમાં એકાદ કલાક પોલીસચોકીએ રોકાવું પડ્યું; પછી કાંઈ પણ પૂછપરછ ઇત્યાદિ વિના રજા મળી. પછી તે અને બીજા દિવસમાં થઈને દસ–વીસેક ડિટેક્ટિવ બંધુઓ જુદા જુદા વેશમાં આવી ગયા છે.

આમ ગમ્મત થઈ છે અને કદી સહેજસાજ હજી થતી રહેશે; પણ ગમ્મત કરતાં અધિક કાંઈ ભાવ એમાંથી હૃદય ધારણ કરતું નથી. આશય અને કૃતિ તેમ જ વિચારો–નિશ્ચયો આપણા હૃદયમાં જ હિંદુ, મુસલમાન, રંક, ધની, વિદ્વાન, મૂર્ખ, દેશી, વિદેશી, દેશ, વિદેશ ઇત્યાદિ પ્રત્યે આપણા શુભ હોય, ત્યાં સુધી કદાચ કોઈ અમલદારની અણસમજણથી કોઈ રીતની પીડા ખમવી પડે–જો કે તેવો કિંચિત્ સંભવ નથી– અને અન્નમય કોશને કંઈક સહેવું પડે, તોપણ મનોમય–વિજ્ઞાનમય આંતરપ્રદેશની પ્રભુકૃપાએ આવી મળેલી શાંતિ પરિણામે વૃદ્ધિંગત થવામાં જ તેનું પરિણામ થવાનું એ વિચાર આનંદ-

જનક છે. ઉપલકિયું માન-અપમાન તો ઊંડાણે અશાંત સમુદ્રના થોડાક ઉપલા જળને વાયુ હલાવતો રહે છે, તેમ ઉપલા વિકારી કોશોને ભલે કદાચ વિક્ષેપ આપતું રહે! અગત્યનાં જનસેવાનાં કાર્યો સાથે આવી પંચાતીઓ તો શરતરૂપે જ જોડાયેલી હોય છે, અને હજી કદાચ વિશેષરૂપે પણ તે અનુભવાય તો આશ્ચર્ય નહિ; પણ તેથી આપણું સેવા-બળ તો વધવાનું જ અને અધિક સેવા કરી શકીએ એવા સંયોગો ઊલટા તેથી ઉપસ્થિત થવાના.

ઉપલી રામાયણ લાંબી ચિતરાઈ છે, તેટલી અગત્ય તેને હું આપું છું એમ સમજશો નહિ; પણ લખવા બેસતાં લાંબું લખાઈ ગયું છે.

વેણીશંકરની પ્રકૃતિ સુધરી છે. હજી બેસી શકાય કે ફરી શકાય તે વાતને થોડા દહાડા વાર છે હવે આ ભાઈની તો વારંવાર આવી દશા થવા માંડી છે. અહીંનું કામ સખ્ત હોવા કે સખ્તપણે કામ લેવાવાની પણ કોઈના હૃદયમાં આશંકા થવા સંભવ ધારું છું; પણ ખરાં કારણો તો વખતે ખાસ કરીને જુદાં જ હોય છે. તે દર વખતે મને સમજાતાં જાય છે. અલબત, વિલાયતી ઑફિસની રૂઢિ હું પોતે પસંદ કરતો નથી, અને લાખોની કમાણીના ધંધાવાળાઓની ગીત આ 'સસ્તું સાહિત્ય' ખાતું રાખી શકે એ પણ બનવું અશક્ય છે. મુંબઈ અને બીજે બધે આપણી દેશી કામ કરવાની રીતથી લાખો-કરોડો લોકો કામ કર્યે જાય છે, તે રીતથી છેટે જવાનું આપણને કશું કારણ નથી; અને તે આપણને પોષાય પણ નહિ; અને એ રીતેથી શારીરિક કે માનસિક હાનિ થતી હોય, એમ મારા અને લાખો કરોડોના અનુભવને લીધે હું ક્ષણભર માની શકું નહિ જ. અલબત, એક ગ્રંથકારને જે રીતે કામ કરવાનું હોય છે, તે રીતે તો થોડા જ કલાક કામ કરી શકાય;

પરંતુ મારી પોતાની જાત સિવાય તેવું કામ આપણા ખાતામાં બીજાને કોઇને કરવાનું હોતું નથી; છતાં શરીરની અંદર અનેક કારણોએ જામેલા વિકારોને એકાદ નજીવું સરખું નિમિત્ત પણ જાગ્રત કરે છે, તે સમજ્યા વિના ખાતાના કામના બોજાનું બહાનું કાઢવા ધારે તો મારો તેમાં ઇલાજ નથી. -

એ ભાઈને આગલી વખત મંદવાડનું કારણ પણ બીજા માંદાઓની સારવાર ખાતે અનેક રાતોના ઉજાગરા અને તદ્દન ખરાબ જગ્યામાં ગોંધાઈ રહેવાનું હતું. ગઈ સાલ પણ તે જ હતું; અને આ વખતનું પણ તે જ છે. લોકો આવાં કારણોની અસરો સમજવા હજી જ્ઞાન ધરાવતા નથી. પ્રકૃતિ પર તાત્કાલિક મંદવાડ ગયેલો હોવાથી વેણીશંકરના નિમિત્તે અમે બધાએ વાલકેશ્વર જવાનું રાખ્યું હતું. હું અમદાવાદ ગયો કે તે વાત માંડી વળાઈ તો વળાઈ, પણ તેથી ઊલટી વાત શરૂ થઈ અને પાછા ડોસીમાની સારવાર માટે ઉજાગરા અને નાની ઓરડી ભોંયતળિયાનીમાં દસેક માણસો સાથે રાતભર ગોંધાઈ રહેવાનું શરૂ થયું. એનું પરિણામ શું આવે?

ખાવા માટે બદામ ઇત્યાદિની બાર દિવસની સામગ્રી કરી આપી હતી ને તેની સાથે એક કાકી કફ-વૃદ્ધિ ન થઈ જાય તે સારુ કરી આપી હતી; કાકી રહી ને પેલી વસ્તુ ખવાઈ ગઈ.

આમ હકીકત છે. એ માણસ દુનિયાઈ બીજા માણસોની સ્વાર્થપૂર્ણ રીતોનો આમ વખતોવખત ભોગ થઈ પડે છે અને દુનિયાઈ સગાંવહાલાં કહેવાતાં મનુષ્યો ઉજાગરા ઇત્યાદિ બાબતોમાં 'મોટાભા! મોટાભા!' કરીને એવા-ભોળિયા કહો કે ઉદારતાવાળા કહો કે ઊંડી સમજણ વિનાના કહો—માણસોની ખરાબી કરે છે. વેણીશંકરના શરીરમાં એક એવું ઝેરી તત્ત્વ ઘણા વરસની બીમારીના વખતથી પેસી ગયેલું છે,

કે ઉપલાં જેવાં નિમિત્તોથી તે ભૂતની પેઠે ઝટ જાગ્રત થઈ એકાએક હેરાન હેરાન કરી નાખે છે. અમે બેઉ જણા ખાવા-પીવા ઇત્યાદિમાં સાથે છ–બાર માસ રહ્યા ને એવાં કાંઈ કારણો ન ગણ્યાં ત્યાં સુધીમાં એના શરીરમાં મૂળ કરતાં પણ ઘણો સુધારો થઈ ગયો હતો. ખાવા-પીવાનો સંબંધ સગાંવહાલાં તરફ એને એવું સહેવાની ફરજમાં મૂકે, તેની હું ના કહેતો નથી કે કોઈ પણ માણસ ગમે તેટલી ઉદારતા–સહનશીલતા ગમે તેના પ્રત્યે કરે તેમાંથી જરા પણ રોકવા મને હક કે ઇચ્છા નથી; પણ તેના પોતાના હકમાં ખરાબ પરિણામો થયા કરે ત્યારે કેમ કરવું તે સમજાતું નથી. વહાલજીભાઈને આ હકીકત વંચાવશો. તેઓ કે વેણીશંકર કે તમે મારું આ લખવું માનશો કે નહિ તે સમજાતું નથી; પણ મારે તો મારી માન્યતા કહેવી જ પડે છે, કે આવા સંયોગો જો રહેશે, તો શરીર વેણી૰નું વરસ બે વરસમાં જોખમાશે. મારી સાથે રહી કામ કરે તેને માટે દુનિયા તો કામનો બોજો જ કારણરૂપે કલ્પે, તેથી તેમ જ મારી સાથે રહી કામ કરનારનું અનિષ્ટ કોઈ પ્રકારનું મને ન જ ગમે; તેથી મારે એ વિષે શું કરવું તે વિચારની વાત હાલ થઈ પડી છે. મટવા આવ્યા પછી લખું છું, કે આ વખતે ત્રિદોષ હતો. તાવ, ખાંસી અને શૂળ–એ ત્રણે ત્રિદોષનાં લક્ષણો જોર સાથે હતાં ને આગલા વખત કરતાં વધુ ભયભરેલી સ્થિતિ તેથી કરીને હતી. મારાથી તેનું દુઃખ 'જોવાતું નહિ. ઈશ્વરે જીવણલાલ ઇ૰ની મહેનતનું શુભ ફળ આપી તબિયત ત્રણેક દિવસમાં જોખમ રહિત કરી છે. આનંદની વાત છે. વહાલજીભાઈને કાગળ લખતી વખતે પણ શું લખવું, એ ગૂંચવણ થઈ પડી હતી. તેમને ચિંતા ન થાય એ માટે સૂઝ્યું તેવું લખ્યું હતું. હવે તો તલમાત્ર ચિંતાનું પ્રયોજન નથી એ ખાતરી રાખશો. હવે થોડા દિ'માં હરતોફરતો થઈ જશે; પણ

પછી શું કરવું ? ગમે તેટલો નિઃસ્વાર્થ છતાં હું ઠર્યો કામ લેનાર અને એ કામ કરનાર, એટલે એના ખાનગી ટાઇમ પર જરા પણ લાગવગ માગી ગમે તેટલી શુભેચ્છા છતાં હું ન ચલાવી શકું અને ચલાવું તો રૂડાને બદલે બૂરું લાગે, એ પણ તેટલું જ સાચું છે.

બે, ચાર કે છ માસમાં અમદાવાદ બ્રાંચ ઘણે ભાગે થશે; અને ત્યારથી મુંબઈ માટે વારાફરતી એકાદ માણસ અને એકાદ રૂમ રાખી વેણીશંકર, હું ને બીજાઓ સર્વ ત્યાં જ રહેવા ધારીએ છીએ. જો તે વાત બની, તો ત્યારથી બીજી સર્વ પ્રતિકૂળતાઓ આપોઆપ જ દૂર થઈ જશે; પણ હાલ તે અનિશ્ચિત છે.

મુંબઈનાં હવાપાણીની ખરાબી કેટલાંક કારણોથી હાલ પાકી રીતે સમજાતી જાય છે.

પાટણવાળા તરફથી હજી મને કાંઈ ઉત્તર મળ્યો નથી. 'ગ્રંથમાળા' તેના પર ગયેલી છે. 'ગ્રંથમાળા'ની ગ્રાહક–વૃદ્ધિ યોગ્ય પ્રમાણમાં જાગી છે.

દવા આ સાથે મોકલી છે.

આપના ૧૪–૨–'૧૧ ના પત્રના ઉત્તરમાં લખવાનું, કે આપે જણાવેલ નામોમાંથી 'નવાયુગની નવી વાતો' એ નામ ઠીક લાગે છે. આપણે જે ભાષામાં બૂક લખીએ તેના નામ માટેના શબ્દો પણ તે ભાષામાંથી યોજી ન શકીએ, તે કંઈક વિલક્ષણ જેવું જણાય તેમ લાગવાથી જ નામ માટે લખ્યું હતું. અને ઉપલા નામથી ચમત્કૃતિ પણ ભાસી આવે છે.

- બાકીની વાતો બીજા વર્ષે માટે એકાદ મણકા તરીકે ઉપયોગમાં લેવા લખ્યું તે વિચાર મજેનો છે. હવે તે અહીં જ રાખી મૂકીશું.

ઉમરાળાવાળાનો પછી કંઈ ઉત્તર મળ્યો નથી અમદાવાદ બિંદુભાઈને મળાયું નથી મિ છ અ મહેતા અહીં આવેલ તેમને તેમ જ હાલના આ૦ સેક્રેટરીને અમદાવાદ રૂબરૂ મહજ મળ્યો હતો સોસાયટીના ગ્રંથપ્રચારના અલ્પ પરિણામ માટે મેં છાપવા મોકલેલ લેખ વ્યવસ્થાપકોને પ્રથમ સૂચવવો ઠીક ધારી મેં પાછો મગાવી લીધેલો તે વાત તેમને કરી હતી, અને સોસાયટીનું ભૂત તેમ જ વર્તમાન ગ્રંથપ્રચારનુ પરિણામ તપાસવા તથા તે વધુ ઉત્તમ પરિણામો કેવી રીતે લાવી શકે, તેની કમિશનની પેઠ જુમાનીઓ ભેગી કરી રિપોર્ટ કરવા અનુભવીઓનુ એકાદ કમિશન સોસાયટીએ બેસાડવાની આવશ્યકતા વિષે મે તેમને વાત કરી હતી વહાલજીભાઈને કહેશો, કે 'વિવિધ ગ્રંથમાળા' આપનો ભેટ દાખલ મળતી રહેશે હાલ એ જ

અખંડના
સપ્રેમ હરિ

[૨૦] મુંબઈ, તા ૨૧-૨-'૧૧

રા રા શિવપ્રસાદ દલપતરામ પંડિત, બાગ

પરમ પ્રેમાસ્પદ અભિન્ન,

આપનો તા ૧૫-૨-'૧૧ નો ઉદાર પત્ર વાચી આશ્ચર્ય સાથે અતિ આનદ થયો છે જે કોઈ કોઈ પૈસાપાત્ર અને વિદ્યાપાત્ર સજ્જનો સાથે અખડને થોડો યા ઘણો પરિચય પડયો છે, તેમાના ઘણાક તો અખડના સરળ, સ્પષ્ટ વર્તન-લેખનથી રૂઠા પડી રાજી થયા છે જ્યારે બહુ જ થોડાઓ ઊડા આશયને પામી ઉપલકપણે દોષદષ્ટિ જેવુ ભાસે તોપણુ ક્ષતવ્ય કરી, કેટલેક દરજ્જે અખડના હૃદયને પોતાના હૃદય

વત્ માની શકયા છે; અને એ સર્વમાં પણ આપને વિશેષતા-યુક્ત અખંડ-હૃદય સ્વીકારી લે છે. પત્રવ્યવહારની શરૂઆતથી અત્યાર સુધી ક્રમે ક્રમે આપે ઉદારતાથી કે ગમે તે કારણથી સજ્જનતા દર્શાવતા જઈ અખંડ-હૃદયને આપ તરફ અધિક માનદૃષ્ટિ ધરાવતું કર્યું છે. પ્રભુ આપ જેવા ઉન્નત સજ્જનોને પોતાનાં ઐશ્વર્યાદિ મહત્તાઓથી અધિકાધિક વિભૂષિત કરો!

મતભેદના પ્રસંગ માટે સ્ત્રીઓનાં ચરિત્રોની ચૂકના સંબંધમાં આપે આપેલ મુખત્યારી વાપરવાનો પ્રસંગ જ આવવો મુશ્કેલ છે; અને આવે તો દૂર ન થાય એવો મતભેદ થવો મુશ્કેલ છે.

આપનાં પત્નીને આપ અર્પણ કરો તેમાં મને કંઈ જ વાંધો નથી; ઊલટો આપની તે આકાંક્ષાથી આપની તરફ સદ્ભાવ વધે છે; પરંતુ એ ચરિત્રો માસિક 'ચરિત્રમાળા' કાઢવા ધારણા છે, તે દ્વારા પ્રસિદ્ધ થવાનાં છે. તેમાં કોઈ મણકો પુરુષોને લગતો તો કોઈ સ્ત્રીઓને લગતો નીકળશે. દરેક મણકો આઠેક ફરમાનો થશે; જેથી તેવા છૂટા છૂટા દરેક મણકા આપ આપનાં પત્નીને અર્પણ કરવાનું કેવી રીતે અનુકૂળ ગણશો? પહેલો યા છેલ્લો એક મણકો અર્પણ કરવા વિચાર હોય, તો જુદી વાત છે.

અર્પણપત્રિકા મંડળે કરવી અયોગ્ય હોવા વિષે આપે લખ્યું, તે વિષે વિજ્ઞપ્તિ, કે 'ગુ. વ. સોસાયટી' જેવા ખાતાની સ્થિતિ સાથે આ ખાતાને સરખાવવું ઘટિત નથી. વહેપારીઓ (પબ્લિશરો) ગ્રંથકારો ગમે તેટલો નફો લેવા છતાં સ્વાર્થની અધિક સિદ્ધિ અર્થે અર્પણપત્રિકાનો માર્ગ લેતા ચાલે છે. તે મોંઘવારી અને અર્પણપત્રિકાની રીત બન્ને જ વાતો આતુરતા આપવાને હોય, તોપણ કાર્યવ્યવસ્થાનાં ખર્ચો અને

કાર્યોની શરૂઆત કરવાના ખર્ચો જેવુ આ ખાતા પાસે સાધન જ ન હોય તેવા સંયોગોમાં એ બેઉ વાતો ત્યજવાનું સજ્જનો કેવી રીતે સૂચવવા તૈયાર છે? મોંઘાપણુ ટાળવા યત્ન કરવો એ તો મુખ્ય આશય છે; પણ અર્પણપત્રિકા વિષે વિચાર છે.

બે હાથમાંની માટીમાંથી એકાદમાં રમકડું કે પતાસુ આપી એકાદ હાથમાંની માટી ફેંકી દેવા બનશે, તોપણ બે હાથમાંની સાથે ફેંકી દેવરાવવાની આશામાં બેસી રહેવા કરતાં મને તે સારું લાગે છે. ચાલુ ધોરણોમાંથી જે કાંઈ એકાદ પણ ધોરણ કમી કરવા બને તેમ હોય તે કરવા યત્ન કરવો. અહીંના પર ધોરણ મુકાય તો એટલુ પણ ઠીક છે. એ સમજથી હું કામ કરવા ઇચ્છું છું અને તેથી ક્રમે ક્રમે ઈશ્વર ઇચ્છાનુસાર અનુકૂળતાઓ વધતી જઈ બીજાં ધોરણો માટે કંઈક કરી શકાવા સમય આવે એમ મારું માનવુ છે. એકાદ પૈસાદાર વહેપારી બે–ત્રણગણી કિંમત રાખવા ઉપરાંત પણ અર્પણપત્રિકામાં અધિક સ્વાર્થસિદ્ધિ કરે એ યોગ્ય હોય, પણ નફો ન રાખતાં જનકલ્યાણને ખાતર કાંઈ કરવાના હેતુવાળી આ સંસ્થા માટે અર્પણપત્રની રીતિ અત્યંત ગેરવાજબી થઈ પડે તેમ હોય તો એમને વિચિત્ર લાગે.

વિવેકને ખાતરની સભ્યતાઓ–રીતિઓ–રૂઢિઓ એવી જે કાંઈ હોય, તેને આધીન થવાય તે પસંદ કરતો નથી, કારણ કે તે મારા ગુરુઓની શિક્ષા પ્રમાણે હેતુઓ સુધી ઊંડાઈએ ન પહોંચી શકનારાઓને મન જ સુશોભિત ભાસે તેમ છે. બંધુ! ઊંડાણથી વિચાર કરો, દાખલા દલીલોનો હું બને ત્યાં સુધી શિષ્ય છું અને રહેવા માગુ છુ. એક બીજું ગુરુવાક્ય એ છે, કે કોઈ પણ વસ્તુ સારી કે ખોટી નથી, પણ તેનો સદુપયોગ કે દુરુપયોગ જ સારો ને ખોટો છે. એ ન્યાયે અર્પણ-પત્રની રીતિનો સદુપયોગ હોઈ શકે; અને તે સાથે અર્પણપત્ર

ન કરવાની રીતિનો દુરુપયોગ પણ હોઈ શકે, તેમ તે દરેકના એથી ઊલટા ઉપયોગ પણ હોઈ શકે સદુપયોગ ન્યાયપુરઃસર અને દુરુપયોગ જ અભ્યાસપુરઃસર આથી મને તો લાગે છે

જાહેરખબરો સિવાય ન્યાયપુરઃસરના બીજા માર્ગો ઘણા છે એમ આપે લખ્યુ, તેમ જ મને પણ લાગતુ હતુ તેમાનો જાહેરખબરોના માર્ગનો તો કેટલોક અનુભવ છતા હાલ તો તે બહુ ન્યૂન પરિણામી જણાયો છે બીજા માર્ગો અત્રની વસ્તુસ્થિતિને અનુકૂળ લાગે તે જણાવશો, ઉપકાર થશે કાર્ય સહવાસને લીધે કઈએક તેવી બાબતો સ્ફૂરવા અખંડ-હૃદયમા પણ તેમ છે, પણ અમલમા મૂકવાનો પ્રયાસ રોકડો કરવાનો હોવાથી ઝાઝવાના જળશુ મહજમા પડડાઈ ચાવી દૂર ભાગતી જાય છે અને દૂર બેસનારની પેઠ હમેશ માટે તે હૃદય તો કરવા જવાનુ નથી, છતા બહારની સૂચનાઓ માટે માણસ કઈક આતુર હોય છે, કેમ કે દસ-વીસમા એકાદ વાત પણ ઘણા કામની નીકળી આવે છે

સહાનુભૂતિ દર્શાવનારા વનવાનોની સહાયતા માટે આપે સૂચવ્યુ છે તે પણ ઠીક છે, પરંતુ મારે મારી પોતાની પ્રકૃતિ દ્વારા તે બાબતમા શ્રમ લેવાનો છે એ આપ ભૂલી જાઓ છો, જેથી એ સૂચના હાલ તરત તો ઘોડાને દૂધ દેવાના અને ગાયને બગી ખેંચવાના ફાયદા સમજાવવા બેસવા જેવી મને લાગે છે સાધારણ મનુષ્યો કરતા કેટલાક અંશમા અખંડ-શરીરમા અયોગ્યતાઓ વધારે છે એથી આપ જાણીતા ન હોવાથી સૂચવો એ સ્વાભાવિક છે ખુશીથી છૂટથી સૂચવતા રહેશો મારા વિચારો અને પ્રકૃતિને અનુકૂળ હશે ત્યા સુધી અમલમા તે લાવવા ચૂકીશ નહિ કઈએક બાબતોમા તો મારા વિચારો આડે મારી જ પ્રકૃતિ આવી પડી ધાર્યું કરવા દેતી નથી, તો અન્ય સજ્જનોની ઘટિત વાતો ન અમલમા લાવી શકાય તે

સ્વાભાવિક સમજી ક્ષમા કરશો.

મારી એક આ વાત પણ ધ્યાનમાં રાખશો અને યોગ્ય ઉત્સાહી પરોપકારી સજ્જનોને વિદિત કરતા રહેશો, કે ચાલુ કાર્ય માટે સર્વથા યોગ્યતા અને તૈયારી ન હોવા છતાં એટલા જ માટે આ શરૂઆત કરી છે, કે આ અતિ અગત્યની બાબત ઘણાખરા પરોપકારી વિદ્વાનો, ધનવાનો અને સરકાર ઇ૦ ની ધ્યાન બહાર ચાલી જતી જોઈ, માત્ર થોડા નમૂના દાખલ જ ભાંગ્યુંતૂટ્યુ બને તે કામ બનતે પ્રકારે કરી બતાવી, અયોગ્યતાઓ બાદ કરતાં જે કાંઈ અલ્પ યોગ્યતા બાકી છે તેનો જનસેવાર્થે સદુપયોગ કરી તેની સાર્થકતા કરવાના હેતુથી-જ આ કાર્ય આરંભ્યું છે; અને તે એવા પરિણામની આશાથી, કે અધિક યોગ્ય અને અધિક શુભ સંયોગો પ્રાપ્ત કરી શકે એવી પ્રકૃતિવાળા પૂજ્ય જનો અખંડ બાળની ન્યૂનતાઓથી દયા ખાઈને કે છછણી ઊઠીને હરકોઈ જાતની ભાવનાપૂર્વક આ કાર્યને અધિક યોગ્ય રસ્તે અને અધિક શુભ સંયોગોને રસ્તે મૂકે. જ્યાં સુધી આમ કરનાર નહિ નીકળે, ત્યાં સુધી પ્રિયબંધુ, પ્રાપ્ત પ્રકૃતિ દ્વારા બની શકે તેટલે જ અંશે થાય તે કરતા રહી આનંદ પામવાનો આ રસ્તો છે.

વળી, માણસો જાતિસ્વાર્થને ખાતર-પૈસાને ખાતર પોતાના આખા શરીરને નોકર બનાવી વેચે છે. એ વાત જો જરા પણ સ્મરણમાં લાવીએ, તો પછી પરાર્થને ખાતર અર્પણપત્રિકા વેચવાનું દૂષિત મનાતું હોય, તો તે દોષ અર્પણપત્રરૂપ કાર્ય વેચીને જ નહિ, પણ જરૂર પડે ને બને તો તે કાર્યના કર્તાને વેચીને પણ વહોરી લેવા વાંધો જણાતો નથી. આપને આટલી વાત તો ધ્યાન લેવા ખાસ વિનંતિ છે, કે દુનિયાની બહોળા મતે માન્ય થયેલી અને પળાતી રૂઢિઓમાંની ઘણીખરીઓ અખંડના નિશ્ચયોને માન્ય નથી. પછી તેમાં અખંડ ઊંધો કે

દુનિયા ઊંધી, એ ન્યાય તો ચૂકવનાર સત્તા જુદી જ છે ચુકાદો જેટલે દરજ્જે જાણવા અને તેટલે દરજ્જે પ્રથમથી જ જાણી વર્તવા યત્નશીલ રહુ છુ, જ્યારે દુનિયા તેટલે દરજ્જે જાણવાની કોશિશ કરીને અનસરે છે કે ઘાણીના બેલ પેઠે ચાલી જાય છે એ કહેવાની જરૂર જણાતી નથી

કયા ભિખારીઓ તરફ તિરસ્કાર બતાવી સ્વ કમાઈનો ટુકટો ખાવાની સુરીતિ અને કયા તિરસ્કાર ખમીને પણ ઘરઘર ના ટુકડા ખાવા તરફ સદ્‌ભાવ ધરાવતી વૃત્તિ ? આવા આવા અનેક જુદાપણાઓ સાથે સોસાયટી તેમ જ અન્ય જનોની સુરીતિઓથી પણ જુદાપણુ અનેક બાબતોમા અખ ડ-હૃદયમા ભર્યું હશે જે કામ પડશે તેમ અનુભવાશે મતના એવા જુદાપણાના પ્રસ ગો સહેવા-ખમવાનુ અખ ડ સાથે જેટલે દરજ્જે પરિચય રખાશે, તેટલે દરજ્જે નસીબમા જ લખાયલુ સવેળાથી જ સમજી રાખવા અને તે ચલાવી લેવા જેટલી નિષ્કામતાનુ બળ જોઈએ એ પણ સવેળાથી જ ધ્યાનમા રાખવા, મારા માનવ ત બધુ, આપને ખાસ વિનતિ છે

વળી, એક બીજુ લખવાનુ મન થાય છે, તે એ, કે અર્પણપત્ર આ ખાતાએ વેચ્યુ એમ ધારવા આપને શુ કારણ મળ્યુ હશે ? દરબાર તરફથી કાઈ પણ તે બદલ કે બીજા કશા બદલ હજી સુધી કાઈ પણ લેવામા આવ્યુ નથી કે માગવામા આવ્યુ નથી

હવે પછી નીકળનારી 'ચરિત્રમાળા' અથવા હરકોઈ માળાને તે ખાતે અગત્યની મદદ આપનારનુ નામ આપવા પણ સ ભવ છે જો તે વેચવા જેવુ ગણાય તેમ હોય તો સવેળા વિદિત કરુ છુ

જે પુસ્તકો ગ્ર થકારો છપાવતા હોય તે ભેગા વધુ છપાવી

લેવાનાં હોય અથવા જે કોઈ ગૃહસ્થની વતી તેના મજૂર દાખલ ફેલાવવાનાં હોય, તેવા પ્રસંગે તે ગૃહસ્થ હસ્તક અર્પણનો હક્ક રહે એ જુદી વાત છે; પણ જ્યાં સુધી છપાવવાની–ખપાવવાની તે માટે મૂડી દાખલ ઉછીના મેળવવાના દ્રવ્યની અને તેની વ્યવસ્થાના ભારે ખર્ચો બહારથી મેળવવાની સર્વ બાબતો એકલે હાથે કોઈ પણ સંગીન કે સ્થાયી પાયા વિના કરવાની હશે, ત્યાં સુધી તો મૂળ હેતુને ધક્કો લાગે એવુ કાંઈ પણ કરવાનું મને ઠીક લાગતુ નથી. દાખલા–દલીલથી હુ ભૂલ કરતો હોઉં, તો તે સુધરાવવાની એક મિત્ર તરીકે આપની ફરજ છે. મતભેદ પ્રસંગે ગાંડપણુ લાગે તો સહી લેવાનુ પણ છે જ.

બોલવા–લખવાની શૈલી અખંડની હજી કોઈને તોછડી લાગે એવી સ્વહૃદયને પણ પ્રતીતિ થાય છે. પત્રવહેવારમાં આપને કાંઈ તેવુ જણાય તો તે હૃદયપૂર્વકનું નહિ, અનઆવડતનું કે એવા જ કોઈ કારણનું પરિણામ સમજી લેવા પ્રાર્થના છે.

આપ સ્વપત્નીને અર્પણ કરવા ઇચ્છો તેમાં તો મને હરકત જ નથી; પણ મણકા જુદા જુદા નીકળશે અને વખતે 'ચરિત્રમાળા'ને અમારે કોઈ સહાયક વ્યક્તિનું નામ આપવું પડશે, તે ધ્યાનમાં લેવા વિનતિ છે.

વહાલા બંધુ! અર્પણપત્રિકાનો હક આપશો તો કૃતજ્ઞ થઈશ અને નહિ તો નિરાશ થઈશ; છતાં કાર્ય તો અંતઃકરણપૂર્વક પાર ઉતારીશ. આ મતલબનાં આપનાં વચનો અખંડ-હૃદયને કેટલાં આકર્ષક થઈ પડ્યાં છે, તે વાત તો તે પોતે જ સમજી શકે છે. બંધુ! એવા જ ઉદાર રહેજો, વધજો અને સર્વશ્રેષ્ઠતાઓના શિરોમણિરૂપ, પ્રણયમયતારૂપ પરિણામને સત્વર પામજો. ૐ તત્ સત્!

આપ હોઢ–બે માસમાં પ્રથમ ભાગ તૈયાર કરી મોકલવા લખો છો, તે ભાગ સુમારે કેટલાક ફરમાનો થશે તે જણાવશો, એટલે છપાવવાની ગોઠવણ વિષે જેમ ઠરશે તેમ વિદિત કરીશ.

આપ શુદ્ધ નકલ પણ સાથે સાથે કરતા જવાનું રાખશો, તો તે વધુ ઠીક થઈ પડશે; કેમ કે જે થાય તે સંગીન જ થતુ ચાલે. મૂળ લખ્યા પછી પાંચ, ચાર કે આઠેક દિવસે ફેર કરવાનું રહેશે, તો તરત ને તરત કરવા કરતાં અધિક શુદ્ધિ આવશે એ મારી જાતનો અનુભવ છે તે સૂચવુ છુ. સર્વને તે પ્રકાર અનુકૂળ નથી થઈ પડતો; આપને ઠીક પડે તેમ આપ કરશો.

થાય તેમ મોકલવાની રીત ઠીક થઈ પડશે, એથી કાંઈ સૂચવવા કરવા જેવુ હોય તોપણ ફાવે.

આ ચરિત્રો એકાદ બે ગ્રંથના રૂપમાં કાઢવા એમ પ્રથમ મુલાકાતે મેં જણાવ્યુ હતું અને તે જ ખ્યાલમા આપ છો એમ લાગે છે, પણ પછી 'ગ્રંથમાળાઓ'ની સુગમ રીત કરવી ઠર્યા પછી ચરિત્રો આઠ આઠ ફરમાના મણકારૂપે કાઢવાં–એકાદ મણકો સ્ત્રીઓનો તો એકાદ પુરુષોનો એમ કરવુ. આ વિષે હુ આપને આગળ જણાવી ચૂકયો છુ કે કેમ તે મને યાદ નથી. હાલ એ જ.

અખંડના
સપ્રેમ હરિસ્મરણ

[૨૧] મુંબઈ, ૨૮–૨–'૧૧

રા. રા. મણિભાઈ, વડોદરા

આપનો ૨૬–૨–'૧૧ નો પત્ર મળ્યો. વાચી આનંદ થયો. આપ .....મારફતે સુધારો તેમ જ પ્રસ્તાવના લખાયલી જોવા ઇચ્છો છો તેમ જ મિ. ધ્રુવવાળી ટીપણી આ ખાતાએ ન લેવી એ ન્યાયવાળુ સમજો છો; પરંતુ જણાવવાને

ઘણો જ દિલગીર છું, કે એ બાબતો સાથે હું મળતો થઈ શકતો નથી. આશા છે, કે તે દરગુજર કરશો. આ માટેનાં કારણો છે, પણ પત્રવહેવારથી તે જણાવાય અથવા તેનો નિકાલ આવે એમ લાગતું નથી. દેશ-વિદેશમાં ચાલતા ધાર્મિક, નૈતિક ઇત્યાદિ વિવિધ વિષયોને લગતા વિવિધ પ્રકારના વિચારો એકબીજા ધર્મના લોકોની જાણમાં આવે, એ હું અગત્યનું ધારતો હોવાથી, શ્રી. કેશવબાબુના વિચારો પણ આપણા લોકો જાણે એવી ઇચ્છાને લીધે એ 'નવ સંહિતા' બનતે પ્રકારે બહાર પાડવા મારો વિચાર થયેલો છે; પરંતુ આપ એ બાતે મહેનત કરી ચૂકયા છો; તેનો કેટલોક અંશ પણ જો એ કાર્યમાં ઉપયોગમાં લેવા બનતું હોય, તો તે વધારે સારું એમ સમજીને આપને તે માટે માગણી કરી છે; અને તે કેવે પ્રકારે કરવા ધારણા છે, તે પણ આગલા પત્રમાં જણાવેલું છે. આપ તે વિષે જે આ પત્રમાં લખો છો, તે બાતે પણ સંમત થવાને હું અશક્ત છું. વળી, મિ. ભટ્ટ માટે આપ લખો છો, પણ તેઓ તો તેમને આપ સવેળા પૂછશો, તો કદાચ આ ખાતાને તમારી મહેનતનો કાંઈ પણ લાભ આપવાને ના જ પાડશે.

આ પ્રમાણે હકીકત છે. આવા સંયોગોમાં આપ કાંઈ પણ કામના કે શરત વિના આપ પાસે માગેલી બાબત આપી શકશો ? તમારી પાસેના ચોખા તમારાથી બને તેટલા સાફ કરીને આપો અને પછી તે વધુ સાફ કરીને કે ભેલા કરીને–ખીચડીના રૂપમાં કે દાળભાતના રૂપમાં–શાક સાથે કે મીઠા સાથે કે લાડુ સાથે કે ગમે તેનો સાથે ગમે તેના હાથે પકાવીને બીજાઓને ખવાડીશું. તે ખાતે કશી પણ શરત રખાયલી જોવા કરતાં તે કાર્ય પડતું મૂકવાનું મને વધુ ઠીક લાગે છે. કદાચ આ મારી રીત કોઈ પણ પ્રકારે આપને અનુચિત લાગે,

તો તેને એક ટેવ તરીકે સમજી નિભાવી લેવા અથવા તેવા પ્રસંગોથી દૂર રહેવા આપ સ્વતંત્ર છો

દિલગીર છું, કે હું મિષ્ટ ભાષામાં ભાવો નથી બતાવી શકતો આ એક ખામી જ છે, પણ કાંઈ પણ ન કરવા કરતાં જેવું આવડે તેવું લખતા રહેવા વિના શું કરવું ? જો આપ સંમત હો, તો આપ જે ફરીથી લખાણ જોઈ જવાના છો, તે ખાતે કંઈક ભલામણરૂપે લખવા ધારું છું, અને તે એ, કે લખાણમાં મતભેદને લીધે જ્યાં પણ તિરસ્કારના કે હલકા શબ્દો વાપર્યા હોય, ત્યાં મૂળ કૃતિ ફરીથી બરાબર જોઈ જઈ કોઈ બીજા ભાષાંતરકારના શબ્દો પર દોરવાઈ ન જવાતાં મધ્યમપણું લાવવા જેવું છે

આ બાબત મને લખવી સૂઝી તેનું કારણ આ પ્રમાણે છે, કે વસંતમાં આવેલી 'નવસંહિતા'ને આપની લખેલી સાથે સરખાવતાં તેમાં મૂર્તિપૂજા યા એવી કોઈ બાબત માટે એક ઠેકાણે ધિક્કાર દર્શાવેલો છે, જ્યારે વસંતવાળીમાં અણસમજણ યા ભૂલ તરીકે જણાવી છે

એ પ્રસંગથી જણાય છે, કે શ્રી કેશવબાબુના લખાણથી એમાંથી એક ગુર્જર લેખક છેટે ગયેલ છે ધાર્મિક-નૈતિક મતો એકબીજાને સામાની માનમર્યાદા રાખીને સમજાવાય, તો જ કાંઈક સાર પરિણામ આવે નહિ કે તિરસ્કાર કે ધિક્કાર સાથે કહેવાથી ઠીક આવે

કદાચ મારો ઉપલો વિચાર આપને ઠીક ન લાગતો હોય અને શ્રી કેશવબાબુએ પણ ખરેખર ધિક્કાર જ લખેલો હોય તો મારે સ્પષ્ટ જણાવવાનું, કે તેવો ધિક્કાર બીજી કેટલીક સારી બાબતો આવેલી હોય તેને ખાતર જ લઈ ચલાવી શકાય અને બને ત્યાં સુધી ત્યાં ટીપણીરૂપે તેનું કંઈક મારે પણ

લખવું જોઈએ, અથવા પ્રસ્તાવનામાં લખવું જોઈએ.

ટૂંકમાં મારી વિનતિની મતલબ એ છે, કે એવું કાંઈ લખાણુ હોય ત્યાં મૂળ લેખકના લખાણુનો અર્થ કરવામાં બહુ સાવચેતીની જરૂર છે.

મારી માગેલી રીતે આપ લખાણુ ન આપવા ઇચ્છતા હો, તો તેથી મને જરા પણુ નારાજી થવી ન ધારવા પ્રાર્થના છે; કેમ કે તમારા અભિપ્રાય પ્રમાણે વર્તવાને પૂર્ણ મુખત્યાર છો, માટે જે વિચાર થાય તે ખુશીથી જણાવવા તસ્દી લેશો.

મહર્ષિ ટાગોરનાં વ્યાખ્યાનો, શ્રી કેશવબાબુની પ્રાર્થના, તેમ જ તેમનું જીવન એ સર્વ 'ગ્રંથમાળા' મારફતે (જો કોઈ તૈયાર કરી આપનાર હોય તો) કાઢી શકાય, પણુ મારા-તમારા જેવા વચ્ચેના ઉપર જણાવ્યા જેવા મતભેદો આપણે ચલાવી લઈ શકાય નહિ ત્યાં સુધી શું? હા, એટલું તો હું કહીશ, કે મતભેદને લીધે કામ સાવ પડતું મૂકવા કરતાં મળતા વિચારના માણસો શોધીશ અને તેઓની મદદથી કામ પાર પાડવા યત્ન કરીશ. પછી તો પ્રભુઇચ્છા!

મતભેદના પ્રસંગોમાં ધિક્કાર કે તોછડાઈ કરતાં પ્રેમ અને માનવૃત્તિયુક્ત ઉદ્‌ગારો જ વધારે સફળ નીવડે છે અને નીવડતા રહેવાના. આધુનિક કંઈએક સુધારકોની સ્વીકારવા યોગ્ય ઘણીએક વાતો, સાર ગ્રહણુ કરવામાં અલ્પશક્ત એવા સાધારણુ જનસમાજે સ્વીકારી નથી; અને જોઈતી સફળતા તેમને મળી નથી, તેનાં કારણો મને તો ઉપર જેવાં જ લાગે છે. મૂળ સુધારકો કરતાં તેમના અનુયાયીઓ પણુ તેવા વર્તનને આધીન વધારે હોવાનું કહેવાય છે.

મારી પાસે જે પુસ્તક છે, તેનું નામ જણાવવા તસ્દી લેશો, જેથી તે પુસ્તક મોકલી આપું. આપનો

અખંડના સપ્રેમ ઘટિત

[ ૨૨ ] મુંબઈ, તા. ૮-૩-'૧૧

પરમ પવિત્ર સદ્‌ગુણસંપન્ન સ્વામીશ્રી મુકુંદાશ્રમજી, ખંભાત

ફાલ્ગુન સુ. ૧ નો આપનો કૃપાપત્ર વાંચી અતિ આનંદ થયો છે. ત્યાગીવર્ગમાંથી આપ તરફથી જ પ્રથમ આ સહાનુભૂતિ અને પ્રોત્સાહનજનક પત્ર મળ્યો છે.

'વિવિધ ગ્રંથમાળા'નો ત્રીજો મણકો આ સાથે આપની સેવામાં મોકલ્યો છે. સાથે કેટલાંક હેંડબિલો છે, તે જો યોગ્ય અધિકારીઓમાં કોઈ દ્વારા ફેલાય તેમ બને તેમ હોય, તો એટલી તસ્દી આપું છું.

વિ. આપે જે કાંઈ લખ્યું, તે આ વૃત્તિ કરતાં આપની ઉદારતાના જ કારણથી લાગે છે.

પ્રિય સ્વામીજી ! મુંબઈમાં શેઠિયાઓ છે. દ્રવ્યો ઇ૦ આપનું લખવું સત્ય છે; પરંતુ તેઓ કઈ પ્રકૃતિને આધીન થાય તેવા છે ? તેમને કહેવા-સમજાવવા, તેમને ઘેર જવામાં અમુક યોગ્યતા (!) હોવા જરૂર છે. તેનો અખંડ-શરીરમાં અભાવ છે; એ જ નહિ, પણ કંઈક ઊલટાપણું પણ છે.

સ્વાભાવિકી સ્વપ્રકૃતિને અનુસરીને જ બને તે કરવાનું હોવાથી તેમ જ જનસમાજના સદ્‌પ્રારબ્ધનો ઉદય નજીક હશે, તો જે કાંઈ અલ્પ યોગ્યતાથી જે પ્રકારે બને તે કર્યા કરવાથી પણ જનહિતનાં દ્વાર અધિક ખૂલવા સંભવિત જણાવાથી ગમડે તે રસ્તે ગાડું ગબડ્યું જાય છે. આપશ્રી સમક્ષમાં કંઈએક વાતો એવી તેની કરવા આતુરતા છતાં આપ મુંબઈમાં આવો છો, છતાં સમાગમનો લાભ અહીંની રોકાણોથી સેવાતો નથી. કૃપા કરી પુનઃ આવવું થતાં ખબર અપાવશો, તો ઉપકારી થઈશ. આપ જે કાંઈ શુભ આશાઓ દર્શાવો છો-સૂચવો છો, તે એક યા બીજે પ્રકારે થશે એમ

મને લાગે છે. શ્રીમંતવર્ગ સંબંધી આપે સૂચવેલી હકીકત આપને બહુ ઊંડા અનુભવયુક્ત દર્શાવી આપે છે.

આપશ્રીનો પત્ર ઉત્તર લખતી વખતે જેમ જેમ વાંચતો જાઉં છું, તેમ તેમ હૃદય અધિકાધિક પ્રફુલ્લ થતું જાય છે. પ્રિય સ્વામીજી! આપ જે તૈયારી આ જનહિત બાબતો પ્રત્યે સૂચવો છો, એ બહુ જ અગત્યની મને લાગે છે. આપના હૃદયને આ પત્રથી જ કંઈક સમજી શક્યો છું. જો આપ યોગ્ય બનને પ્રકારે સહાયક થાઓ, તો એક એકડામાં બીજો ઉમેરાય. ૧+૧=૨ નહિ, પણ ૧+૧=૧૧ થાય. સજ્જનોનું સંમિલન સાધારણના સંમિલન જેવું અલ્પ પરિણામી હોતું નથી. અખંડ–શરીર તો એકડા કરતાં મીંડાના નામને પાત્ર વધુ છે; અને તોપણ શ્રેષ્ઠની સાથે મુકાતાં તે શોભા પામશે જ.

ટપાલનો ટાઇમ થઈ જવાથી હાલ તો એ જ.

આપનો
અખંડના સપ્રેમ ૐ નમોનારાયણ

[ ૨૩ ] મુંબઈ, ૧૧–૩–'૧૧

રા. રા. ઝવેરચંદ આદિત્યરામ, અમરેલી

આપનો ૮–૩–'૧૧નો પત્ર પહોંચ્યો, તેમ જ નિશાનીઓ કરી મોકલેલી કોરી બૂક પણ પહોંચી છે. આપે તેમાં જે ગોઠવણ કરી મોકલી છે તેમ જ તે વિષે સૂચના લખી મોકલી છે, તે માટે આપના અમે ઘણા જ આભારી છીએ.

મહેનત લેનાર હોય તો એ ઉપરાંત પણ ઘણું સાધન સંગ્રહ કરવા માટે નીકળી આવે તેમ છે. હિંદીમાં, બંગાળીમાં ઇ૦ એ પ્રકારનાં પુસ્તકો ઉપયોગી થાય તેમ છે.

પ્રિય સદ્‌ગૃહસ્થ ! અમારે જે સંયોગોમાં અને જે પ્રકારે કામ ચલાવવાનું છે, તે સવિસ્તર લખવું અમારે ઘટિત નથી. પ્રભુઇચ્છાને અનુસરી થવાનું થયા કરે છે, તોપણ નિમિત્ત માત્ર તરીકે રહી જે સમય ગાળવો પડે છે અને તે છતાં પણ આગળ પાછળ જે કામ ચાલુ રહે છે, તે જોતાં હજી વિશેષ શોધખોળ ઇ૦ ખાતે અમારાથી થઈ શકવું મુશ્કેલ છે. વિદ્વાનો બહુધા નિર્ધન અને પૈસાની જરૂરવાળા હોય છે; અથવા તેમ ન હોય તેવા કેટલાક ઘટતી આવડત વિનાના હોય છે. હાલ તો આમ બધું છે, માટે પોતપોતાથી સૂચવવા કરતાં જરા કે જરાથી પણ જરા જે કાંઈ જાતે બની શકે તે કરવા તત્પર થવું એ જ રસ્તો છે. દરેક જણ સૂચના કરનાર તરીકે રહે, તેનું પરિણામ કશું જ નથી. દરેક જણ બનતું કરે, તો કેવો ઉમદા ફેરફાર જગત પર થઈ જાય ?

સદ્‌ગૃહસ્થ ! આમ છતાં આપે જે નકશો કરી મોકલ્યો છે, તે વૃથા તો નહિ જ જાય એ ખાતરી રાખશો. અમારા સંસ્કારોમાં તે કાંઈ પણ વૃદ્ધિ કરશે.

શુભેચ્છક
અખંડ

[ ૨૪ ] મુંબઈ, ૧૬–૩–'૧૧

રા. રા. રતિલાલ છોટાલાલ પાઠક, દિલ્લી

પરમપ્રિય બંધુશ્રી,

તા. ૧૨–૩–'૧૧નો પત્ર મળ્યો. વાંચી આનંદ થયો. જે કાંઇ શ્રેષ્ઠતા આરોપો, એ તમારી જ શ્રેષ્ઠતા છે.

વિ. હાલના દ્રવ્યાદિકના આપના સંયોગો જાણી આનંદ થયો છે. એ ને એ રસ્તે વળગી રહી ખંત અને પ્રામાણિક-

પણાથી ચાલ્યુ જવાય, તો એ લાઈનમાં પણ આર્થિક આવક તો આગળ જતાં ઠીક ઠીક સુધરતી જાય ખરી જ.

વ્યવસાયનું તો હાલ કાંઈ લખવા જેવું જ નથી. ભવિષ્યમાં વળી હજી શું શુ થાયું છે તે પણ કહી શકાતું નથી. ભલે પ્રભુઇચ્છા મુજબ થાઓ, આપણે તો તેની ઇચ્છાધીન તેની શક્તિનો તેના કાર્યમાં ઉપયોગ થતો જોનાર દ્રષ્ટા માત્ર છીએ. વચમાં અજ્ઞાનવશ થવાય ત્યારે ઠીક–અઠીકમાં અહંભાવ ઉદ્ભવી રાગદ્વેષરૂપ ફળ તેના કોઇ વખત અનુભવી લેવાં પડે છે, સરવાળે આનંદ છે.

'વિવિધ ગ્રંથમાળા'ના હજારેક ગ્રાહકો બે ત્રણ માસમાં બની ચૂકયા છે. લવાજમ અગાઉથી મળ્યા વિના કોઈ ગ્રાહક થઈ શકતું નથી. દર માસે સવા બે હજાર પ્રતો છપાતી રહે છે. હજી કેટલાંક ખાસ અંગો ખાતે કશુ જ બન્યુ નથી, જે અવકાશે થયેથી ગ્રાહકો પૂર્ણ થઈ જશે; અને વર્ષ આખર સુધીમાં એક પણ ગ્રાહક ઓછુ રહેવા સંભવ નથી. પહેલા અને બીજા વર્ગના ગ્રાહકો તેમ જ સહાયક વર્ગના ગ્રાહકો ખાતે મીંડા જેવું છે. ખુશામતી માણસોને વશ વર્ગ પ્રત્યે અધિક પ્રયાસ પણ ઉચિત ભાસતો નથી. એ વર્ગના ગ્રાહકો પાંચસો સુધી થાત, તો વ્યવસ્થાખર્ચ માટે મૂંઝવણ નહોતી, પણ 'હરિઇચ્છા' એમ સમજી આ વર્ષ તો બસો પાંચસોની ખોટે ને ખળતી જાતમહેનતે ચલાવી લેવુ જ પડશે. બીજા વર્ષથી પોસ્ટેજ જુદું લેવું યા તો 'ગ્રંથમાળા' બંધ કરવી. ઈશ્વરેચ્છા હશે તેમ થશે, પણ બંધ નહિ જ કરવી પડે એમ લાગે છે ખરું. પોસ્ટેજ જુદું લીધાથી વ્યવસ્થાખર્ચમાં હરકત નહિ પડે.

બને તો દિવાળીથી એકાદ-બે બીજી 'ગ્રંથમાળાઓ' અથવા તો મોટા કદનું માસિક શરૂ કરવા સ્ફુરણા થયા કરે છે; પરંતુ

ઉચ્ચતર લેખો ઉત્તમ માસિકોમાંથી પસંદ કરવા અને તેને દેશકાળને તેમ જ સરળતાને આધીન રહીને ગુજરાતીમાં લાવવાની ઘટતી યોગ્યતા સાથે અન્ય ભોગથી કાર્ય કરનાર એકાદ બે વ્યક્તિઓ પણ નીકળી નહિ આવે, ત્યાં સુધી આ ખાતે ઉતાવળો થવા ઇચ્છા નથી. એ માસિકનું તથા 'ગ્રંથમાળા'નું છપાવવા, પોસ્ટ કરવાનું સર્વ કાર્ય હવે મુંબઈને બદલે અમદાવાદ કે વડોદરામાં જ રહેશે. ઈશ્વરઇચ્છા તો ત્યાં બ્રાંચ ખોલવા તૈયારીમાં જ છું. પછી મુંબઈ હેડ ઓફિસ રહેશે; પણ કામકાજ નામ માત્રનું જ, અને એકાદ જ માણસ રહેશે

વસનજીભાઈ વિષે આપે લખી એ જ માહીતિ મને પણ છે. પેલા મિ. નૃસિંહદાસ વડોદરે આપણને ભેગા થયેલા, તે બાવાજી બન્યા છે. તે જેમની સહાયતાથી 'ધર્મપ્રદીપ' નીકળે છે તેમના શિષ્ય બન્યા છે; તે માસિકના વ્યવસ્થાપક ઘણું કરીને છે.

ત્યાં સપત્ની હશો.

હેંડબિલ બીજાં આ સાથે છે, વધુ જરૂર પડે લખશો.

શાંતિ સાચી તો પ્રયાસની શરૂઆતમાં કે વચમાં અસંભવિત છે, પરિણામમાં છે; અને તે પરિણામ વૃત્તિનું થાય તે પછીના પ્રયાસોમાં વળી સક્રિયતા છતાં પણ અધિક શાંતિ હોય છે. તમારા હાલના સંયોગો એવા ઉચ્ચ લક્ષ્યને અનુસરીને ગોઠવાયા હશે તો પરિણામે હરકત નથી જ.

વ્યાવહારિક સુખ અને પારમાર્થિક સુખ બેઉની ખામી હોય, તેણે બેઉ ઇચ્છવા યોગ્ય છે; પરંતુ બેઉ ખાતે સરખા પ્રયાસ અને સરખી ઇચ્છા હોતી નથી. જેની વધુ મહત્તા સમજાઈ હોય, તેની જ અધિક ઇચ્છા અને અધિક પ્રયાસ તે

માટે જ રહે છે; બીજું ગૌણ જ રહે છે. પરિણામે કદાચ તે બહુ અલ્પ પણ બની જાય છે. મુખ્યને ખાતર ગૌણનો ભોગ અપાય છે.

અલ્પદેશી સંસ્કારોમાંથી વિસ્તૃત સંસ્કારોમાં અવાતું જાય છે, એમ જાણી આનંદ થાય છે.

ખર્ચાળ થવું પડવાનાં કારણો ખરાં છે; દેશકાળને અનુસરવું જ પડે.

સત્ય–શાંતિ માટે રસ્તો એવો લેવાય, કે જેનું પરિણામ તે જ પ્રકારનું આવે. બાકી પ્રયાસકાળે તો તેવી શાંતિ મુશ્કેલ છે. તેમ વ્યવહાર–પરમાર્થ ઉભય સરખે ધોરણે સધાવાં પણ મુશ્કેલ છે. એકને ગૌણ પાડયા વિના બીજું આગળ પડવું મુશ્કેલ છે.

વચમાં અલ્લાહાબાદ (કોંગ્રેસ પ્રસંગે) જઈ આવ્યો, પણ જી. આઈ. પી.ને રસ્તે. આ તરફ આપનું આવવું થશે, તો મળીને આનંદ થશે. મુંબઈ કે વડોદરા એટલામાં જ મારું રહેવું દિવાળી સુધી રહેશે. હાલ એ જ.

તમારો
અખંડ

[ ૨૫ ] મુંબઈ, ૨૧–૩–'૧૧

શિવપ્રસાદ દલપતરામ પંડિત, બારાં

પરમપ્રિય બંધુશ્રી !

આપનો ૧૭–૩–'૧૧નો પત્ર વખતસર મળ્યો છે. ચરિત્રોનું લખાણ પણ મળ્યું છે.

પુસ્તકનું નામ 'આર્ય રમણી રત્નમાળા' એ સહેજ લાંબા જેવું ભાસે છે. એમાંનો પહેલો અથવા છેલ્લો શબ્દ

કમી કર્યો હોય, અથવા એવું કોઈ બીજું નામ યોજવું યોગ્ય લાગતું હોય, તો જણાવશો.

સ્ત્રીઓને લગતાં પુસ્તકોનાં નામો પણ બહુ પડી ગયેલાં છે, જેથી તેવા કોઈ નામને મળતું આપણું નામ ન આવી જાય એ પણ સંભાળશો.

શરૂથી જ ફેર નકલ થઈ શકે તોપણ સારી વાત છે; છતાં તેને પણ એકાદ વખત ફરી જોઈ જવાનું રાખવાથી કેટલુંક ફળ મળ્યા વિના નહિ રહે.

**જૈન સતી-મંડળ**માં પણ કેટલાંક સારાં ચરિત્રો કહેવાય છે.

**વીરમંડળ** ભા. ૧ની નકલ અત્રેની લાયબ્રેરીમાંથી આ સાથે મોકલી છે. **વીરમંડળ** ભા. ૨ જો (વિદેશી વીર) પણ ભેગાભેગું મોકલત; પણ શોધાવતાં જડ્યું નહિ. આ બૂકો બંગાળીમાં મૂળ લખાયલી છે એમ તેની ભાષા ઇત્યાદિ ઉપરથી ખાતરી થાય છે. તેના બંગાળી લેખકે ચરિત્રની શરૂઆતમાં ટૂંકી પ્રસ્તાવના તેમ જ પ્રસંગોપાત વચમાં પણ પોતાના હૃદયભાવો કેવી અસરકારક રીતે આપ્યા છે ? મને એ ઠીક ગમે છે.

આપે મોકલેલી બૂક હજી જોવા અવસર મળ્યો નથી. તેમ હજી કેટલોક વખત મળવા સંભવ પણ નથી. તેમ ખાસ જરૂર પણ જોવાની લાગતી નથી.

ચરિત્રો સાથે પ્રસંગોપાત બીજી ચૂંટણીઓ સામેલ કરવા-નો વિચાર આપનો મને પણ ગમે છે. કદ મોટું થાય તેની હરકત મને લાગતી નથી; કેમ કે અમુક સમયે અમુક દ્રવ્યથી અમુક ફેરમા 'ચરિત્રમાળા' દ્વારા આપવાના છે; પરંતુ આપે જણાવ્યાં તે પુસ્તકો તમામ તપાસી ચૂંટણી કરીને યોગ્ય સ્થળે તે ઓત-

પ્રોત કરવાની મહેનત ભારે છે અને સાથે આપ લખો છો તેમ તે પુસ્તકો પણ પ્રાપ્ત આપણને નથી; એટલે એ વાત ભવિષ્ય પર રાખવાનો આપે જણાવેલો વિચાર જ અધિક યોગ્ય લાગે છે. હાલ એ જ.

આપનો
અખંડ

[ ૨૬ ] મુંબઈ, ૫-૪-'૧૧

રા. રા. પુરોહિતજી પૂર્ણચંદ્ર શર્મા, અમદાવાદ

વિ. કૃપાપત્ર મળ્યો.

આપની પેઠે જ આ ખાતાનો પણ કાયદાને માન આપીને તેમ જ આક્ષેપથી દૂર રહીને જ કાર્ય કરવાનો હેતુ છે. **આર્યધર્મનીતિ** અને ચાણક્ય **નીતિસારવાળી** બુક પણ એ જ ઉદ્દેશવાળી છે.

એ બૂકમાં મૂળ શ્લોકમાં રહેલી અશુદ્ધિ, ભૂલચૂક તેમ જ ભાષાંતરમાંની ભૂલચૂક સુધરાવવાનો જ હેતુ આપ તરફ મોકલવામાં રહેલો છે. આક્ષેપાત્મક કે રાજ્યવિરુદ્ધ જેવું એમાં કશું છે જ નહિ; છતાં તેવું કાંઈ આપની દૃષ્ટિએ જણાય, તો તે સૂચનારૂપે સુધારવા હરકત નથી; પરંતુ એવા સુધારા કેટલા અને કેટલે દરજ્જે બહાલ રાખવા એ સત્તા તો આ ખાતાની જ સર્વોપરિ છે અને તે કાયમ રહેશે. આપ પણ એ વાત સમજી શકો તેમ છો, કે એક ખાતું નિયમને ખાતર છેવટની મુખત્યારી ત્યજી શકશે નહિ.

આશા છે, કે ઉપલા હેતુપૂર્વક આ સાથે મોકલેલી બૂક સુધારી મોકલવાનું આપ શરૂ કરશો; અને તે થતું જાય તેટલું

ફાડીને અત્રે ટપાલ રસ્તે મોકલતા રહેશો, એટલે તેથી માહિત થઈ ઘટતા નિર્ણય સાથે પ્રેસ પર છાપવા મોકલવાનું રહેશે. પછી પ્રૂફો આપે તે પ્રમાણે જ જોવાના રહેશે

ઉપલા ખુલાસામા કાંઈ અસંમતિ જેવું હોય, તે પ્રથમથી જ જણાવવા વિનતિ છે.

**આર્યધર્મનીતિમાંનું** એક પ્રકરણ ખાસ ધ્યાન દઈ સુધારવા જેવું આપે લખ્યુ, તે તેમા ઘણી ભૂલો હોવાથી જ કે અન્ય કારણથી છે? વળી આક્ષેપાત્મક કે કાયદા વિરુદ્ધ આપને એમાના જે કોઈ પ્રસંગો જણાયા હોય, તો તે કેટલાક પ્રસંગો આધારે તેવા આપને લાગે છે તે સહજ જણાવવા તસ્દી લેશો, જેથી તે પર પ્રથમથી જ અધિક વિચાર કરવા અને અને તે વિચાર નક્કી થયા પછી સુધારવાનું કે છપાવવાનું શરૂ કરાય તો ઠીક ઉત્તરની રાહ જોઉ છુ હાલ એ જ.

આપનો
અખંડાનંદ

[ ૨૭ ] મુંબઈ, ૭-૪-'૧૧

શ્રી .. ... અમદાવાદ ... -

વિ. આપનો પત્ર બિલ સાથે પહોચ્યો છે

બિલના સબધમા જણાવવાનું, કે કાગળ વૃથા રીમ ગયુ ને પાછા ફા ય) જાય એ આ ધર્મના કામમા નાહક ધક્કો છે કસૂર વિષે તો આપ ત્યા ને અમે અહી, માટે લખાપટ્ટી કરતા નજીવી વાતનો નાહક પાર આવે નહિ ઈશ્વર-ઇચ્છાથી થયુ તે ખરું, માટે જો કાંઈ આપની ધ્યાનમા આવે, તો ઘટાડશો, નહિ તો વધુ આગ્રહ કરવો અમને પસંદ નથી,

પાચ ફરમાની વળામણી રૂા ૩ા એ પણ બરાબર ઠબલ છે સસ્તાપણા માટે વળાવવાનું ત્યા રાખેલું તે ઊલટું મુબઈ કરતા પણ વધારે પડ્યુ છે, એમા કાઇ ભૂલચૂક, વધઘટ હોય, તો જણાવશો, નહિ તો તેનો પણ આગ્રહ નથી. હવેથી વળાવવાનુ કામ અમે મુબઈમા જ કરાવી લેવાનુ રાખ્યુ છે

બીજુ, છપાઈ ગયેલા પાચે ફરમા ગૂડ્સ રસ્તે ઠીક-ખગડે નહિ કે ફાટી જાય નહિ તેમ-મજબૂત પેક કરાવીને અહીના ગ્રાટરોડ સ્ટેશને રવાના કરી દેશો સ્ટેશન કરનાક બદર નહિ, પણ ગ્રાન્ટરોડ જ કરવાનુ છે અને ફરમા ખુલા હોવાથી માલની જાત તરીકે બૂકો ન લખાવતા પ્રિન્ટેડ ફોર્મ્સ જ લખાવશો, બૂક લખાવવાથી નાહક રેલચાર્જ વધુ પડે છે એક જણાએ બૂક લખી મોકલેલી તે મહામહેનતે રુબરૂ માલ ખોલી બતાવીને કસર પાછી મેળવી શકાઈ છે

બીજુ, આપ કાગળ પાછા આપવા પડે એ શરમ જેવુ ધારો છો, તે વાતને અમે ઘટતી સમજીએ છીએ, કે મારા માણસને એમ જ લાગે, પણ એ વિષે અમે બીજે ઠેકાણે વાતચીત જેવુ કરી ચૂકયા છીએ એ પણ એક ગૂચવણની વાત છે, છતા જો આપ ખરા મનથી એ જ અકેક ફરમો કરાવી આપવા કહેતા હો, તો બીજે ઠેકાણે એક નાની બૂક છે તે આપી, આપને ત્યા હાલની બૂક આપવા અમને હરકત નથી અમારે તો કામ સારુ અને જલદી થાય તે જ જોવાનુ છે બીજી રીતે કોઈ પ્રત્યે પક્ષપાત નથી

એ બૂક તે રોયલ ૧૬ પેજી સોળેક ફરમાની થશે તેમા શ્લોક તથા સવાઈમા તેના ગુજરાતી અર્થ છે એ બૂક આપના જોવામા આવે તે માટે આ સાથે ટપાલમા બૂ પો થી મોકલી આપી છે તેમા શ્લોકમા છે તે ટાઈપ આપને ત્યા હશે જ,

એમા કોઈ ઠેકાણે શ્લોકમા તથા અર્થમા ભૂલ અશુદ્ધિ ઇત્યાદિ છે, તે તરતમા સુધરાવી લેવા સોપેલુ છે

અમારે સ્પષ્ટ જણાવવુ જોઈએ, કે એમા સસ્કૃત શ્લોકો હોવાથી બીજે ઠેકાણે વાત થઈ હતી, તેમા પણ પાચને બદલે સાડા પાચ રૂા. અમે ફરમે નક્કી કરેલા છે, અને ખુશી સાથે આપને પણ તે મુજબ મજરે આપીશુ જ સાધારણ ધોરણ કરતાં જેમ અધિક અપાવું મુશ્કેલ છે, તેમ ઓછુ આપવાનો અઘટિત પ્રયત્ન કરવો એ પણ અમને પસદ નથી. પ્રત ૨૩૦૦ જ છાપવાની છે

આ છાપવાની બૂક જે આ સાથે ટપાલમા મોકલી છે, તેની પહેલી આવૃત્તિ ‘ વિવિધ ગ્રથમાળા ’ ના ૧–૨ મણુકારૂપે ગયા કારતકમા જ અમે બહાર પાડેલી છે ઘરાકો વધતા જવાથી તેની બીજી આવૃતિ છપાવવા જરૂર પડી છે બીજા મણકાઓ માટે પણ તેવી જરૂર આગળ જતા પડે એમ લાગે છે

બીજુ એ બૂક બિલકુલ તેના નામ પ્રમાણે ‘ ધર્મ અને નીતિ’ની જ છે, અને અસલી ઉમદા ગ્રથોના શ્લોક તથા તેના અર્થનો જ તેમા સગ્રહ છે, જેથી એમા લખાણ સખત કે એવુ કાઈ કોઈને લાગવા પણ સભવ જ નથી, છતા કોઈ બહુ વે’મી માણસને એમા પણ એવુ કાઈક ભાસી આવે, તો કપાળે કપાળે બુદ્ધિની વાત છે આ વાત આપને લખવી પડવા-નુ કારણ એ જ છે, કે બૂક છાપની ચાલુ થયા પછી કપાળે કપાળે બુદ્ધિની પેઠે પાછળથી કોઈ પણ કારણથી તેમા કલાણુ સુધારો તો જ છાપીએ એવુ કાઈ લફરુ પાછુ જાગે તો તે અમારે પોષાય નહિ, માટે મહેરબાની કરી મોડામોડી ફક્ત જેટલી પણ જોવી કે દેખાડવી હોય તેટલી ખાતરી કરી વળતી ટપાલે અથવા છેવટ રવિવારની સાજ સુધીમા અમને તે વિષે ઉત્તર લખી

મોકલવા તસ્દી લેશો. સુધરાવવાનું પાછળથી જાગે એ મોટી પંચાતી થઈ પડે છે, ને પછી કામ પડતું રહે તો કાગળના પૈસા ઉપરાંત બીજી પણ ડબલ નુકસાની સમજવી. 'હિંદની ઉન્નતિ'નું પુસ્તક પડતું મૂક્યું તેની અમને બળતરા જરાયે નથી, તેમ રાજદ્વારી બાબતો તરફ અમારી પ્રીતિ પણ નથી, પરંતુ આ 'ધર્મનીતિ'ની બૂકમાં પણ કોણ જાણે પાછી પંચાતી જાગે તો ગામાના વહેમન ઓસડ નહિ, માટે એ પ્રમાણે નકલે નકલ છપાવવાની છે, તો એ વિષે સવેળા જ વાંચી તપાસી ઉત્તર લખી મોકલશો એ ચોપડી જલદી છપાવવાની હોવાથી જલદી તોડવુ કરી દેવાની હોવાથી રવિવાર (પરમ દિન)ની આજ સુધીમાં તો અમને હા–નાનો ઉત્તર અવશ્ય મળી જવો જ જોઈએ.

આપ જાણો છો કે કાયદો સર્વને જ માટે છે, તો 'સસ્તા સાહિત્ય'ની મહાભારત યોજના ચલાવવી અને ખીલવવી તેમાં રાજદ્વારી પંચાતીમાં પડવાનું અમને જ કેવી રીતે પસંદ પડે?

બિલ વિષે નક્કીપણે આંકડો વળતી ટપાલે લખશો જો પૈસા અહીં કોઈ ઠેકાણે ભરાવવા હોય, તો ઠેકાણું લખશો ત્યાં તરત ભરાઈ જશે જો તેમ ન હોય, તો પછી અમે મોકલી આપીએ, એ બાબતે કિંચિત્ શંકામાં ન રહેતા કરમાં જલદીથી તરત જ ગૂડસમાં મોકલી આપશો જો વળાવવાનું કામ બાકી રહેલું હોય, તો વળાવવા નથી વગર વળાવે એમને એમ ઠીક પેક કરીને મોકલી આપશો વળાવવાનું ઊલટું અહીં સસ્તુ પડશે હાલ એ જ.

અખંડાનંદ

[ ૨૮ ] મુંબઈ, ૧૪-૪-'૧૧

સદા માનવંત અ. સૌ. મિસીસ મડગાંવકર, સુરત

માનવંત માતુશ્રી,

'આમચ્યા આયુષ્યાંતિલ કાહી આઠવણી' આ પુસ્તક સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવાના મારા ઇરાદા વિષે તેમ જ તે પુસ્તકનું ગુજરાતી ભાષાંતર આપ તરફથી તૈયાર થાય છે, તે જો બની શકે તો આ ખાતાને જ સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરવા આપવા બાબત આપની સેવામાં કેટલાએક મહિનાઓ દરમિયાન થઈને કેટલાક પત્રો હું લખી ચૂકયો છુ, છતાં દિલગીર છું, કે તે વિષે કાંઈ પણ ઉત્તર અથવા કારણ હજી સુધી આપ તરફથી જણાવવામાં આવ્યું નથી.

અત્ર માટે જો કાંઈ પણ ખોટો વિચાર બાંધવાનું કારણ આપને મળ્યું હોય અથવા કોઈ તરફથી જણાવવામાં આવ્યુ હોય તેથી જ જો ઉત્તર ન મળી રહ્યો હોય, તો તે મને જણાવવામાં આવે તો તેનો ઘટતો ખુલાસો કરવાને તૈયાર જ છુ.

મારી ઇચ્છા એવી હતી, કે અમારા ખાતા તરફથી તેનું ભાષાંતર તૈયાર થઈ બહાર પડે, તે કરતાં આપે જયારે તે કાર્ય કરવા માંડયુ છે જ, તો પછી આપના હસ્તે થયેલુ ભાષાંતર જ જો પ્રસિદ્ધ કરવાને અમને મળતુ હોય, તો વધારે સારું. એથી એ કાર્ય વધારે શોભા પામે અને આ ખાતાનો તેમ જ આપનો અને મૂળ લેખક માતુશ્રીનો ઉદ્દેશ બહુ સારી રીતે પાર પડે.

છતાં જયારે આપ તરફથી મને કંઈ જ ઉત્તર મળ્યો નથી, ત્યારે પછી નાઇલાજે મૂળ વિચાર પર જઈને આ ખાતા

તરફથી તેનું ભાષાંતર તૈયાર થાય તે કાર્ય શરૂ કરવા ધાર્યું છે અને પાચ સાત-રોજમા તે કાર્ય અમે શરૂ કરાવનાર છીએ ઈશ્વરેચ્છાથી ભાષાતર અને છપાવવાનુ બન્ને કામો સાથે જ ચલાવીને બે માસમા તે પુસ્તક અમે બહાર પાડવા શક્તિવાન થઈશુ એમ આશા છે

પ્રિય માતુશ્રી ! જનસમાજ પ્રત્યે ઉત્તમ વાચનને સસ્તું ફેલાવવાની જે ફરજ આપના આ બાલકે સ્વીકારી છે, તેને અનુસરીને મારે ઉપર મુજબ ન કરવુ, તો શુ કરવુ ?

આપનું લખાણુ મેળવવા માટે પુષ્કળ વખત રાહ જોઈ છે, અને ચાર-પાચ પત્રો લખ્યા છે આ પ્રમાણે આપ પ્રત્યેની માનભરી ફરજ મારાથી બની શક્યુ તેટલે દરજ્જે મે બજાવી છે, જેનુ કશુ જ પરિણામ ન જણાયા પછી હજારો અને લાખો ગરીબ અને અજાન દેશબ ધુઓ તરફની મારી ફરજ બજાવવાને માટે ઉપલા વિના બીજો કયો રસ્તો હુ લઈ શકુ ?

અ તર્યામી પ્રભુ, હૃદય દ્વારા સાક્ષી પૂરી અને પવિત્ર હૃદયથી હું તે માનુ છુ, કે ઉપર પ્રમાણે કરવામા કોઈ પણ રીતે હુ અયોગ્ય રસ્તે ન જતા મારી ફરજને પવિત્ર રસ્તે બજાવુ છુ, અને તે છતા પણ એમ કરવાની વિરૂદ્ધમા જો કાઈ સગીન કારણુ આપ તરફથી યા હરકોઈ તરફથી જણાવવામા આવશે, તો સરળ હૃદયથી તે જાણવાને આતુર છુ અને તે પર બનતો અમલ કરવા પણ આતુર છુ

મને પૂરી આશા છે, કે બની શકે તેમ હશે ત્યા સુધી આપના લખાણુ અમને છપાવવાને આપવામા આવશે જ, અથવા તેમ નહિ બને તેમ હશે, તો અમે ઉપર પ્રમાણે તે બાને કરીએ છીએ તેમા અમને દોષપાત્ર નહિ જ સમજવામા આવે

કાઈ પણ પ્રત્યુત્તર અથવા સૂચન રૂપે બનતી તાકીદે

ઉત્તર લખાવવા કૃપા કરવાની માગણીપૂર્વક

હું છું સર્વનો સેવક
અખંડાનંદના સપ્રેમ નારાયણસ્મરણ

તા. ક. કે ઉપલું પુસ્તક ગુજરાતી ભાષામાં મરાઠી પુસ્તકમાં છે તેવા જ મોટા ટાઈપમાં અને તેવા જ કાગળ ઉપર તથા તેવા જ સાદા પૂઠા સાથે આશરે છ થી સાત આનામાં અમે બહાર પાડવા શક્તિવાન થઈશું. એ સહેજ જાણવા વિદિત કર્યું છે. આ ખાતા તરફથી નીકળતી 'વિવિધ ગ્રંથમાળા' તથા મારા વિચારો દર્શાવનારી એક નાની બૂક પણ આ સાથે આપની સેવામાં મોકલું છું; જેથી સ્ત્રી વર્ગના હિત ખાતે પણ આ ખાતાની લાગણી અને પ્રયાસ વિષે ખાતરી થવા આશા છે

અખંડ

[ ૨૯ ] મુંબઈ, ૧૪-૪-'૧૧

સદા માનવંત, પરમવિવેકી દરબારશ્રી

........

પરમપ્રિય દરબારશ્રી,

આપશ્રી તરફનો તા. ૨૬-૩-'૧૧નો સદ્પત્ર વખતસર જ મળ્યો હતો. સહાયક વર્ગ માટે ફરીથી વિચાર અને નિર્ણય કરવાનું કરવાથી વિગતે ઉત્તર લખવામાં વાર થઈ છે, જે માટે આપ ક્ષમા કરશો જ; પરંતુ એ પત્રની પહોંચ તત્કાળ લખવી ભૂલી ગયો છું, એ ખાતે તો સ્વહૃદય જ ઠપકામાંથી મને મુક્ત કરતું નથી.

આપે દરેક ખુલાસા સાથે પત્ર લખાવવા લીધેલ તસ્દી માટે

આભારી છું, તેમ જ આ સંસ્થાનો હેતુ અને કાર્ય માટે આપે દર્શાવેલ શુભ અભિપ્રાય માટે પણ સંસ્થા તરફથી આપશ્રીનો આભાર માનું છું. સહાયક વર્ગમાં શામેલ થઈને તેમ જ 'કલાપી'ના લેખો છપાવવા માટેની રજા આપીને પણ આપશ્રીએ મોટો ઉપકાર આ ખાતા પર કર્યો છે.

શ્રીયુત રૂપશંકરભાઈ અહીં આવ્યા ત્યારે પોતાનો અમૂલ્ય વખત રોકી ત્રણ ચાર વખત કાર્યાલયમાં પધારી દરેક પ્રકારે સંતોષ અને પ્રોત્સાહજનક વાતચીત કરી ગયા છે. એઓશ્રીના મેળાપથી તેમ જ બે એક તેમનાં વ્યાખ્યાનો સાંભળવાથી મને અતિ આનંદ થયો છે. નિજ સહાયક તરીકે એવાં નરરત્નોની આપની પસંદગી તરફ જોતાં આપની પરીક્ષક શક્તિ માટે ખરેખર માન ઉત્પન્ન થાય છે.

તેઓશ્રી દ્વારા આપશ્રીની સુયોગ્યતા તેમ જ જ્ઞાનપ્રચારના આ ખાતાના કાર્ય પ્રત્યેની આપશ્રીની ઉદાર અને યોગ્ય ભલી લાગણીઓની માહિતી મને થતાં પ્રભુની શું ઇચ્છા છે, એ ખાતે મને અગત્યનું વિચારવાનું મળ્યું છે.

પ્રભુ ઉદાર મહજ્જનોની ઉદારતા યોગ્ય જનો પ્રત્યે પહોંચાડવામાં આ શરીર અધિક ઉપયોગી કેવી રીતે કરે, એ જ વિચારવાનું અને યોજવાનું હવે મુખ્ય કર્તવ્યરૂપ જણાય છે.

ખાતાની આર્થિક તંગ સ્થિતિને અંગે જે સ્થૂળ કાર્યભાર આ શરીરથી હાલ વહન કરવાનો નિર્માયો છે, તેમાં ઘટાડો થવાનો પ્રસંગ આવતાં અધિક હિતાવહ પ્રયાસો અને યોજનાઓમાં શરીરને (જો રહ્યું તો) જોડવાનું ભવિષ્યમાં બનવા આશાવંત છું. દરમિયાન એકાદ ઉપયોગી યોજના યોજી સમજુ અને ઉદાર આત્માઓ સાથે રૂબરૂ થવા નીકળવા ધારું છું, ત્યારે આપના સત્સમાગમનો લાભ પણ થશે જ.

સહાયક વર્ગમાં આપશ્રીનું સુયોગ્ય નામ સર્વથી પહેલા તરફે નોંધ્યું છે. રૂા ૨૪)માના ૧૭) સહાય ખાતે છે. બાકીના પુસ્તક પહેલા વર્ગનાના લવાજમ ખાતે છે. પહેલા વર્ગનાં અમુક ગ્રાહકો નીકળી આવતાં સુધી તે વર્ગની બૂકો તૈયાર કરાવતા રહેવાનું પ્રતિકૂળ થઈ પડવાથી મુલતવી રાખ્યું છે, અને તેથી સહાયક વર્ગને પહેલા વર્ગને બદલે બીજા વર્ગનાં જ પુસ્તકો મોકલવાનું હાલ ગોઠવવું પડયુ છે, જેની કિંમત પણ તે વર્ગના રેટના પ્રમાણમાં ઓછી લેવાશે.

રા રા રૂપશંકરભાઈની આજ્ઞાનુસાર આ ખાતામાથી મળતા પુસ્તકોમાના જે જે હાલ તૈયાર છે, તેની એકેક નકલ આપશ્રી તરફ રેલવેપારસલથી રવાના કરાવી છે. આજ્ઞાનુસાર તે વી પી કરવાનુ યોગ્ય ન લાગતા તેનું બિલ આ સાથે તૈયાર કરી મોકલવા વ્યવસ્થાપકને કહ્યુ છે, જે પહોંચેથી ઘટતુ થશે જ.

૨૪. શ્રીયુત 'કલાપી'ના લખાણોનો 'વિવિધ ગ્રથમાળા'-મા એકાદ મણકો દર વર્ષે વાચકોને આપતા રહેવા મારી ધારણા છે, જેને અનુસરીને સંવાદો અથવા તો 'હમીરકાવ્ય' ચાલુ વર્ષમા જ છપાવી પૂરુ પાડવા ઇચ્છુ છુ. જો 'હમીરકાવ્ય'ની પૂર્ણ નકલ રા રા રૂપશંકરભાઈની ઇચ્છાનુસાર બહાર પડનાર હશે, તો તેની જ અધિક નકલો કઢાવી લેવાશે. આ વિષે રા. રૂપશકરભાઈ પર આજે લખું છુ 'કલાપી'નું સાહિત્ય બહોળું છે, ને બનુ જ છપાવવાની યોજના રા. રૂપશ કરભાઈ જેવા અને આપશ્રી જેવા સાક્ષર મહજનો ભાગ સહેલાઈથી થઈ શકશે જ, એમ નમ્ર આશા સહિત ભલામણ છે.

એવી રીતે બહાર પડનાર જે જે લખાણ આ ખાતાના ધોરણને અનુસરીને પડતર કિંમતે જ ફેલાવવાનો ઇરાદો હશે—

અને હું ધારું છું તેમ આપ પણ લખો છો કે તેમ જ છે–તો તે છપાવવા તથા ખપાવવાની ખટપટ આ ખાતું ઘણી ખુશીથી સ્વીકારશે. સ્વર્ગસ્થના મિત્રો ઇત્યાદિમાં વહેંચવા જોગી અથવા જેટલી પણ જોઇશે તેટલી નકલો પણ આપશ્રી તેમ જ સ્વ૦ના કુટુંબને સવેળાથી પ્રબંધ કરીને વધુ છપાવી પડત ખર્ચે પૂરી પાડી શકાશે.

લેખો છપાવવા ખાતે ખર્ચની જોઈતી રકમની સગવડ પણ ઊભી દાખલ થવાની જરૂર રહેશે.

એ સર્વ માત્ર મારા વિચારો અને સૂચનો જ છે. કરવા ન કરવાનો નિર્ણય આપ કરવાને સુયોગ્ય જ છો.

અત્ર તરફથી મળી શકતાં પુસ્તકોનું લિસ્ટ આ સાથે છે, જેમાંના જે હાલ નથી મળતાં ને ફરી છપાય છે, ને પર ચોકડી મૂકેલી છે. હાલ એ જ. બાકી કુશળ.

સર્વનો
અખંડાનંદના
સપ્રેમ નારાયણસ્મરણ

[૩૦] મુંબઈ, ૨૩–૪–'૧૧

શ્રી. શાંતિલાલ ત્રિભુવનદાસ,

તમારો પત્ર મળ્યો. મૂળ તો રૂ. બારોબાર અમને અહીં કહ્યા વગર ઘરાકો પાસેથી લીધા. પછી પાછા ઘેર જઈને પગાર મોકલી આપો એવો પત્ર લખ્યો. ત્રીજું, કે અમે ઉલટાવી પૂછયું ત્યારે જ તમે રૂ. બારોબાર લેવાનું કબૂલ કર્યું. ચોથું, મુંબઈ આવવા છતાં રૂ. તે ન લાવ્યા. પાંચમું, રૂબરૂ ન આપ્યા ને સહી કરી આપવાની પણ ફરી મળવાનો જૂઠો વાયદો કરીને ના પાડી. છટ્ઠું, કે ત્યાં જઈને મોકલી આપવાનું

કહ્યું તે પણ જૂઠું જ નીકળ્યું. હવે સાતમી વાત લખો છો ખાસો મહિનાનો વાયદો નાખીને, કે મેની ૧૦–૧૨મીએ આપીશું; તો તે વાત પણ ભરોંસો મૂકવા લાયક હોય તેના કરતાં ઉડાવવાની ને વાયદે ઠેલવાની જ હોય એમ સ્વાભાવિક રીતે જ અમારે માનવું પડે છે; માટે હવે ટૂંકમાં લખવાનું એ જ, કે આ પત્ર વાચી તરતાતરત રૂા. મોકલી આપવા મહેરબાની કરો. બીજી વાત લખશો તેટલી ઉડાવનારી જ છે. સર્વના શુભેચ્છક કોઈનું ખોટું કરે નહિ એમ તમે અમને મોટાઈમાં ડુબાવવા લખો, પણ હવે તેમ બને તેમ નથી. તમે એક બે બનાવોમાં અત્રે નાખતી કરેલી તે અહીં હતા ત્યારે જોયેલી છે; તેથી જ એમ બારોબાર રૂપિયા લઈ જવા હિંમત કરી હશે; નહિ તો જરા યે વિચાર આવ્યો હોત જ. અમારી ભલાઈનો આમ દુરુપયોગ થતો જોઈ અને લોકો ઊલટા ઊલટે રસ્તે ચડવા લલચાતા જોઈ તેમના ભલા માટે અને તેવાઓના ઉપરથી બીજાઓને પણ ધડો મળે તેટલા માટે જ અમે હવે મજબૂત વર્તણૂક રાખવાનું જરૂરનું ધાર્યું છે; માટે જો તરતમાં પૈસા અમને નહિ મોકલી આપો, તો બીજી વાત તો પાછળથી કરુણાશંકર સાથે પણ સમજી લેવાશે; કેમ કે તમારી જાણમાં ન હોય તેવી રીતે તેમને પ્રથમથી જ જામીન લીધેલા છે; પરંતુ તમારા સંબંધમાં એકાદ રૂા. વધારે વેઠીને જા. ખ ચોખ્ખી આપવા ફરજ પડશે, કે અમુક માણસ અમુક પ્રકારે રૂા. લઈ બીજે બહાને નીકળી ગયેલો છે, માટે તેવા માણસ સાથે કામ કરતાં વિચાર કરવો અને આ ખાતામાં તે માણસ રહેતો નથી એમ જાણવું ઇત્યાદિ મતલબની નોટિસ અમારે આપી દેવી પડશે. એક ધર્માદા ખાતા સાથે તમે ઉપર પ્રમાણે ગોટાળો કરતા જણાઓ, એટલે પછી તેમ કરવું એ માગી તેના મંત્રી તરીકે ખાસ ફરજ છે તે સમજી શકશો. જો ખરા મનથી

મોકલવા જ હશે, તો સાડા અગિયાર રૂપિયા જેવી રકમ ન બને એ વાત માની શકાતી નથી. તમારી પ્રકૃતિનો સર્વ રીતે હું ભોમિયો થયો છું, માટે હવે ટૂંકમાં જ સમજવું ઘટે તો સમજી લેશો, નહિ તો જેવી તમારી મરજી. આપના શેઠની જાણમાં આ પત્ર લાવવા નાઈલાજે ફરજ પડી છે. તમને અમારી આગલી રીતનો ગેરલાભ લેવાની આશામાં હજી એમ લાગતું હશે, કે ઉગામે પણ મારે નહિ, તો તમારી મરજી. ઈશ્વર જેવી બુદ્ધિ જેવું થવું કાળ હશે તેવી આપશે. ખાતાના પૈસા તો છેવટે કોઈ પ્રકારે જનાર જ નથી એ તો ખાતરી રાખશો; અને જશે તો ધર્માદાનું કામ તેથી ભાંગી પડનાર નથી; પરંતુ ઈશ્વર આગળ જવાબ દેવો તો પડશે જ. અને દુનિયામાં સારા કહેવાઓ ને સુખી થશો તે નફામાં સમજજો! જેમ પ્રભુ બુદ્ધિ આપે તેમ કરશો.

આ પત્ર તમારા શેઠની જાણમાં આવે તેમ જ મળવાનો હતો, પણ પછી રજિસ્ટર કરી લખવા વિચાર થયાથી રખેને તમે ભલા થવાના હો ને શેઠની જાણમાં આવી નાહક તમારા હક્કમાં હલકું થાય એમ ધારી તેમ કર્યું નથી. હવે તમને જેમ તમારી લાયકી દેખાય ને રૂડું થતું દેખાય તેમ કરવા સ્વતંત્રતા છે. ઉપર પ્રથમ જણાવેલ સાત કારણો ભેગાં થયા પછી કોઈને પણ ભરોંસો રહે ખરો? તમે જ વિચારજો ને પછી વાંક કાઢવાનું યોગ્ય લાગે તો કાઢજો. તરતમાં જ જે તે નિર્ણય કરશો. અમે વધારે વાટ જોવા ઈચ્છતા નથી. એ જ.

વ્યવસ્થાપક વતી
અખંડાનંદના ઘટિત

[૩૧] મુંબઈ, તા. ૨૭-૪-'૧૧

પ્રિય આત્મબંધુ બો. ર. દિવેટિયા, અમદાવાદ

વિ. આપનો કૃપાપત્ર કાલનો આજે મળ્યો.

આપની જ નહિ, પરંતુ વિદ્વાન વર્ગની આખાની લગભગ સ્થિતિ તેમ જ છે અને તે માટે જ દેશમાંના દરેક બીજા વર્ગની પેઠે અમુક બાબતોમાં તે સહાયને પાત્ર છે એમ મારું માનવું છે, જે મારા લખવામાં આવતું આપ જોતા જ હશો; પરંતુ સહાય કરી શકે એવો વર્ગ તે વાત કાળે કરીને સમજે ત્યારે ખરું. હાલ તો આપણે દરેક પ્રાપ્ત સંયોગાધીન કાર્ય ચલાવવાનું છે.

બાળકોની બૂક માટે ગવર્નર સા૦ ના ભાષણમાં ભલામણ વાંચી ત્યારથી આતુર છું અને હરેક પ્રકારે તે બૂક આ ખાતાની સસ્તી કિંમતે રજૂ કરી શકાય તેમ ઇચ્છું છું. આપે તેનું ભા૦ કરેલું જાણ્યું ત્યારથી વિચારની મૂંઝવણ ચાલે છે, જે હજી ઊકલી શકી નથી. કારણમાં એક તરફ બદલો આપવાની ખાતાની અશક્તિ અર્થાત્ આપ પ્રત્યે ઘટતી ફરજ બજાવવાની ખાતાની અશક્તિ અને બીજા હાથ પર જનસમાજ પ્રત્યેની ફરજ.

પરિણામે પછી હિંદીમાં તેનું ભાષાંતર થયેલું જોવામાં આવ્યા પછી તો એમ જ થયું, કે બીજું કાંઈ નહિ તો જે એક બે સજ્જનો નિષ્કામ ભાવે ભા૦ કરી આપે તેમ છે, તેમની અથવા એક બંધુ પંદર વીસેક રૂ. થી તે કાર્ય કરી આપે તેમ હતું–અને તે પણ સારું કરી આપે તેમ હતું–તેની પાસે તે કામ લઈ પુ૦ બહાર પાડવું. મારા વહાલા મિત્ર! અમુક સંયોગોમાં અમુક ફરજ બજાવવી આવશ્યક

લાગે, ત્યારે જનસમાજની સેવાને ખાતર આવા જ વિચાર અને નિર્ણય કરે એ આપ સમજી શકશો જ. આ સર્વ હકીકત સરળ હૃદયથી આપને લખું એમ થતું, પણ કદાચ વિલક્ષણ અર્થ તો નહિ લેવાય એવા વહેમને લીધે તેમ જ કેટલાક લેખકો સ્વધંધામા ક્ષતિરૂપ આ ખાતાને માનનારાઓ જેવું ધારે છે ને કહે છે તે જાણમા હોવાને લીધે પ્રભુ સઝાડે તેમ નીચાં મુંડીએ સ્વફરજ બજાવ્ય જવી એ જ નિર્ણય અધિક ઉચિત લાગ્યો હતો

આ બાબત મનની ગૂંચવણ રા. શિવપ્રસાદભાઈ આગળ પણ ઇશારાએ કરી હતી, જે આપને તેમણે કહેલી હોવી જોઈએ.

આપના હાલના પત્રથી એ ગૂંચવણ ઇત્યાદિ સરળતાથી ઉપર લખી જણાવ્યુ છે આપ જે કાંઈ રકમ વિષે લખો છો, તે આપ જેવા સાક્ષરની મહેનત બદલ ઓછી જ કહેવાય તેમ છે. સાક્ષરોને અન્ય વ્યાપારી દૃષ્ટિવાળાઓ જો કે એથી સારા પ્રમાણમાં આપી શકે છે, પણ હું તો તેને પણ કમી જ માનું છું, પરંતુ આ ખાતાનું કામ અને ધોરણ તો વિલક્ષણ સંયોગોવાળું આપ જાણો જ છો, એટલે નિષ્કામ ભાવે જે કાંઈ ટેકાઓ મળી આવે ને તે જેટલે દરજ્જે મળી આવે, તેટલે દરજ્જે જ કાર્ય કરી શકાય એવું છે.

પ્રભુની ઇચ્છાથી થોડા વખતથી કંઈક નામમાત્રનો બદલો આપી શકાય તેવું ચાલે છે, અને તેથી પણ કાર્યની કંઈક સુગમતા વધી છે. એ બદલાને બદલો નહિ, પરંતુ લેખકને થતા સ્ટેશનરી-ખર્ચનો બદલો કહાએ તો ચાલે.

પ્રિયબંધુ ! આપણાં કાર્યો એવાં નથી, કે બજારી બાબતની ઓછા-વધતાની માગણીઓ આપણને કોઈને શોભા આપે.

આ પત્રમાંથી યોગ્ય મતલબ આપના ધ્યાનમાં હુ ધારું છું કે આવી જશે જ.

પ્રભુઇચ્છાએ તા. ૩૦ કે ૧લીએ અમદાવાદ આવવાનું મારે છે. કવિ નાનાલાલભાઈને ત્યાં અમૃતલાલભાઈ પણ આવનાર છે. ન્હાં૦ને ત્યાં, તેથી એ બે–ચાર દિવસ મારો પણ અવરજવર વધુ રહેશે આપની પોળ, પેટા પોળ ઇત્યાદિ વળતી ટપાલે અત્ર લખવા તસ્દી લેશો, જેથી આપને મળવાનો લાભ લઈ શકું.

હાલ એ જ.

આપનો

અખંડાનંદના ઘટિત

મંત્રી : સ. સા. વ. કાર્યાલય

[૩૨] મુંબઈ, ૨૭–૪–'૧૧

પ્રિય શાંતિભાઈ,

તમારો પત્ર મળ્યો છે. અહીંના પત્રમાં શરૂઆતમાં લખેલ કારણો ફરી વાંચજો. તે કારણો છતાં પછી વિશ્વાસ કેવી રીતે રહે? છતાં બીજે દિ' આવી સહી કરી જવાનો અને જઈને તરત રૂ. મોકલી આપવાનો તમારો વાયદો સાવ ભરોંસો ન ઊઠી જવાથી જ માન્યો હતો; છતાં તે પણ રદ ગયો છે. પગાર ૧૦મીએ થતો હોત. તો ત્યાં જઈ ૧૦મીએ લીધો હશે તે અહીં મોકલી શકયા હોત; છતાં તમારા લખવામાંથી એક વાત વિચારવા જેવી છે, કે કરુણાશંકર વચ્ચે છે એટલે પછી એ ખાતે ખાસ ચિંતાનું પ્રયોજન નથી. એ વાત તમારી ઠીક છે અને તે મને ખાસ ગમી છે, તેમ જ તમે પાકી ખાતરીથી ૧૦મીએ મોકલી આપવા જણાવો છો, તો ભલે તેમ કરજો.

કરુણાશ કરવાનું કારણ ન હોત તો ખરી વાત કહું છું, કે ગમે તે લખો તોપણ વૃથા જ મનાત. મારી ખાસ તમને ભલામણ છે, કે કોઈ ઠેકાણે કોઈ પ્રકારે આવાં ને આટલાં કારણો કોઈને પણ આપવા ભૂલ કરશો નહિ. આમ કરીએ ને તેમ કરીશું એમ ગમે તેમ ધારતા હો, તો એ કેવળ ભૂલ છે; ને, ભલા માણસ, કોઈ વખત કોડીના થઈ પડશો

હું આશા રાખું છું, કે આ વખત તમે પૂર્ણ સાચા નીવડી આગલા અવિશ્વાસના કારણોને ભુલાવી દેશો તમારે ન આપવા હોત તો કે હરેક કોઈને ચટુ પાડવુ હોય, તો અનેક બહાના બનાવી દર્શાવી શકાય એ વાત ખરી છે, કેમ કે અધર્મ તો મતને રસ્તે ચાલવુ એમા જ છે–પાપને પથે પડવામા અધર્મ નથી જ. વળી, દુષ્ટ પ્રકૃતિવાળાની દુષ્ટતાના શબ્દો કે બનાવટી આક્ષેપો એક નહિ પણ કદાચ અનેક વખત ખમવા પડવા પ્રસગ આવે, તો તે ખમવાની મારી કરજ જ ધારી રાખેલી છે, પણ તેથી કરીને–જાત પર આક્ષેપો આવે તેને ખાતર–એ ખાતાને ગમે તેમ નુકસાન કરીને છટકી જવા ઇચ્છનારાઓ તરફ નાખતી કર્યા કરાય, તો એક પાપન કાર્ય કર્યા કરવા બરાબર જ તે થઈ પડે. એ તો તમે પણ સમજી શકશો જ, છતા ગમે તેમ કરજો એવુ તમે લખ્યુ છે, તો એમ લખવુ એમા બહાદુરી કે સારાપણુ તો નથી જ. પૈસા આપવા અગાઉ એવા ઉત્તરો નાદાઈ ભરેલા ગણાય છે. ભલે, અમે તો કંઈક તમને ઓળખતા હોવાથી ખાનગી ગાળરૂપે સમજી તે સહન કરી રહ્યા છીએ, પણ તમારે જો તમારું સુધારવું હોય, તો એવી નાદાનીથી બીજે વર્તશો નહિ, બોલશો નહિ કે લખશો નહિ. વધુ શું ? એ જ.

અખંડ

[ ૩૩ ] મુંબઈ, ૨૯–૪–'૧૧

ગંગાસ્વરૂપ શ્રીમતી રમાબાઈ રાનડે, પુના

માનવંત માતુશ્રી,

આપને મેં તા. ૪–૪–'૧૧ એ છેલ્લો પત્ર અંગ્રેજીમાં લખાવ્યો હતો અને ન્યાયમૂર્તિ સ્વ રાનડે મહાશય સંબંધે આપે મરાઠીમા લખેલ પુસ્તક "આમચ્યા આયુષ્યાંતિલ કાંહીં આઠવણી" નામે પુસ્તક અમે સસ્તી કિંમતે ગુજરાતી· ભાષાંતર પ્રસિદ્ધ કરીએ તે ખાતે આપને પુછાવેલુ, કે આપને વાંધો હશે નહિ જ. આપે એનો ય કાંઈ ઉત્તર લખ્યો નથી, તેથી આપને તે કાર્ય ખાતે વાંધો નથી એમ મને લાગે છે

જો કે આપે એ પુસ્તકનો કૉપીરાઈટ લીધો કે લેવા દીધો નથી, એ ઉપરથી જ આપ એ પુસ્તકના ભાષાંતરો તથા પ્રચાર ખાતે છૂટ મૂકી ચૂકયા છો એ વાત સ્પષ્ટ જ છે, છતા વિવેકના ધોરણને અનુસરીને એ વિષે સહજ પૂછવુ યોગ્ય લાગ્યું હતુ, છતા આપને એમ લાગેલુ હોવુ જોઈએ, કે રાઇટ તે પુસ્તકનો ન લેવારૂપ સ્પષ્ટ સંમતિ છતા પછી સંમતિ આપવી–નવી સમતિ આપવા શી જરૂર છે ? એમ ધારી તે વિષે આપે કશુ લખવુ ઘટિત ધાર્યું નથી એમ . મારી માન્યતા છે

ઉપલી માન્યતાને અનુસરીને વિશેષ સંમતિ માટે આગ્રહ આપ પ્રત્યે ન કરતા એ ભાષાંતર ગુજરાતીમાં કરાવવાનું મેં શરૂ કર્યું છે. એ ભાષાંતર આપના શબ્દે શબ્દને વળગી રહીને તેમ જ આપનો ભાવાર્થ જળવાઈ રહે તે પ્રકારની બનતી મહેનત લેવાઈને થશે, અને તે સાથે સાથે છપાતું પણ ચાલશે જ.

એ ભાષાંતર તૈયાર થયેથી તેની પાંચ પ્રતિ આપ તરફ મોકલી આપવા ધાર્યું છું. તે જોઈને તેની છપાઈ, બંધાઈ તથા તેમાં વાપરેલા કાગળો અને તે છતાં તેની રખાયલી જાજ કિંમતથી આપને આનંદ સહ સંતોષ ઊપજ્યા વિના રહેશે જ નહિ.

અમારો ઉદ્દેશ એક સંન્યાસી તરીકે ઇતઃ તતઃ ભિક્ષા કરી શરીરને ભાડુ આપી જે સત્સંસ્કારોથી અમને સુખ મળ્યું હોય કે મળતુ હોય તેવા સત્સંસ્કારો અન્ય માનવબંધુઓમાં હરેક પ્રકારે વધારવાનો જ હોઇ શકે. અને ગરીબ આ દેશના લોકો ગરીબમાં ગરીબ માણસ પણ સહજથી ખરીદી શકે એવી જૂજ કિંમતે એવુ ઉત્તમ વાચન ફેલાવવાથી અમારો એ ઉદ્દેશ બહુ સુગમતાથી અને સારી રીતે પાર પડી શકે તેમ હોવાથી જ આ 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય'ની સ્થાપના કરી, તેના ઓનરરી સેક્રેટરી દાખલ હું કામ બજાવું છું. અમારા આ કાર્યના પરિણામે અજ્ઞાનજન્ય અનેક દુર્દશાઓમાં ડુબી રહેલાં આ દેશનાં દીન-દુઃખી સ્ત્રીપુરુષોમાં જ્ઞાનની, નીતિની, સદ્‌ગુણની ઇત્યાદિ પ્રકારની ઉન્નતિ થાઓ એ જ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.

આપ અને મહાનુભાવ રાનડેના જીવનપ્રસંગોનું ગુજરાતીમાં વાચન મળવાથી ગુજરાતી વાચક વર્ગને તેમાંથી ઉક્ત પ્રકારના ઉચ્ચ સંસ્કારો અને સદ્‌ગુણો મેળવવા-વધારવાને ઘણો ખોરાક મળશે.

આ પ્રમાણે દેશના એક મોટા માણસના ચરિત્રપ્રસારનું જે કાર્ય અમે બજાવીશું, તેથી આપશ્રીને આનંદ જ થશે એમ અમારું માનવું છે; છતાં એમ કરવામાં અમારી કાંઈ પણ ભૂલ થતી આપ માનતાં હો, તો મને પૂર્ણ આશા છે, કે તે વિષે તરતમાં સવેળા જ તે ભૂલ ભાગવા યોગ્ય પ્રત્યુત્તરથી કૃપા કરશો.

અમે એ પુસ્તકનું ભાષાંતર કરવાની શરૂઆત કરી ચૂકયા છીએ અને તે છપાવવાની ગોઠવણ પણ થોડા જ વખતમાં કરનાર છીએ; તો પ્રાર્થના છે, કે આ ખાતે કાંઈ પણ અમને લખવા–સૂચવવા જેવું હોય, તે લખી ઉપકૃત કરશો.

મિસીસ.મડગાંવકરને આ ભાષાંતર કરતાં જાણી તેમને તે વિષે ઘણી વખત પૂછપરછ કરી. ઉત્તર ન મળવાથી જ આ પ્રમાણે અમારા તરફથી ભાષાંતર કરવાની ગોઠવણ થઈ છે એ આપને વિદિત છે જ.

આપનું મુંબઈ તરફ પધારવું થનાર હોય ત્યારે મે. કરી મને ખબર લખાવવા તસ્દી લેશો, જેથી આ પુસ્તકના અધિક પ્રચાર અર્થે ગર્વે જ વાતચીત કરવા મારી ઇચ્છા છે તે પાર પડે.

મહિના–પંદર દિવસમાં મારું પણ પૂના તરફ આવવું થનાર છે; તો આશા છે, કે ત્યારે આપ મને વાતચીત માટે થોડો વખત આપશો જ. દરમિયાન આપનું અહીં પધારવું થઈ મેળાપનો લાભ મળી શકે, તો સૌથી સારી વાત છે.

આ ખાતા તરફથી ચાલુ થયેલી 'વિવિધ ગ્રંથમાળા'નો ચોથો મણકો 'સ્વામી રામતીર્થ–ભાગ પહેલો' આ સાથે આપ તરફ ભેટ દાખલ મોકલું છું. આશા છે, કે આપ તે સ્વીકારશોજી. એમાંની પ્રસ્તાવના મારી લખેલી છે, તે તરફ આપ ધ્યાન આપવા તસ્દી લેશો. સ્વામી રામતીર્થનું જીવન તથા વિચારો વાંચીને આશા છે, કે આપને પ્રસન્નતા થશે. હાલ એ જ.

આપનો નમ્ર
અખંડાનંદના સપ્રેમ નારાયણસ્મરણ

[ ૩૪ ] મુંબઈ, ૧૬-૫-'૧૧

રા. રા. વાડીલાલ મો. શાહ, અમદાવાદ

પ્રિય આત્મબંધુ,

આપનો પત્ર મળ્યો છે. 'જ્ઞાનેશ્વરી'ની બાબત આપે લખેલી હકીકત જાણી છે. એ ગૃહસ્થ વિષે આપને મેં સલાહ પૂછી હતી, પણ પછી કાંઈ પરિણામ પર અવાયું ન હતું. બાદ વડોદરા ખાતે એક સજ્જન સાથે કેટલીક ગોઠવણ કરી અહીં આવી નક્કી નિર્ણય કરવા રાખેલું. કાલે અત્ર આવતાં આપનો પત્ર જોયો.

આપ લખો છો, તે સ્થિતિ અને આપની તથા બંધુ શ્રી ચકુભાઈ (વકીલ) જેઓ મને રાતે રસ્તામાં મળેલા તેમની ભલામણ જોતાં સહજ રીતે તે તરફ ઢળવા આકર્ષણ થાય છે. આપ બન્ને પણ તે કાર્ય સારું થાય તે ખાતર મહેનત લેનાર છો; એટલે તે મોકલી આપવા મને અડચણ નથી. આજે તે વિષે મેં વડોદરે લખેલું છે. તે આપને શિરનામે મોકલી આપશે.

બીજું, એ પહેલા અધ્યાયનું ભાષાંતર કરાવી મૂળ છાપેલા લખાણ સાથે રજિસ્ટર્ડ બૂકપોસ્ટથી બનતી ત્વરાએ મોકલી આપશો, જે જોઈ પસંદ પડયેથી આગળ કામ પૂરું કરાવવા જણાવીશ. તે અગાઉથી તે માટે બંધાઈ શકતો નથી. આમ લખવાની સ્વાભાવિક જરૂર આશા છે, કે આપ સમજી શકશો જ.

'જ્ઞાનેશ્વરી'નાં મરાઠીમાં બે ભાષાંતરો થયેલાં છે. એક જણાએ તે સુપર રોયલ આઠ પેજીમાં, બીજાએ રોયલ આઠ પેજીમાં છપાવેલું છે; તે બન્નેમાંનો પ્રથમાધ્યાય જુદો પાડી આપ તરફ મોકલવા લખ્યું છે. એમાંનું જે રોયલ સાઈઝનું છે, તે જ ભાષાંતર વધારે સારું છે; માટે તે ઉપરથી જ

ગુજરાતીમાં ભાષાંતર કરવાનું છે અને સુ. રો. સાઈઝવાળું ભાષાંતર તો જરૂર પડતાં જોવા કરવાના ટેકારૂપ સમજવાનું છે.

ભાષાંતર કરવામાં માત્ર શબ્દાંતર તો થોડે જ અંશે ચાલી શકે તેમ હોય છે. મરાઠીમાં લખેલી વાત મરાઠી વાંચનાર જેટલી સહેલાઈથી સમજી શકે, તેટલી સહેલાઈથી ગુજરાતી વાંચનાર ગુજરાતી ભાષાંતર સમજી શકે એવું ભાષાંતર થવું જોઈએ. અનુભવી લેખક માટે આ સૂચના ભાગ્યે જ જરૂરની જણાય તેમ છે, છતાં સહજ લખી છે.

સારું કામ થવાને માટે તો મૂળ ઓવી ઉપરથી જ ગુજરાતી ભાષાંતર નવે નામે કરવું અને મરાઠી ભાષાંતરે ટેકા દાખલ રાખવાં એ ઉત્તમ છે; છતાં તેમ ન ફાવે તો ઉપર જણાવેલા એક ભાષાંતરના આધારે થશે તોપણ હરકત નથી. ભાવાર્થ સ્પષ્ટ થવાને માટે શબ્દોનો ઉમેરો તેમ જ વાક્યરચનામાં ફેરફાર લગભગ સર્વ સ્થળે કરવો પડે તેમ છે. આરૂઢ મરાઠી અને ગુજરાતીના જાણકાર અનુભવી લેખકને માટે તો સર્વ સુગમ જ છે; પણ મને તો અલ્પ માહિતીને લીધે એ કામ સહેલું લાગતું નથી, જે જોતાં એ કાર્ય બદલ ફરમે બે રૂા. જેટલી જે રકમ ભાષાંતર બદલ આપવાની, તે સારા ભાષાંતરકાર માટે અર્ધી પણ લાગતી નથી; પરંતુ ખાતાનો હેતુ જ. પરોપકારનો રહેલો, એટલે પૂરતી કદર કરવા અવકાશ જ નહિ ત્યાં લાચાર!

ગુજરાતીમાં સવાઈ પૈકામાં માત્ર ભાષાંતર ગુજરાતી છપાવવાનું છે; પુસ્તકનું કદ રૉયલ ૫૦ થી ૬૦ ફરમા થાય એમ ધારું છું.

'ગ્રંથમાળા'ના મણકા ૫-૬-૭ ટપાલમાં મળી ચૂક્યા હશે જ. હાલ એ જ.

લિ૦ સર્વનો
અખંડાનંદ

[ ૩૫ ] મુંબઈ, તા. ૧૬–૫–'૧૧

શ્રીમતી સરસ્વતી ભદ્રા મઝગાંવકર, નાગકોટ

માનવંત માતુશ્રી !

આપનો ૧–૫–'૧૧નો કૃપાપત્ર અત્ર વખતસર આવેલો, પરંતુ બહાર ગામથી કાલે જ હું અહીં આવ્યો, જેથી ઉત્તરમાં ઢીલ થઈ છે તે ક્ષમા કરશો.

અમને અનેક પત્રો લખવા છતાં પ્રત્યુત્તર માટેની ઘણી જ ઢીલ અને તેથી અનેક સંકલ્પ–વિકલ્પોની આવીનતા સહેવી પડી છે, તોપણ છેવટે પણ આપનો એક ઉદાર પત્ર મેળવી શકાયો તે માટે ઘણો આનંદ થયો છે.

પત્રવ્યવહારમાં વિનયમર્યાદાની પૂરતી જાળવણી રાખવાનો હું આગ્રહી છું, તોપણ ઉત્તરમાં અતિ ઢીલ થતી જોઈ સહજ ઉતાવળથી કાંઈ પણ અવિનિત અંશ લખાઈ ગયેલો ભાસ્યો હોય, તો તે આપના બાલક દાખલ સમજી દરગુજર કરશો જ.

આપ લખો છો તેમ આપ જેવા પ્રખ્યાત સજ્જનોને પૈસા એવા પુસ્તકોથી પેદા કરવાનો હેતુ ન જ હોય, એ તો સ્પષ્ટ જ છે, અને પ્રથમથી મેં તેમ જ માની લઈને પત્રવ્યવહાર શરૂ કર્યો હતો.

આપે મિસીસ રમાબાઈ રાનડે ઉપર મોકલી આપેલા ગુજરાતી ભાષાંતર માટે હવે હું તેમની સાથે પત્રવ્યવહાર કરી તે મળે તેમ કરીશ. આ સસ્તા સાહિત્ય ખાતા માટે આપે જણાવેલ સદ્‌વિચાર માટે આપનો આભારી છું.

જેની માતૃભાષા ગુજરાતી હોય એવા કોઈ પાસે એ ભાષાંતર આપે જોવરાવી સુધરાવ્યું હશે, તો તે ખાસ ઉત્તમ જ બન્યું હશે હું ધારું છું. કે આપે તેવી આવશ્યકતા જોઈ હશે હાલ એ જ.

આપનો. નમ્ર
અખંડાનંદ

[૩૬] મુંબઈ, ૧૭-૫-'૧૧

પરમ પ્રિય બંધુશ્રી ઉદ્દવજીભાઈ ઠુ. ઠક્કર, કરાંચી

પ્રિય બંધુ,

પત્ર આજે પણ મળ્યો. ત્રણ ગ્રાહકોને વી. પી. પરમ દિ'એ રવાના થશે, સાથે આપ તરફ પણ 'ગ્રંથમાળા'ના મણકા રવાના થશે. આગલા દરેક ગ્રાહકને તો વડોદરેથી સાતમા મણકા સુધી રવાના પરબાર્યા થઈ ચૂકયા જ છે. વિશેષ અહીં બુકો આવી નથી, તેથી નવીન ગ્રાહકોને એક બે દિન ઢીલ છે.

ભાષાંતરનું કામ બે ચાર દિનમાં મોકલી આપવાની તજવીજમાં છુ. બીજી રોકાણો આડે કામ કયું મોકલવુ તેનો નિશ્ચય કરવા સમય નથી મળતો. મરાઠીમાંથી ભાષાંતર સારી રીતે કરી શકવાનું આપને ફાવશે કે કેમ તે જણાવશો, એટલે મને નિશ્ચય કરવા સુગમ પડશે.

હેંડબિલ વડોદરાથી પરબાર્યાં બે ત્રણ દિનમાં રવાના થઈ જશે.

'વીરમંડળ' જોઈ જવા હાલ મારાથી બને તેમ લાગતું નથી. છાપવા આપતી વખને'ને ખાતે ઘટતું થઈ રહેશે.

'વિવિધ ગ્રંથમાળા' આપને ભેટ દાખલ નિયમિત મળ્યા કરે તેવી ગોઠવણ આજથી રજિસ્ટરમાં પાકી કરાવી છે. એના ૧ થી ૪ મણકા સુધી આપને મળ્યા હશે. જે ન મળ્યું હોય તે જણાવશો.

રામકૃષ્ણભાઈ અહીં હતા ત્યારે તેમને માટે જમવાની તજવીજ તેમની સાથે રહીને કરવાનું આપને સુપ્રત કરેલુ. તે ખાતામા ખર્ચના હિસાબની વધઘટ તમે રામકૃષ્ણભાઈ પાસે સમજી લીધી છે કે અહીં આ ખાતા સાથે સમજી લીધી છે તે યાદ હોય તો જણાવશો. મને એ વિષે કશી યાદ નથી, પણ

રામકૃષ્ણ સાથે સમજ્યા હો તો તે ખર્ચ તો ખાતાએ વેઠવાનો હોવાથી ઘટતું કરવા અને એટલા સારુ આપને પૂછ્યું છે.

અત્ર સર્વ ઓફિસમાં આનંદ છે. સર્વના ઘટિત.

બીજું 'રામતીર્થ'નાં છેવટનાં પાનાં પહોંચ્યાં છે.

આપે રૂ. ૩૩ થી ૩૪ પહોંચેલા લખ્યા છે; પરંતુ અત્ર બૂકમાંથી ઉતારો કરાવી મોકલ્યો છે, તે ઉપરથી રૂ. ૩૯ાા– આપને પહોંચેલા જણાશે; માટે આપના હિસાબ સાથે મેળવી ઉત્તર લખશો એટલે તે વિષે ઘટતો વિચાર થઈ રહેશે.

આપના લખવા મુજબ રૂ. ૩૩–૩૪ની રકમ જો ઊધરેલી જણાય, તો 'વીરમંડળ'નું કામ તેમ જ અન્ય કાર્ય ખાતે ગણી તે વાત ચૂકતે માંડી વાળી હોત; પરંતુ તે ઉપરાંત રૂ. ૬ વધુ આશરે છે

આપનો ટ્યુશનો રાખવાનો અને તે સાથે આ ખાતાનું કામ કરવાનો વિચાર પસંદ કરવા યોગ્ય છે. આથી આપની સ્વતંત્રતા સચવાવા સાથે સાહિત્યસેવા અને વાચનનો શોખ પણ સંતોષાશે. તે સાથે આ ખાતાનું ભાષાંતર ઇત્યાદિનું કાર્ય પણ રોજ બે ચાર પેજ જેગું પણ થતું રહેશે, તો સહેજ દશ પંદર રૂ. તે ખાતે પણ ફરમાના હિસાબે મળી રહેશે જ.

આ ખાતા તરફથી એ પ્રકારે નિયમિત જથુક કામ આપને પૂરું પડાતું થશે, ત્યારે મને ઘણો આનંદ થશે. મને લાગે છે, કે આવતા વર્ષથી તેમ કરવાને ઘણુ કરીને હું શક્તિમાન થઈશ. અત્યારથી કોઈ યોગ્ય માણસની શોધમાં છું. ઈશ્વરઇચ્છા તો માસે બે માસે તે સગવડ બની રહેશે; અને બની રહેથી વિચારો ગોઠવી દિવાળીથી નવી બે 'ગ્રંથમાળા'ઓ ઉપરાંત એક ચાલતું માસિક આ ખાતાને હવાલે થવા સંભવ છે. તે સર્વ કાર્ય અમદાવાદ બ્રાંચ ગોઠવી ચાલુ કરવાનો

સંભવ ઘણો લાગે નક્કી જેવો જ છે; અને તે થકું, કે આપ તરફ નિયમિત કાર્ય મોકલવા નક્કી જેવું જ છે. દરમિયાન હાલ દિવાળી સુધીમાં પણ કેટલુક કામ બનશે તો વીસ પચીસ ફેરમા સુધીનું મોકલવા ધારું છું.

મુંબઈના વસવાટ દરમિયાન ઘણી તરફ તમારું ચિત્ત હોવાની વાત ખરી છે, અને તેથી કામ જોઈતી ત્વરા કે ઉત્તમતા-પૂર્વક ન બને એ પણ સ્વાભાવિક જ છે; છતાં તમારે માટે નિરાશાનો કે ઊતરતા પ્રકારનો વિચાર મને આવ્યો નથી. યોગ્ય કાળજી અને ઉત્સાહથી ક્રમેક્રમે ભાષાંતર ઇત્યાદિ સાહિત્યની લાઈનમાં તમે ખાસ આગળ વધી શકશો એમ મારું માનવું છે.

પ્રિયબંધુ! આપના સંયોગો આપે સ્પષ્ટ કર્યા કે લખ્યા નહિ હોય, છતાં તે હું સમજી શકું છું. તમે પોતામાં શ્રદ્ધા ખૂબ રાખજો. થોડું અને તો થોડું પણ સંગીન, જે કરો તે કરવા ટેવ રાખજો. તમારામાં મને શ્રદ્ધા છે, કે તમે ધીમે ધીમે ઉત્સાહ વધાર્યા જશો તો હજી બહુ સારા સાહિત્ય-સેવક નીવડશો. દ્રવ્યાદિનો તમને અતિ લોભ ન હોવાથી સ્વ-જીવનને તમે બહુ શાંત અને ઉચ્ચતર બનાવી શકશો; અને આ દેશની તેમ જ વિદેશી ઉચ્ચ ફિલસૂફીનો અભ્યાસ કરવાનું રાખશો, તો અત્યારે તમારી કલ્પનામાં પણ નહિ આવતા હોય તેવા ઉચ્ચ લાભો–સત્ય લાભો–સત્ય સુખો–મેળવવાની યોગ્યતા તમારામાં રહેલી છે.

'ગ્રંથમાળા'નો રજિસ્ટર્ડ નંબર હવે પંદરસો પર છે. બે ને ત્રણ હજાર વચ્ચે નંબર ચાલુ વર્ષમાં થઈ જવા ધારું છું.

તમારા તરફથી કરાચી ખાતેથી હજી ઘણા બહોળા પ્રમાણમાં ગ્રાહકો તમારા જાતિપ્રયાસથી વધવા શ્રદ્ધા છે.

હેંડબિલ વડોદરે હોવાથી ત્યાંથી પરબાર્યાં આવશે. પાપ અને પશ્ચાત્તાપ આપે હેંડબિલ સાથે માગેલ; પણ ઉપલા કારણથી ને લખો તો અહીંથી જુદાં જ મોકલવામાં આવે. ફિજર મળી મોકલાશે. હાલ એ જ.

સર્વનો
અખંડ

[૩૭] મુંબઈ, ૧૮-૫-'૧૧

ગ. ગ. ભોગીન્દ્રરાવ ર. દિવેટિયા, અમદાવાદ

પ્રિય બંધુશ્રી,

આપે રૂબરૂ બાળકોને લગતી જે હિંદી બૂક ગુજરાતીમાં તૈયાર કરી આપવા ઉદારતા દર્શાવી છે, તેનો લાભ લેવાના નિર્ણય પર આવી, અમદાવાદથી નીકળવાને આગલે દિને આપના ઘર તરફ ત્રણેક વખત આવી ગયો હતો. આપની લગ્નમાં રોકાણુ હોવાથી મળાયું નહિ. પછી વડોદરે થઈને પરમ દિને અહીં આવ્યો છું.

રા. ગ્નુજિતરામભાઈ સાથે બાળકોને લગતી બૂકો વિષે કેટલીક વાત મારે થઈ હતી. મિ. ગૌલ્ડ હસ્તે એ વિષય પર કંઈએક બૂકો લખાયલી હોવાનું આપની પેઠે તેમણે પણ કહ્યું હતું.

મિ. ગૌલ્ડની એ સર્વ બૂકોમાંથી આપે એક પસંદ કરી ગુજરાતીમાં કરેલી બૂક બાદ કરતાં કઈ બૂક સર્વથી વધુ પસંદ કરવા યોગ્ય થઈ પડે? હિંદીમાં જે થઈ છે, તે જ કે બીજી કોઈ પસંદ કરવી? ને વિષે મેં તેમનો અભિપ્રાય

માગ્યો છે; અને તે હિંદી બૂક મેં તેમના પર મોકલી આપી છે.

તેઓ તરફથી ઉત્તર-સલાહ મળશે તે આપ તરફ મોકલીશ અને તેમની ને આપની સલાહ જે બૂક પર અથવા જેમ કરવા ઊતરશે, તે બૂક અથવા તેમ કરવા આપને તસ્દી આપીશ.

ખાતાની સ્થિતિ, આશય જાણીને આપે નિષ્કામ ભાવે તૈયાર કરી આપવા કહ્યું છે, છતાં પૂરતા બદલા તરીકે નહિ, તો શાહી કાગળના ખર્ચ બદલ પણ કરમે બે રૂ. જેવી જૂજ બાબત અનાયાસે સાક્ષરસેવામાં રજૂ કરી શકાય તેમ છે, તે 'પત્રં પુષ્પં ફલં તોયં'ની પેઠે રજૂ કરવા નહિ જ ચૂકું.

આપે ભાવનગર મોકલેલી બુકનું પછી કાંઈ પરિણામ આવ્યું હોય તે જણાવવા યોગ્ય હોય, તો જણાવશો.

જો ત્યાંથી અનુકૂળ ઉત્તર નહિ મળે તો તે બૂક આપે 'સસ્તા સાહિત્ય'ને મુફત કરવા કહેલું; તે જો તેમ જ બને તોપણ ઉપર જણાવેલી સ્વશક્તિ અનુસરતી વિધિ કરવા ખાતું નહિ જ ચૂકે એવું મનમાં હતું જ; પણ સારા સાક્ષરને મશ્કરી જેવી લાગે એની તે રકમ વિષે કશું કહેવું વૃત્તિને યોગ્ય ભાસ્યું નહોતું.

પ્રભુઇચ્છાથી અનાયાસે તે ખાતે કંઈક વિશેષ સત્સંયોગ નીકળી આવતાં હવે એ વાત વિષે કંઈક લખવા હિંમત આવી છે.

ઉક્ત સંયોગને લીધે એ પુસ્તકના કુલ હક્ક બદલ ચાલીસ રૂ.ની રકમ મોકલવા શક્તિવાન થવાય તેમ છે. લેખક તરીકે દર વખતે આપનું નામ આવ્યા કરશે. પ્રથમ આવૃત્તિ વખતે પચીસ બૂક અને પછી દર વખતે-દરેક આવૃત્તિ વખતે-પાંચ

પ્રત આપને ભેટ દાખલ મળતી રહે એ નક્કી સમજવું.

આપે ૫૦–૭૫ સુધી જણાવેલું પ્રથમ પત્રમાં; તેમાંની છેલ્લી નહિ તો પહેલી રકમની લગભગ પણ આ રકમ પહોંચે તેમ છે; અને આપની હા આવેથી મારું બનતાં સુધી ૫૦ મોકલી શકાય એવો જ પ્રયત્ન હું કરીશ; પરંતુ તે ખાતે નક્કીપણે કહી શકાતું નથી. ૪૦ તો છે જ.

આપની 'બાલવાડી' વિષે કહો ત્યારે હવે શું વિચાર?

કદાચ અન્ય પ્રકાર કરતાં ઉપર જણાવેલ રકમ અપૂર્ણ છે, પણ સસ્તી કિંમતને લીધે અનેક ગણો પ્રચાર અને ખરીદદારોને થનારો કમી કિંમતરૂપ મહાન લાભ તરફ જોતાં તે વાત અગત્યની ગણવા યોગ્ય નથી. પછી જેવી આપની મરજી થાય તે જણાવવા તસ્દી લેશો "જન-સમાજને ખાતર કોઈથી કાંઈ પણ ભોગ આ ખાતા દ્વારા આપવા બને, તો આ ખાતું તેમ જ અખંડ શરીર પ્રત્યે આગળ –પાછળ માટે કાંઈ પણ કામનારહિત હોવું જોઈએ; કેમ કે તાત્કાલિક અને ઠરાવને અનુસરી કર્યું કરવાનું હોય, તે ઉપરાંત કોઈ રીતે કશી વિશેષતા દર્શાવવાની ખાતું કે અખંડ કોઈમાં યોગ્યતા યા સગવડ નથી." આ વાર્તા આ ખાતા સાથે જરૂરી કામ પાડનાર દરેક વ્યક્તિના ધ્યાન પર સવેળાથી લાવતા રહેવાની મેં ખાસ ટેવ રાખેલી છે; પરંતુ આપ જેવા સુયોગ્યતાસંપન્ન આવી બાબતો સ્વતઃ જ મૂળથી સમજી ચૂકેલા હો, તેમને તે સ્પષ્ટરૂપે લખી જણાવવા આવશ્યકતા મને જણાતી નથી. હાલ એ જ.

યોગ્ય ઉત્તરની રાહ જોતો–આપના સર્વના
અખંડના સપ્રેમ નારાયણસ્મરણ

[૩૮] મુંબઈ, ૧૮-૫-'૧૧

શેઠ કરસનદાસ હરગોવિંદદાસ, મહાબળેશ્વર

મુંબઈથી અખંડના સપ્રેમ ઘટિત. બાદ અમૃતભાઈનો પત્ર ખુશી-આનંદનો તથા આપના ખુશી-ખબરને લગનો હતો ને પગેલાગણું આપતું વાંચ્યુ છે. આપ પણ અમારું પગે-લાગણું નીચે મુજબનું વાંચજો.

**બાળકોને લગતાં પુસ્તકો** તૈયાર કરવાને વિલાયતમાં મોટા મોટા વિદ્વાનોની એક ઉમદા સભા સ્થાપન થયેલ છે. તે સંભાના પ્રમુખ મિ. એફ. જે. ગૌલ્ડ નામે માણસ બહુ અનુભવી અને મોટો માણસ છે. તેના હાથે બાળોપયોગી કેટલાં-એક પુસ્તક નીકળી ચૂક્યાં છે અને દુનિયાભરમાં તે વખણાઈ ચૂક્યાં છે.

તે સર્વ પુસ્તકોમાં એક સર્વથી વધારે સારું પુસ્તક છે, જે પુસ્તક હિંદમાં પણ બહોળા પ્રમાણમાં ફેલાય એમ મુંબઇના ગવર્નરે ગયા વરસે પ્રમુખસ્થાનેથી કહ્યું હતું, ત્યારથી એ વાતની મને ચીવટ પેઠી હતી.

એ પુસ્તકનું ભાષાંતર મિ. ગજ્જરસાહેબે મિ. ભોગીંદ્રરાવ દિવેટિયા (બી. એ.) એમને કરવા સોંપ્યું હતું; તે તેમણે કેટયોક વખત થયાં કરી રાખ્યુ છે, પણ ગજ્જર સાહેબની શરીર ઇત્યાદિ-ની અહીક હાલતને લીધે ને છપાવા કરવાનું રદ જ ગયું છે.

એ બૂક બદલ કેટલોક પત્રવ્યવહાર મિ. દ્વિવેટિયા સાથે મારે થયો હતો; પણ ૭૫ સુધીની માગણી તેમની તે બદલ હતી, જેને 'સસ્તા સાહિત્ય'થી પહોંચી વળાય નહિ; એટલે લાચાર. એ વાત રૂબરૂ પણ અમદાવાદ તેમની સાથે મારે થઈ હતી છેવટ રૂ. ૪૦-૫૦ સુધી આપી શકાય તોપણ ચાલી શકે અને આ

ખાતા સાથે વધુ લોભ ન ખેંચે એમ બને તેમ જણાયું છે.

આ પત્રથી આપને પૂછવાની મતલબ એ, કે એ રૂ. ૪૦-૫૦ ની રકમ ધર્માદા ખાતે આપવા આપની સગવડ અને રાજીખુશી છે ? હોય તો જણાવશો ને અપાવશો; ન હોય તો પણ ફિકર નહિ; પણ ઉત્તર મળવો જોઈએ એટલે બસ છે.

મને કંઈક તો માહિતી છે જ, કે સીધી સરળતા કરતાં શેઠ સાહેબને ઠેસ આપે તેની મોટાઈ આપવા સાથે અથવા અન્ય પ્રાપંચિક પ્રકારે આવી વાત આપ આગળ રજૂ થાય, તો આપને પણ કંઈક ઠેસ પડે ખરો; પણ ઈશ્વરી કાર્યોમાં તાત્કાલિક ઊલટાં પરિણામોને હમેશનાં ઊલટાં અથવા તાત્કાલિક સલટાં પરિણામને હમેશનું સલટું માની લેવાની સ્થૂળ વૃત્તિ અને તે વૃત્તિને પોષવાના પ્રાપંચિક પ્રકારો પ્રત્યેની રુચિ ઈશ્વરે નથી આપી એટલે લાચાર છું; પણ તે બદલ પ્રભુનો મોટો આભારી પણ છું.

અમૃતલાલભાઈના પત્રથી જણાય છે, કે 'મહારાજ કેમ આવ્યા નહિ ?' એવું વિવેકને ખાતર મારે માટે તેમને આપે પૂછ્યું હતું. એવો ખોટો વિવેક દર્શાવવાની જરૂર આપને લાગ્યા કરતી હોય અને તેથી મને રાજી થતો ધારતા હો, તો તે બદલ મારે પણ ખોટો પોલો ઉપકાર માનવો જોઈએ, ને આથી માનું છું.

તમે અમને ત્યાં આવવા કહો ત્યારે તે અગાઉ તેમ પછી તથા ના પાડ્યા પછી પણ પ્રભુએ પોતા પ્રત્યેની શ્રદ્ધામાં કશો ફેરફાર અખંડમાં થવા દીધો નથી. એ દરેક પ્રસંગે રાજી કે દિલગીર થઈ જવાનું પણ બન્યું નથી. અમૃતલાલભાઈ માટે પણ ના થવાથી એ વિચાર પડ્યો હતો, પણ તે ખાતે ઠીક થયું એટલે આનંદ છે.

અમદાવાદ-વડોદરાની મુસાફરીમાંની અતિ ગરમી, મુંબઈ-

ની મધ્યમતા અને પહાડ પરની શીતળતા–સર્વ જ્યારે જે મળે તે પ્રભુપ્રેરિત હોવાથી આનંદ જ આપે છે અને આપશે. માત્ર દિલગીરીનું કારણ હોય તો એટલું, કે ગરમીનાં સ્થળોમાં પ્રભુકાર્ય એટલું કરી શકાય છે, મુંબઈ કરતા ઓછું થઈ શકે તે જ છે આનંદનું કારણ હોય તો એ જ, કે મુંબઈની મધ્યમ હવા કરતાં શીતળ સ્થળમાં વધુ પ્રભુકાર્ય થઈ શકે છે, **તંદુરસ્તી વધી પ્રભુ સેવા માટે વધુ યોગ્ય થવાય છે એમ સ્થૂળ બુદ્ધિ કહે છે** આ જ કારણથી આપે આવવા કહેલું ત્યારે પ્રભુઇચ્છા તેમ છે ધારી હા પાડેલી અને ના કહ્યું ત્યારે પ્રભુઇચ્છા તેમ ધારી તેમ હા પાડી હતી જગતમાં પાખંડી-પ્રપંચી ધોરણોની દૃષ્ટિએ જોતા કોઈ કહે તેની હા પાડી દેવી, એ સામાના મનને સારો અભિપ્રાય ઉપજાવનારું ગણાતું નથી, તેથી કંઈએકને એમ જ લાગે, કે આ તો કહેતા જ હા પાડી દેનારો ગળેપડુ બાવો છે તમને તેમ લાગ્યું હશે કે કેમ તે પ્રભુને ખબર; તે જાણવા મને જરૂર પણ શી હોય ? બાકી આપને જે સંયોગથી હા ને ના કહેવી પડે, તેમ છે અને સવાલનું વગર વિચારે કહી દેવાને પછી બધા સંયોગો યાદ આવતા શુક્રિસર ના પાડવા ફરજ પડે તે સર્વ આપના ખ્યાલમાં પણ ન હોય તે સહેલી રીતે હું સમજી શકું છું, અને તેથી લગાર પણ દોષપાત્ર હું આપને ગણું તેમ નથી એ ખાતરી રાખશો, કેમ કે હું પણ એવા સંયોગો અને ટેનોની અધીનતા ભોગવી ચૂકેલો જ છું.

આ પત્રનો દરેક અક્ષર મિત્રભાવે સરળતાથી લખું છું, જો તે જ ભાવે વાંચશો તો જ આનંદ આવશે, નહિ તો વખતે તીખું લાગશે. પછી તો જે ભાવ પ્રભુએ તમને આપેલ હોય તે ખરો હાલ એ જ. સર્વનો

અખંડના પ્રભુસ્મરણ

[૩૯] મુંબઈ, ૨૦-૫-'૧૧

રા. રા. કૃપાશંકર જેચરલાલ પંડિત, અમદાવાદ

પ્રિય આત્મબંધુશ્રી,

આપણે રૂબરૂ કરેલી વાતચીતને અનુસરીને 'સ્વામી રામતીર્થ'ની બુક ડિક્શનરી નીકળેલી તે આ સાથે મોકલી આપી છે, તે પોંચ્યા લખશો.

એ બુકમાં જે જે વિષયોનું ભાષાંતર આ ખાતા તરફથી હાલ બહાર પડેલ ગુજરાતીમાં ત્રણ ભાગો છે તેમાં આવેલું હોય, તેનું ભાષાંતર કરવા જરૂર નથી. એ ત્રણ ભાગની ભેગી બુક આ સાથે છે.

ભાષાંતર જે જે પ્રકરણનું થતું રહે, તે નક્કીપણેથી તૈયાર થતું રહે તેમ અત્ર મોકલતા રહેવાથી અમને વધારે સુગમ પડશે.

આ પુસ્તકમાં જો કે રાજદ્વારી બાબત જેવું કશું હોવું સંભવિત નથી; છતાં સહજ સૂચન દાખલ જણાવવાનું, કે હાલના કાયદાથી સખત ગણાય તેવું કંઈક ઠેકાણે તેમાં જણાય, તો તે સુધારી લેવા બાબે આપને કહેવું પડે તેમ નથી જ.

આ ભાષાંતર બને તેટલું સરલ અને સાધારણ લોક પણ સમજે તેવું તૈયાર કરતાં ખાસ જરૂરને લીધે કઠિન શબ્દ કોઈ ઠેકાણે તેમાં આવવા દેવો જ પડે, તો કૌંસમાં અથવા નીચે ટીપણીમાં અર્થ તેનો આપવાથી ઠીક પડશે.

આપ જેવા યોગ્ય સજ્જનદ્વારે આ ભાષાંતર રૂડા પ્રકારનું જ થશે તેમાં સંશય નથી, છતાં સહજ સૂચન દાખલ એટલું જ લખ્યું છે.

આપ જો કે આ ભાષાંતર આ ખાતાના પરોપકારી હેતુ તરફ લક્ષ આપીને કાંઈ પણ બદલાની આશા વિના જ કરી

આપવા તૈયાર થયેલા છો, તોપણ ખડિયામહેનતના બદલા તરીકે નહિ, પરંતુ ખાસ કલમના ખર્ચ બદલ દર ફરમે રૂ.૨) જેવી જે કાંઈ નજીવી રકમ આ ખાતાથી આપવા બની શકે તેમ છે, તે તેમ જ પુસ્તક તૈયાર થયે તેની થોડી નકલો આપની સેવામાં અવશ્ય મોકલાશે જ.

'વિવિધ ગ્રંથમાળા'ના સાત નીકળી ચૂકેલા મણકા આ સાથે મોકલ્યા છે, જેમાં 'સ્વામી રામતીર્થ'ની ત્રણ બૂકો પણ આવી જાય છે.

ભાષાંતર ખાતે કંઈક જણનું કામ બહુ જ ઠંડું હોય છે, તે એવું કે હદ બહાર અને વચમાં કોઈ સારો માણસ તે કામ કરી આપનાર નીકળે, તોપણ પ્રથમનાની આશા તજી બીજાને સોંપાય નહિ ને પ્રથમવાળાનું લાંબા કાળ સુધી તૈયાર થાય નહિ. આ જાતની મૂંઝવણનો અનુભવ મને કોઈ કોઈ સ્થળેથી મળી ગયેલો છે. આથી પછી તે કામ તે જ સ્વીકારે અથવા તે પછી પણ ના પાડે તો ઊલટું સારું એમ મને લાગી જાય છે; પરંતુ આપની પ્રકૃતિથી હું કંઈક પરિચિત હોવાથી તેવી કાંઈ પણ ચિંતા ન રહેતાં નચિંતપણે આ કાર્ય આપને હસ્તક મૂકું છું. ઉપલો અનુભવ માત્ર મિત્રભાવે સહજ સ્વભાવે જ લખાઈ ગયો છે.

પત્રનો ઉત્તર લખશો તથા આ સાથેનું સર્વ પોંચ્યું લખશો.

આપનો

અખંડાનંદના સપ્રેમ નારાયણસ્મરણ

તા. ક. ભાષાંતર કરતાં ભાવાર્થ અધિક સ્પષ્ટ કરવાને ખાતર વાક્ય-રચના અનેક સ્થળે બદલી નાખવી પડશે, તેમ ખુશીથી કરવું; અને શબ્દે શબ્દને બદલે ભાવાર્થ લખવા તરફ વધુ વલણ રાખવું એ વધુ સારું છે.

અખંડ

[૪૦] મુંબઈ, ૨૫–૫–'૧૧

રા. રા. જોગીન્દ્રરાવ, રતનલાલ દિવેટિયા–અમદાવાદ

પરમ પ્રિયશ્રી,

પત્ર ૨૦–૫–'૧૧નો મળ્યો. આપણું વચ્ચે પત્રવ્યવહાર વધતો જાય છે, તેમ તેમ આપની સુયોગ્ય પ્રકૃતિથી માહિત થતું જવાય છે.

આપની સ્થિતિ પણ હું સમજતો જાઉં છું, ને સાથે આપ લેખક તરીકે પણ સુયોગ્ય છો. ઉભય કારણોથી આપને આર્થિક લાભ આપની લખેલ 'બાલવાડી'માંથી મળે અને જેથી તે ભાવનગરથી યા બીજે સ્થળેથી પાછી ન આવતાં તેની સારી કદર થાય, તે જોવાને હું ઘણો જ રાજી છું.

બાળકોના સંબંધમાં બીજી બૂકની જ પસંદગી વિષે રણજિતભાઈને પૂછયું છે. તેનો હજી ઉત્તર નથી. ઉત્તર આવે આપને જણાવીશ; પરંતુ મારે જણાવવું જોઈએ, કે ફેરી ટેલ્સ કે એવી જ કોઈ બૂક પરથી 'બાલવાડી' રચાઈ છે. તેનો વિચાર તો જેવો ને તેવો કાયમ જ છે. આ બીજી બૂક તો ને ઉપરાંત જ બહાર પાડવા વિચાર છે, કેમ કે બાળકોની કેટલાંક પુસ્તકોની સીરીઝ ધીમે ધીમે બહાર પાડી દસેક બૂકો કરવા વિચાર છે.

'બાલવાડી' અન્ય સ્થળે અર્પતાં અધિક લાભદાયક આપને થઈ પડે અને તેમ થાઓ એમ પ્રભુ પાસે માગું છું; તો તેથી કંઈ પણ નારાજ નહિ, પણ ઘણો રાજી હું થઈશ; પરંતુ તે સાથે એટલી પણ પ્રાર્થના વિદિત કરવી યોગ્ય ધારું છું, કે તે મૂળ પુસ્તકનું બીજું ભાષાંતર કરાવીને ગરીબ જનસમાજમાં ઘણી જ જ કિંમતે તેનો બહોળો પ્રચાર કરવા આ ખાતા તરફથી પ્રયાસ થાય, તો તેવા પ્રયાસને કેટલાક તદ્દન

સ્વાર્થીઓ અયોગ્ય માને છે, તેમ માનવા આપ ભૂલ ન કરો જો કે આપની સુયોગ્ય હૃદયભાવનાઓથી કંઈક તો પરિચિત થયો છું જ, છતા સહજ એટલું લખી જણાવાયુ છે જો કે આપ જેવું ર‍ુ ભાષાતર બીજી રીતે મેળવી શકાવુ શંકાસ્પદ તો છે જ, છતા દુકાળ-પીડિત પ્રદેશમા ‌પિયે શેરના લા‌‌ ‌રતા બે આને શેરના રોટલા અધિક કાર્યવાહક થઈ નીવડશે આ ઉભય પ્રકારનો ખોરાક ઉભય વર્ગને મગે ને વળી સહુથી રૂડી વાત લાગે છે

પ્રિયબધુ ! એક તરફ આપ જેવા સુયોગ્ય સજ્જન પ્રત્યેનો મિત્રભાવ, જ્યારે બીજી તરફ સમષ્ટિ પ્રત્યેની ફરજો- આ કાઈક ઊલટા સૂલટા થઈ પડે આવા પ્રસગોમા અર્જુન ની પેઠ મને મૂઝવણ કેટલાક દિવસ રહ્યા પછી હાલના નિશ્ચય પર આવતુ એ જ સર્વ રીતે અધિક યોગ્ય ભાસ્યુ છે કાઈ પણ તે ફેરવવાના પક્ષમા સબળ કારણ હશે, તો તે માટે અતિ આતુર છુ

રા ગ હિમતલાલજી અજારિયા સાથે એ‌ બે પ્રસગે મુલાકાત થઈ છે તેમનુ કહેવુ એવુ થયુ છે, કે આપના પુસ્તક લેખે મુબઈમા કોઈ સારે ઠકાણે સારી શરતે વાત-ચીત થઈ છે, અને જો સસ્તે વેચવાને ખાતર બગાળેની વધુ નકલો આ ખાતાએ કઢાવવી હશે, તો અમદાવાદ છપાવતા લાગે તેટલા જ ખર્ચે તેના ભેગી કઢાવી શકશે

આમ બની શકે તો સહુથી સાર, પણ આપ લખો તે કબૂલ કરે તે બાને મને શકા રહે છે, એમ મે મિ અજારિયાને કહ્યુ હતુ, છતા તેઓ આશાવત જણાય છે ને થોડા રોજમા મુબઈ આવનાર છે ત્યારે તે વિષે વાતચીત ને ગોઠવણ થઈ રહેશે એમ તેમણે કહ્યુ છે

આપનું આવતું કમાર શોરું તે જણાવશો.

બાળકો માટે એક બૂક ભાવનગર ખાતે પણ આ ખાતા તરફથી એક લાયક માણસ તૈયાર કરે છે, ને છપાતી જાય છે. હાલ એ જ.

આપનો
અખંડાનંદના સપ્રેમ ઘટિત

[૪૧] મુંબઈ, ૨૭-૫-'૧૧

રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ

કૉન્ફરન્સ ઈત્યાદિના ગરબડાટથી નવરા થયા હશો. વચમાં કેટલેક રોકાયા પછી અધિક ઢીલથી હું અત્રે આવેલો છુ.

હવે કેટલીક બૂકો ત્યાંનાં બે ચાર જુદા જુદા પ્રેસોમાં છાપવા આપવાની પાંચ સાત દિવસોમાં કરશે; તેનાં પ્રૂફો જોવાનુ કામ તમને સોંપવા વિચાર રાખેલો છે.

લાંબા સમયથી આપણા વચ્ચે પત્રવહેવાર ચાલે છે. કેટલીક વખત કામ સોંપવાની કે આપને રોકવાની વાતો થાય છે, છતાં દૈવગતિથી તેવો કોઈ જોગ હજી બની આવ્યો નથી; છતાં તમારો સદ્ભાવ અને શ્રદ્ધા આ ખાતું તેમ જ આ શરીર સાથે ટકી રહેલો વખતો વખત જણાતો રહ્યો છે; એટલે પ્રસંગ નીકળતાં આપની સ્મૃતિ થાય છે જ.

આ પ્રસંગે તો હવે આપને જ કાર્ય સોંપાશે એમ લાગે છે. સોંપવાના પત્ર સાથે તે વિષે વધુ ગોઠવણ લખવા જેવી હશે, તે મહેનતના સંબંધમાં લખી જણાવાશે. ફોલ્ડિંગનું અત્યાર સુધીમાં કામ નો પછી કેટલોક વિચાર કરીને પ્રેસવાળાને જ

અત્યાર સુધી સોંપાતું આવ્યું છે. બાઇંડિંગ તો અહીં જ થયા કરે છે. ઈશ્વરઇચ્છાથી અષાડમાં ત્યાં આવવું થશે. અષાડ–શ્રાવણમાં નવીન કામ પાછું વધુ પ્રમાણમાં નીકળશે. પ્રભુઇચ્છાએ સર્વ સારું થશે. એ જ.

અખંડના ધટિત

[૪૨] મુંબઈ, ૨૮–૫–'૧૧

અનેક સદ્‌ગુણસંપન્ન પંડિત શ્રી હરિપ્રસાદ શર્મા (હરિજી), મેરઠ

પ્રિય આત્મબંધુ,

'રામચરિતામૃત'કા વી પી. મિલા, પઢકર અતિ આનંદ હુઆ આપને ઇસ પુસ્તકકે બારેમેં ઉઠાઈ હુઈ મહિનતકા પરિણામ યહ પુસ્તકકા પ્રકાશન અતિ ધન્યવાદપાત્ર હૈ. ઈશ્વર–કૃપાસે આપ દુહાઇ હિસ્સા ભી જલ્દી પ્રસિદ્ધિમેં લાનેકો સમર્થ હોવે !

યહ શરીર ભી રામ સ્વામીકી તહેનાતમેં દો એક માસ રાતદિન રહેનેકો ભાગ્યવંત હુઆ હૈ.

હિંદ જૈસા ગરીબ મુલ્કમેં પુસ્તકોંકી અતિ અલ્પ દામસે બિક્રી ન હોગી, વહાઁતક કભી ભી ઉમદા સાહિત્યકા લાભ નહીં ઉઠા સકેગા; ઔર વહાઁતક સમાજકી હર પ્રકારકી ઉન્નતિ અતિ આવશ્યક ઔર મુખ્ય સાધનરૂપ ગ્રંથજ્ઞાનસે–જો કી નક્દ જ્ઞાનકા મૂલ સાધનરૂપ હૈ—જનસમાજ કમસે કમ તીન હિસ્સા બેનસીબ હી રહા કરેગા.

ઉક્ત ખયાલસે ઔર કુછ કુછ ઉસ બાતકા ઇલાજકે લિયે યહાઁ બમ્બઈમેં શુરૂઆત કર દી ગઈ હૈ. 'સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ' નામક સંસ્થા સ્થાપિત કી ગઈ હૈ, જિસકા

મંત્રીપદ અબ તો યહ શરીરકો સ્વીકૃત કરના પડા હૈ.

ઉક્ત મંડલકી તરફસે માહવારી 'ગ્રંથમાલા' થોડે દામ પર નિકલના ગત કાર્તિકસે શુરૂ હો ચુકા હૈ, જિસકા ૪-૫-૬ તીન અંક આપકી સેવામેં ભેજ જાતા હૈં. યહ અલ્પ ભેટ સ્વીકાર કરેંગે.

સદર અંકોમેં રામસ્વામીકા ટંક જીવન ઔર કુછ ઉપદેશ ગુજરાતી બોલી ઔર લિપિમેં છપે હુએ માલુમ હોંગે.

આપ જાનકરકે ખુશ હોંગે કિ યહ માહવારી જો સાલાના ડેઢ રૂપયેમેં (પોસ્ટ માફ) નિકાલા જાતા હૈ, ઉસકે હિસાબસે ઇસકા દામ યહ ૩૫૦ પેજકી કિતાબોંકા કુલ સાડે ચાર આના ઔર ડાક-મહસૂલ સાથ છ આના હોતા હૈ. ઇસ ગ્રંથકી સાડે તીન હજાર પ્રતિ છપવાઈ ગઈ હૈ, જો ઉમ્મીદ હૈ કિ સાલભરમેં બિક્રી હો જાયગી!

ઉક્ત પુસ્તકોંકા ઇંગ્લિશ, મરાઠી ઔર હિંદીકે આધારસે ભાષાંતર કરાકે પ્રસિદ્ધિ કી ગઈ હૈ ઔર ભી ઇનકે હિસ્સે પ્રસિદ્ધ કરનેકા ઇરાદા હૈ! જો અભી હી ઇંગ્લિશ પુસ્તક પ્રસિદ્ધ હુઆ હૈ ઉસકે આધારસે ગુજરાતીમેં ઉલથા હો રહા હૈ.

અભી આપને જો 'રામચરિતામૃત' પ્રસિદ્ધ કિયા હૈ, સો વિસ્તૃત ઔર ઉમદા હૈ. ઇસ લિયે ઇસકા ભી ગુર્જરી ભાષાંતર કરવાકે પ્રસિદ્ધ કરના હમ ચાહતે હૈં. ઉમ્મીદ હૈ, કી આપ ઇસ બાતમેં પ્રસન્ન હોંગે.

'રામચરિતામૃત'કા દુસરા હિસ્સા કૃપા કરકે જલ્દી પ્રસિદ્ધ કરકે સમાજ પર અતિ ઉપકાર કરનેમેં પ્રભુ આપકો સમર્થ કરે!

યહ જાનકર ભી આપ અતિ પ્રસન્ન હોંગે, કિ 'રામચરિતામૃત'કા નિકલ ચુકા હુઆ પુસ્તકકા ગુર્જરી ભાષામેં તીન હી આનેમેં યહ સંસ્થા નિકાલેગી!

સ્વામી વિવેકાનંદજીકા સાહિત્ય ભી ઇસી પ્રકારસે ગુર્જર બોલીમેં અલ્પ મૂલ્યમેં નિકલવાનેકા ઉદ્યોગ ચલતા હૈ.

હિંદીમેં ભી અલ્પ મૂલ્યસે ગ્રંથ–પ્રચારકે લિયે ઉદ્યોગ હોના બહુત હી આવશ્યક હૈ! આપ ભી બન પડે ઉતના ઇસ બાત પર ધ્યાન દેવે, તો બહુત ઉપકાર હો સકતા હૈ.

ઈશ્વરઇચ્છા હોગી, તો શીતકાલમેં આપકી મુલાકાતકા મૌકા પ્રાપ્ત હોગા.

ઉત્તરકા અભિલાષી,
ભિક્ષુ અખંડાનંદ
મંત્રી

[૪૩] મુંબઈ, ૨૮–૫–'૧૧

રા. રા. ગોપાળભાઈ તથા ભીખાભાઈ, 'સરસ્વતી પ્રેસ', ભાવનગર

આપનો ૨૪–૫–'૧૧ નો પત્ર મળ્યો. ઉત્તરમાં લખવાનું, કે બાઇંડિંગ 'સુ. રત્નાકર'નું એક રતલીને બદલે દોઢ રતલી કરાવો તો વધુ મારું; કેમ કે પુસ્તકનું કદ ઇત્યાદિ જોતાં એક રતલી મને તો બહુ અયોગ્ય લાગે છે, પછી જો ત્રીસ તોલાથી વજન વધી જતું હોય તો ઉપાય નહિ; પણ તેમ થાય એમ મને લાગતું નથી. પછી જેમ ઠીક પડે તેમ કરશો. દોઢ રતલીથી ચોપડીનો દેખાવ, મજબૂતી અને વજનમાં વધારો, જ્યારે ખર્ચમાં એકાદ પાઈથી વધુ ફેર પડનાર નથી–એ સહજ સૂચના છે.

કિંમત માટે આપે સૂચવેલ સુધારો વાજબી છે, માટે તે નીચે મુજબ ફેરવી નાખશો. પ્રથમ એ વાત મને યાદ આવી નહિ.

મૂલ્ય મુંબઈ અને ભાવનગરમાં છ આના, આડા પાંચ આના બીજે સાત આના (પોસ્ટેજ માફ)

બીજુ, 'બાળકોની વાતોની' બીજી આવૃત્તિમા અમૃતલાલભાઈને કાંઈ લખવા જેવું હોય, તો લખવા આજે તેમને લખી જણાવ્યુ છે પરમ દિને કાઈ લખાઈ આવશે તો મોકલી આપીશ.

'બા. વાતો'મા 'ખાસ વિનતિ' લેવા જરૂર નથી.

'બા વાતો' વજનમા જો નવ તોલામા સમાઈ જતી હોય, તો બાકી ૧ તોલો રેપર, હોગી ઇત્યાદિનો ગણી ૧૦ તોલા કુલ વજન થાય

'બા વાતો' નવ ફરમામા સમાઈ ગયાની હકીકત જાણી છે. આમ જોતા તેની અઢી આના કિંમત રાખવી વધારે યોગ્ય થઈ પડે તેમ છે. મારા સમજવા મુજબ તે અગિયારને બદલે ૧૦ ફરમા થશે, વધુ ફેર નહિ પડે એમ હતુ અને તેથી એક ફરમા બદલ એક પૈસો ઘટાડવો તો ફાવે નહિ, તેમ બે ફરમા ઘટાડવા પરવડે નહિ, માટે છે તે જ રહે એમ વધુ યોગ્ય લાગ્યું છે, પરંતુ નવ ફરમા થયા તો કેટલીક રીતે નસીબની કૂંચી સાથે સરખાવતાં ત્રણ ફરમા ઘટયા છે, તે હિસાબે સવા બે આના થાય. તેના અઢી આના રહે, તો વધારે વાજબી ગણાય એમ મારી માન્યતા છે, છતા એ વિષે અગાઉના પત્રવ્યવહારથી ગમે તેટલુ મેટર થવા છતા અગાઉ જેટલી કિંમત સ્વીકારવા અમે બંધાઈ ચૂકયા જ હોઈએ, તો તો ઉપલી અઢી આનાની સૂચના નિરાગ્રહ સૂચના પેઠે જ સમજી યોગ્ય લાગે તેમ કરજો. પુનઃ આવૃત્તિ વખતે ઘટિત કરો તેમ થઈ રહેશે. આના ત્રણ આના રાખવા દેવામા ઉપલુ બંધન અમે સ્વીકારી ચૂકયા હોઈએ, તો હાલ ના પાડી શકીએ નહિ. ઉપર સૂચના

જોગું લખ્યું છે તે પણ જે જનસમાજનું હિત સ્વીકારવું પડ્યું છે, તે અર્થે જ છે.

'બા. વાતો'ની બૂક રેપર સાથે ૧૦ તોલામાં આવી જતી હોય, તો તો બહાર ખાનેની તેની કિંમત ૦|ાા વધુ રાખવી યોગ્ય જ છે; પણ એ વજન વધુ થતું હોય, તો ૦|-વધુ રાખવા જરૂર છે; કારણ કે બહાર એજન્સીઓ જુંગડ બૂકો મોકલી આપી રેલખર્ચ જોગી વધુ કિંમત રખાવવાનાં ધોરણની અત્યાર સુધી રખાતી ચાલી હતી. તે ધોરણ ઠીક ન પડવાથી હવે તો વેચનારાઓ રોકડે મગાવીને જ વેંચે તેમ કરવુ પડયું છે. આથી તેમને લાલચ કહો કે વધુ નફો કહો, તે આપવુ જ જોઈએ અને તેટલા માટે રેલખર્ચ જોગો વધારો રાખતાં તેને બદલે પોસ્ટખર્ચ જોગી વધુ કિંમત રાખવા ફરજ પડે છે. દરેક બૂકમાં હવે એ જ ધોરણ નવી નીકળશે તેમાં રહેશે.

વિશેષ ખુલાસાથી આપને ખાતરી થશે, કે એમાં ખાતાને ખાતર કશું કારણ નથી.

ગોપાળજીભાઈની લખેલી 'બાળસદ્બોધ'ની બૂક જો કે હજી બધી જોઈ નથી, તોપણ સારી થશે એમ હૃદય કહે છે; માટે તે બૂક પણ જો આ ખાતા મારફતે વેચાવવી યોગ્ય લાગતી હોય, તો તે વાત ખાતું ઘણી ખુશીથી સ્વીકારશે. એ વિષે સૂચનાઓ નીચે મુજબની ઘટિત ધારું છું:-

૧. એ બૂક પૂઠા સાથે નવ તોલા વજનની થાય તેમ કરવુ, કાં તો ૧૫-૨૦ તોલા થાય તેમ કરવું; એટલે લોકોને થોડા વજન બદલ નાહક વધુ પોસ્ટેજ ખર્ચવુ ન પડે.

૨. પ્રત બે હજાર કાઢવી. એની કિંમત 'નસીબની કૂંચી' ઇ૦ની પેઠે ક્રમે પૈસાનું જે ધોરણ બંધાયા જેવુ થયેલું છે, તેને અનુસરીને રાખવી.

૩. વ્યવસ્થા-ખર્ચના જે નિયમ છે-'ન. કૂંચી', 'બા.

વાતો' ઇત્ના–તે જ એને પણ લાગુ થશે.

૪. નકશો ઉબેગળ ખાને થોડી ઘણી ખર્ચાય તે બદલ તેટલી વધુ સવેળાથી કાઢશો. ... ... ... આમ થાય તો નકલો ૨૫ અહીં પણ મોકલવી કે રિવ્યૂ લેવરાવવા કરવામાં તેનો ઉપયોગ થાય.

જો કદાચ 'બા. વાતો'ની જુના રાખવા વિચાર થાય, તો તેમ કરશો, અથવા સીલાઇ સાગી ને પૂઠાં એક રતલી 'સ્ત્ર. ર.' પેઠે કરાવી જુના બદલે ત્રણ રાખવી યોગ્ય લાગે તો તેમ કરશો. બીજું બોર્ડ જાપાનીના ભાવ હાલ અહીં બહુ ઊતરી ગયેલા છે. કોઈ પણ વજનનો માલ રૂા. ૪૧૮ હંડરવેટથી મળે છે. ખાતા માટે બે ગાંસડી લઈ રાખી છે. ગાંસડી પાંચ હંડરવેટની આવે છે. આગળ એનો ભાવ વધશે કે નહિ તે કહેવાય નહિ, પણ આ ભાવ લાસ છે ધારી લીધી છે; તમારે ખપ હોય તો એકાદ ગાંસડી જોઈએ તો મોકલી આપીએ. એક જ જાતનાં પૂઠાં આ ગાંસડીમાં આવશે.

આપનો
અખંડના વદિત

[ ૪૪ ] મુંબઈ, ૩૦–૫–'૧૧

પરમ પ્રિય બંધુશ્રી અમૃતલાલભાઈ, મહાબળેશ્વર

આપનો પત્ર ૨૯–૫–'૧૧નો મળ્યો. મિ. નારણજીના સંબંધમાં આપે લખેલી ભલામણને લીધે ખાતરીના સંબંધમાં વાંધો નથી. પરંતુ તેમનો પત્ર વાંચતાં ત્યાં ૧૧–૧૩ રૂા. મળતા હોવાનું અથવા તો નજીકમાં મળવા સંભવ હોવાનું જણાય છે અને તે તજી આ તરફ આવવાનો હેતુ વધુ-સારા પ્રમાણમાં પૈસા મેળવવાનો છે, એ પણ તે પત્ર ઉપરથી જણાય છે.

આ ખાતામાં તેમને જોડવામાં બીજી હરકત નથી, પણ તેમની ઉપલી મહત્ત્વાકાંક્ષા, જે અસ્વાભાવિક કે અયોગ્ય હોય એવું મારું માનવું કે કહેવું નથી, તે આ ખાતા દ્વારા પૂર્ણ થવી મુશ્કેલ છે.

અલબત, વધુ પગારના માણસોની ખાતાને જરૂર છે; પરંતુ તે અંગ્રેજીનું ભાષાંતર રૂડે પ્રકારે કરી શકે તેવી આવડતવાળાઓની છે. મિ. નારણજીનું તેવું જ્ઞાન નથી, એટલે રૂા. ૧૫) થી વધુ આ ખાતામાંથી તેમને મળી શકવા મુશ્કેલ છે.

વેણીશંકર અને જીવણલાલને પણ એ જ પગાર તમે જાણો છો જ. કંઈક વિશેષતા મળતી હોય તે અન્ય ખાસ સંયોગોને આધીન છે.

બાકી સ્પષ્ટ આશા તો રૂા. ૧૫) થી વધુની કોઈને આપી નથી ને આપી શકાય તેમ ભવિષ્ય માટે પણ નથી. વળી, ભલે પંદર તો પંદર, પછી વળી ક્યાંક વધુની નોકરી ગોતી લઈ ત્યાં જઈશું–એ દૃષ્ટિથી દાખલ થવા ઇચ્છનારનું પણ આ ખાતામાં કામ નથી. જેને ખરા મનથી હમેશ માટે પંદરમાં ગાડી ખેંચ્યે જવાનો ઇરાદો ગમે તે રીતે મન વાળી લઈને હોય, તેને માટે જ આ ખાતા સાથે સંબંધ જોડવા જેવું છે. પછી ખાસ કારણોને લીધે તેમ જ ખાતાની આર્થિક સ્થિતિને અનુસરીને જે કાંઈ ખાસ લાભ દિવાળી ઇત્યાદિ પ્રસંગો નિમિત્તે કામ કરનારની રહેણીના પ્રમાણમાં આપી શકાય તે જુદી વાત છે. એ વાત વાર્ષિક પાંચથી સો સુધી હોય, કે કદાચ બસો લગીની પણ નીવડી આવે; પણ તે વાત તદ્દન અનિશ્ચિત અને જરા પણ આધાર રાખી શકાય નહિ તેવી છે; અને ખાતાની સ્થિતિ, કામ કરનારની કાર્યશક્તિ તથા મંત્રીની મુનસફીના ઉપર જ સોએ સો ટકા એ આધાર

રહેલો છે. મૂળથી જ તેવી આશાથી દાખલ કોઈ થાય, તો ભાગ્યે જ તે પ્રકારે કશું મેળવી શકે. આથી નવા દાખલ થનારને આ પ્રમાણે હકીકત હોવાથી હાલ ત્રેવીશંકર ઇત્યાદિ જે માણસો ખાતામાં છે, તેઓને પણ આર્થિક મહેચ્છાની વર્તમાન કે ભવિષ્યકાળ માટે પણ મેં આશા આપી નથી– આપી શકીશ નહિ, તેમ આપી શકાય તેમ પણ હું ધારતો નથી.

અલબત, ખાતાનું કામ વધવા સંભવ ખરો, પણ તેની સાથે કામ કરનારાઓ પણ વધારવા જ પડે, એટલે પગારોની બાબતમાં તો મહેચ્છા રહિત માણસો જ જનસેવાની લાગણીને ખાતર તેવી મહેચ્છાનો ભોગ આપી કામ કરવાના હેતુવાળાઓ જ આ ખાતામાં જોડાઈને શાંતિથી રહી શકે તેમ છે.

એવા માણસો સર્વ મળવા મુશ્કેલ છે એ તો ચોક્કસ છે, પણ તેનો પણ આ જ ઉપાય પ્રભુએ ખુલ્લો કર્યો છે, એટલે તે ચિંતા પણ હવે રહી નથી.

એ ઉપાય તે અમદાવાદ કે વડોદરે બ્રાંચ ખોલવાનો છે. એ સ્થળો એવાં છે, કે પંદરમાં મુબઈમાં આત્મભોગવૃત્તિવાળા જેવા માણસો મળી શકે, તેવા માણસો તેટલા પગારમાં ત્યાંના રહીશોમાંથી ખજાન રીતે મેળવી શકાશે.

આ પ્રમાણે હકીકત છે; માટે મિ. નારણજી જે હેતુથી મુંબઈ આવવા ઇચ્છે છે, તે આર્થિક મહેચ્છા આ ખાતામાં જોડાવાથી પૂર્ણ થવી અસંભવિત હોવાથી હા પાડવી વાજબી લાગતી નથી, એટલે કાંઈ અધિક ખુલાસો કે વિચારવા જેવું હોય તો ખુશીથી તમેં અથવા તેઓ જણાવે તેનો વિચાર કરવા તત્પર છું.

મુબઈ ખાતે સ્કૂલમાં મહેતાજી તરીકે જોડાવાનો-તેમનો વિચાર મહેચ્છાને બંધબેસતો વધારે છે, પગાર વધવાનો

સંભવ ઉપરાંત ટયુશનની સગવડ પણ ધીમે ધીમે તેઓ મેળવી શકે; અને વર્ષે-બે વર્ષે પચીસ, ત્રીસ કે વધુ એકંદરે મેળવી શકે. સાથે રાતની નિશાળમાં અંગ્રેજીનો અભ્યાસ કરી શકે.

મુંબઈમાં થોડા કલાક આ ખાતામાં કામ કરવાનું તેઓ રાખે એ તો રૂડી વાત છે; પણ ત્રણ કલાક રોકાણ બદલ પાંચેક રૂપિયા તેમને મળી શકે. એટલાથી તેમને સંતોષ થાય કે નહિ એ વિચારવા જેવું છે.

મારા ઉપરાંત છ માણસો કામ કરનાર હાલ ખાતામાં છે, તેમનું પગારનું જે ધોરણ છે તે જોતાં ઉપલાથી વધુ થઈ શકવું મુશ્કેલ છે, જ્યારે ટયુશનોમાંથી તેઓ ફાજલ વખતમાં સાધારણ બે ઠેકાણે પૂરા પડે, તોપણ કમમાં કમ દસેક રૂપિયા તો સહજમાં મેળવી શકે.

ઉપર પ્રમાણે ખાતા સાથે જોડાવાનું ત્રણ કલાક માટે તેઓ કદાચ કામચલાઉ—બીજી સગવડ મળતાં સુધીને માટે પસંદ કરે, પણ તે આપણને અનુકૂળ પડે નહિ. મહિને બે મહિને કાર્યની માહિતી ઇત્યાદિ ઠીક ઠીક થવા આવે, ત્યાં તો બીજી સગવડ મળી આવે એટલે રામરામ થાય ઇત્યાદિ વિચાર રહેલો છે.

ઉપર મુજબ હકીકત ઉપરાંત મુંબઈ ખાતે હવા-ઉજાશ, રહેવાનું સ્થળ, તંદુરસ્તી ઇત્યાદિ જીવનના મૂળરૂપ વસ્તુઓની મુશ્કેલીઓ અને ઘણાંઓને તે પ્રતિકૂળ પડવાથી થતાં નુકસાનો અને મરણો તરફ પણ તેમણે વિચાર કરી લેવાનો છે.

આ પ્રમાણે હકીકત છે. તે ઉપરથી તેમને સલાહ આપવી ઘટે તો આપશો અને પરિણામ જણાય તે લખશો. એ જ.

અખંડના સપ્રેમ ઘટિત

[૪૫] મુંબઈ, તા. ૧-૬-'૧૧

પરમાત્મસ્વરૂપ સ્વામીશ્રી મુકુંદાશ્રમજીની સેવામાં, ખંભાત

કૃપાપત્ર નમૂના સાથે મળ્યો. આનંદ થયો. નમૂનો પાછો આ સાથે મોકલ્યો છે. ભાષાંતર મજેનું થશે સાધારણ વાચકવર્ગની સુગમતા ખાતર કોઈ કોઈ શબ્દ સરળ કરવા જેવું લાગ્યું ત્યાં તેમ કરી મોકલ્યું છે. તેમાંથી ઘટિત લાગે તેટલું ધ્યાનમાં લેવા યોગ્ય કરશો.

સ્થળ કે મનુષ્યોના નામો આસપાસ " " આવાં ચિહ્નો કરતાં તે નામના પ્રથમ અક્ષર નીચે અથવા આખા નામ નીચે બ્લેક ટાઇપમાં બેવરાવવાની નિશાનીરૂપ નીચે લાઈન કરવાની પ્રથા અધિક પ્રચલિત અને યોગ્ય લાગે તો તેમ કરશો.

એક શબ્દ સાદો સમજાય તેવો હોય તેની સાથે બીજો તેવો સાદો પર્યાય શબ્દ નમૂનામાં જણાયો, તે વિના જરૂરનો લાગવાથી સુધાર્યો છે.

હીરાનંદજીનો સ્વભાવ મૂળમાં પણ ક્રૂર લખેલો છે. તે પ્રમાણે આપે આમાં લખ્યું છે તે સ્વાભાવિક જ છે, પણ જાતે તેમનો સ્વભાવ શ્રવણ કર્યો છે તે ક્રૂર નહિ, પણ ક્રુદ્ધ છે અને ક્રૂર શબ્દ હલકો ખડુ લાગવાથી તથા ઉપલા કારણથી તે પણ સુધાર્યું છે. એકાદ બે ઠેકાણે વર્તમાનકાળ સૂચક છે, શબ્દ સુધારવો જણાયો ત્યાં ભૂતકાળ સૂચક હતુ એમ સુધાર્યું છે.

આપે કર્યું છે તે મહેનતથી અને રૂડું કર્યું છે, છતાં અખંડની અલ્પમતિએ ઉપર પ્રમાણે કર્યું હોય તે માત્ર સૂચનારૂપ સમજી તેમાંથી યોગ્ય જે કાંઈ-જે કાંઈ જણાય, તો તે ધ્યાનમાં રાખવું યોગ્ય લાગે તેટલું રાખતા રહી ભાષાંતરનું કાર્ય 'રામચરિતામૃત'નું કરવા માડવા તસ્દી લેશો વિશેષ

આહ્લાદકારક તો એ જ છે, કે સ્વામીના ચરિત્રનું ભાષાંતર સ્વામી-હસ્તે થાય છે.

રામસ્વામીના અન્ય ઉલ્લેખો તથા તેમના ચરિત્ર ઉપરનો એક લંબાણુ ઉલ્લેખ જે સર્વ થોડા માસ પર દિલ્હીના બુકસેલર તરફથી અંગ્રેજીમાં બહાર પડયું છે, જેના લેખકો પણ સ્વામીજીના પરિચિત સજ્જનો જ છે, તેના ભાષાંતરનું કાર્ય પણ અમદાવાદ ખાતે રા. રા. કૃપાશંકર બહેચરલાલ પંડિત નામે યોગ્ય સજ્જને સ્વીકારી કરવા માંડયું છે. પ્રભુઇચ્છા તો આવતા વર્ષમાં તે પણ બહાર પડશે. 'ગ્રંથમાળા'ના ૪-૫ મણકા જેટલું ને થઈ જશે. હાલ એ જ. આપનો

ભિક્ષુ અખંડના
સપ્રેમ ૐ નમોનારાયણ

[ ૪૬ ] મુંબઈ, તા. ૧-૬-'૧૧

રા. રા. લાલજી વીરેશ્વર જાની, મહેસાણા

પ્રિયશ્રી,

આપનો ૨૦-૫-'૧૧નો પત્ર વખતસર મળ્યો હતો. ઉત્તર આજે લખી શકું છું, તે ક્ષમા કરશો.

'રામાયણ કથાસાર અને તાત્પર્ય'વાળી બુક વિષે વીગતે ઉત્તર લખવા બદલ આભારી છું. સરતા વાચનની યોજના માટે આપે દર્શાવેલ સદ્ભાવ આપ જેવા સજ્જનને યોગ્ય જ છે.

ઉપલી બુકની પ્રતો સવા બસો આપ પાસે મિલક હોવાની વાત પત્રથી જાણી છે.

આ ખાતાના કામ ઉપરથી હરકોઇને તેનાં સાધનો ઈત્યાદિ વિષે ઊંચો ખ્યાલ આવી જવા સંભવ છે, પણ ખરી

રીતે કેવાં સાધનથી અને કેવી રીતે કાર્ય આ ખાતાનું ચાલે છે, તે ઊંડા ભેદુ સિવાય (કે જે એવા ભેદુ બે ચાર જણ જ બહારના છે) અન્ય સમજી શકે તેમ નથી; કારણ કે દુનિયામાં રૂઢ થઈ પડેલ રૂઢિઓને અનુસરીને તે વિષે આડંબર તથા ઊહાપોહ કરવાનું ઘટિત ધારવામાં આવ્યું નથી.

છ તે સવા બસો પ્રતનો નિકાલ કરાવીને આપ પણ તે ખૂક માટે રજા આપો એ આપની ઉદારતા જ છે; પરંતુ આ ખાતાનું બહારનાં પુસ્તકો વેચવા સ્વીકારવાનું કિંમત ઠરાવવા સંબંધી ધોરણ કરમે એકાદ પૈસા જેટલું જ હોવાથી ખાતું તેની તેટલી કિંમત ઉપજાવી આપવા અશક્ત છે. આપને બાકીની ખોટ સ્વીકારવા કહેવાનો વિચાર પણ અમે કરી શકીએ નહિ; તેમ તે ખોટ ખાતું સહન કરી શકે તે સ્થિતિ પણ ખાતાની નથી.

બીજી તરફ એ ખૂક આ ખાતું હાલ ને હાલ બહાર પાડવા ઇચ્છે છે તેમ પણ નથી. 'ગ્રંથમાળા' ચાલુ રહેવાના સંભવને લીધે પુસ્તકોની પસંદગીનું કાર્ય મૂળ સમયથી જ ચાલુ છે અને બહુ સારાં સારાં પુસ્તકો લગભગ બે વર્ષ ચાલે તેટલાં તો પસંદ પણ કરાઈ ચૂક્યાં છે; અને બીજો જે જથ્થો પસંદગી માટે બેવો બાકી છે, તેમાંથી તેથી પણ વધુ સંખ્યા પસંદ થવા સંભવ છે. નવીન ભાષાંતરો અને લખાણો માટે પણ નિષ્કામ પુરુષો કોઈ કોઈ મળી આવી તૈયારી કરવા માંડ્યા છે ને ભવિષ્યમાં સમાજના સત્પ્રારબ્ધને યોગે વધુને વધુ નીકળતા ચાલવા સંભવ જણાય છે. પ્રભુનું કાર્ય તેની ઇચ્છા ને પ્રેરણાનુસાર ચાલ્યું જાય છે અને તેની ઇચ્છા હશે ત્યાં સુધી ચાલુ રહેશે. તે કાર્યમાં યત્કિંચિત્ પણ નિમિત્ત થવા આ શરીરને પ્રેરે છે એ મહદ્ ભાગ્ય માનું છું; અને આ ખાતાના કાર્યના કોઈ પણ અંશમાં જેઓ તન, મન કે

ધનથી કાંઈ પણ ઉપયોગી થવા ધારતા હોય કે થઈ શકે તેમ હોય, તેઓ પણ પ્રભુ-કાર્યમાં ઉપયોગી થવા બદલ પોતાને ભાગ્યશાળી માનતા હોય, તેવાઓની તે તે સત સંપત્તિ જ આ સત્કાર્યમાં સાધનરૂપ મુખ્ય ભાગે રહે; અને આ ખાતા પર ઉપકાર ચડાવવાના હેતુથી કે કચવાતા મનથી જેઓ કાંઈ પણ કરી શકે તેમ હોય, તેમનાથી બને તેટલું દૂર આ ખાતાને રખાય તો ઠીક એમ માગી માન્યતા છે.-હું જરા આડી વાત પર ઊતરી ગયો-પછી લખવાનું તે પ્રથમ લખાઈ ગયું. હાલ તાત્પર્ય એ છે, કે આપની બૂક જે પસંદગી-ઓ થઈ ચૂકેલી છે તેમાં. ઉમેરાય, તો સર્વ પસંદગીઓ-માંથી દર માસ માટે તાત્કાલિક સંયોગાનુસાર કયું પુસ્તક તેમાંથી પસંદ કરવું તેનાં સાધનોનું ક્ષેત્ર વધે એ જ હેતુ છે.

ઉપલો હેતુ તેમ જ ખાતાની શક્તિ ઇત્યાદિ કારણોને લીધે એવા નિર્ણય પર અવાય છે, કે આપની પાસેની બૂકો ખપી રહેથી આપ જણાવશો, એટલે પછી પસંદગીના લિસ્ટમાં તેને દાખલ કરી યથાસંયોગ તેને પ્રસિદ્ધ કરવા યત્ન કરીશું.

બૂકો માત્ર 'ગ્રંથમાળા' માટે ગ્રાહકો જેટલી જ છપાય છે એમ પણ નથી. ભવિષ્યના ગ્રાહકોનો વિચાર કરી બમણી ત્રમણી છપાય છે અને સાથે સાથે છૂટક પણ વેચાતી રહે છે. ધારેલાં ગ્રાહકો ન થાય તો પછી પણ વધેલી બૂકો છૂટક જ જવાની; એવું દરેક મણકા માટે આ ખાતાનું ધોરણ છે.

.પોસ્ટેજ.આદ કરતાં આક કરમાના દર મણકાની કિંમત દોઢ આનો ગ્રંથમાળાના ગ્રાહકોને પડી રહે છે. તે હિસાબે આપની બૂકની તો એક આનો જ પડવાની, જ્યારે છૂટક ગ્રાહકોને પોસ્ટેજ વિના દોઢ આનો પડવાની.

અલબત, એ પ્રમાણે એકાદ આવૃત્તિ જ ખાતા તરફથી

નીકળે, તોપણ પછી મારા ધારવા મુજબ તો ફરી છપાવી વધુ કિંમતે વેચવાનું આપને ગમશે પણ નહિ ને લોકોને પણ ગમશે નહિ; માટે આ ખાતાને રજા આપી ત્યારથી જ એ પુસ્તકથી જે કાંઈ–મારા માનવા પ્રમાણે વર્ષ દહાડે ખસો આશરે પ્રત ચાર કે ત્રણ આને ખપાવવાથી મળનારો–લાભ થતો હોય તે હમેશ માટે ગુમાવવો જ પડવાનો, જે લાભ ખોવાથી કુલ સમય ગણીને સોએક રૂા. નું નુકસાન આપને થતું કલ્પી શકાય.

આપે જે વાત સ્પષ્ટ રીતે લખી નથી કે લખવી પસંદ નથી કરી, તે નુકસાનની વાત મારી મતિએ સ્પષ્ટ કરી તેવી ઉપર મેં લખી જણાવી છે. ખાતાને રજા આપવામાં એમ નુકસાન તો છે જ. દરેક પરહિતના કાર્યમાં કોઈ નહિ ને કોઈ પ્રકારનો ભોગ તો તે કરવા ઇચ્છનારે આપવો જ પડવાનો; એ વાત નવી નથી.

ઉપલી સર્વ હકીકતનો પ્રાપ્ત બુદ્ધિના બને તેટલા વધુ ઉપયોગપૂર્વક વિચાર કરી પૂર્ણ નિષ્કામ ભાવે અને તેની સાથે હજારો માનવબંધુઓના ઉપયોગમાં આપની મહેનત અનાયાસે આવે છે, તે બદલના આહ્લાદ સાથે જો આપ રજા આપી શકો તેમ હો, તો જ પુસ્તકો વેચાઈ રહેથી તેમ કરવા મારી ભલામણ છે.

તમે કોઈ અતિ હિતસ્વી મિત્ર સાથે મસલત આ બાબતની કરતા હો ને તે પોતાના વિચાર જણાવે તે જ સરળતાથી મારી ટેવને અનુસરી મેં લખ્યું છે. લખવાની રીતની દુનિયાના વિવેકપૂર્વકની અનઆવડતથી ખામી કાંઈ પણ જણાય, તો નિભાવી લેશો એમ આશા છે. યોગ્ય પ્રત્યુત્તર લખવા તરદી લેશો.

મૂળ તત્ત્વોનું જ્ઞાન ન હોય ત્યાં પર્યંત હરેક પ્રાણીને લૌકિક હાજતો ગૌણ બની શકતી નથી; અને તેથી ભિખારીથી માંડીને ચક્રવર્તી પર્યંતના મનુષ્યો પોતપોતાની હાલત માટે અસંતુષ્ટ જ હોય એ કુદરતી ધોરણ છે. આપ તે કોટિમાં હો કે ન હો, તેમાંનું કાંઈ પણ નક્કીપણે માની શકાય નહિ; પરંતુ આપ ગૃહસ્થાશ્રમી છો, તેની સાથે મહેચ્છાઓ ગમે તે કારણે જોડાયલી હોય તેને આધીન અનુસરવા વૃત્તિ તણાતી હોય, તો આ પુસ્તકમાંનું હિત તજી દેવરાવવા મારો કિંચિત્ આગ્રહ નથી, તેમ કોઈ મહદ્ હિત રહેલું રજા આપવામાં આપને જણાતું હોય અને ખાતા તરફ પૂર્ણ નિષ્કામ ભાવ સ્વીકારવામાં વૃત્તિ આપની આનંદ માનતી હોય, તો તેમ કરવું એ જ આપનો પરમ ધર્મ ઠરે છે.

એ પુસ્તક રજા મળશે તો આવતા ૧૯૬૮ના વર્ષમાં અગર તો તેની પણ પછી તે બહાર પાડવાનું રાખી શકાશે. હાલ એ જ.

આપનો
અખંડના સપ્રેમ ઘટિત

[ ૪૭ ] મુંબઈ, તા. ૨-૬-'૧૧

રા. રા. મૂળજીભાઈ મોહનલાલ બાગેટ, વડોદરા

મહાશય,

આપ પરંલખેલા પત્રનો ઉત્તર રા. રા. જટાશંકરજી હસ્તે લખાઈ આવેલો મળ્યો છે. વાંચી સંતોષ થયો છે.

'વસિષ્ઠસાર' ગીતાની બૂકોમાં બે કે ત્રણ બાજુઓ ઉપરાંત પીઠ તરફ પણ ઘણી બૂકોને નુકસાની પહોંચેલી છે. અહીં આવેલી સો બૂકોમાંથી બહુ તો દસેક સારી નીકળેલી છે. બાકી

બધી જ નુકસાની છે. પૂઠાં બંધાવવા છતાં ન ચાલે એવી ખૂક તો કોઈક જ હોય તો હોય. બાકીની બૂકો ત્યાં છે તે સારી છે જાણી આનંદ થયો છે અને ખુશીથી તેના દસ આના ઉપજવાના જ એમાં સંશય નથી. અત્ર આપની બૂકો સ્વતઃ ખાતાની બૂકોના ભેગી જ તેટલી જ સુરક્ષિત છે ને રહેશે.

બે આના બંધાઈ તો અમે આશરે લખી છે. પછી બંધાવતી વખતે પૈસો, બે પૈસા ઓછા થાય કે વધુ પણ થાય તે નક્કી કહી શકાતું નથી. બેને બદલે દોઢ આનો માગશે તો તે અને અઢી આના લાગશે તો તે પણ માલિકે ભોગવવા જોઈશે "બે આના બંધાઈ વિશેષ છે." "સસ્તું સાહિત્ય એ ખાતે પણ સસ્તું સાહિત્ય મેળવી શકે." એ શંકાપ્રદર્શક અને શિક્ષાપ્રદર્શક વચનો વાચી ખેદ થાય છે, કે એક વેપારી ખાતાની દૃષ્ટિએ જ આ ખાતા તરફ આપ જુઓ છો ને લખો છો અમને તે બિલકુલ નાપસંદ છતાં સમાજ-સેવાને ખાતર તેવું પણ સાંભળવાની જરૂર પડવાની એમ ધારી ને વિષે કશું લખવા જરૂર ન ધારતાં એટલી જ પ્રાર્થના, કે દોઢ, બે કે અઢી આના જે કાંઈ ખર્ચ લાગશે તે ઊધરશે. ને વાત આપને માન્ય હોય તો જણાવશો, કે બંધાવી લઈએ, અને નહિ તો બીજી બૂકો સારી છે તે વેચવાને મોકલી આપશો.

આપે બૂકો મોકલાવી ત્યારે ચોક્કસ તપાસાવી મોકલાવ્યાનું લખ્યું છે, તો એટલું પણ જણાવી ઉપકૃત કરશો, કે તે તપાસમાં બૂકો સાજી જ જણાયલી કે નુકસાની? અથવા તપાસમાં સાજી-ફાટલી તરફ ધ્યાન જ નહિ અપાયલું? અમે સાફ મનોવૃત્તિથી લખીએ છીએ, કે તે ત્યાંથી જ તેવી આવી હતી. અહીં આવીને બગડ્યાની કિંચિત પણ શંકા એ ખાતે રાખવાની નથી.

કોઈને કાંઈ પણ અકારણ નુકસાન થયેલું જોવાને કોઈ પણ સારો માણસ રાજી હોય જ નહિ; અને તેમાં પણ આ તો એક સાર્વજનિક પરોપકારી ખાતું છે, જેમાં કોઈનો અંગત સ્વાર્થ જ નથી. જેમાં કામ કરનાર દરેક નોકર પણ પોતાની મહેનત તરફ ન જોતાં માત્ર સાદી આજીવિકા તરફ જ દૃષ્ટિ રાખી જનસેવાનું કાર્ય સમજી આનંદથી ફરજ બજાવ્યે જાય છે, તેમાં તો તે વાત જ શી હોય? માટે હવે આ બાબત યોગ્ય ઉત્તર લખવા તસ્દી લેશો. જે કાંઈ બંધાઈ ખર્ચ લાગશે, તે આપને જ ખાતે ઊધરશે. સાબૂત બૂકને બદલે બગડેલી બૂક મોકલવાની નીચ વાણિયા-દૃષ્ટિ આપનામાં પ્રભુ ન પેસવા દે. આપ સારાને બદલે નરસું ચલાવી શકવા સમર્થ હો, તો તે વાત આપને મુબારક છે. જે કાંઈ નુકસાન આપે મૂળથી સ્વીકાર્યું હોય, તે આ ખાતાને ખાતર છે એમ તો જરા પણ નથી જ.

આપની પેઠે કંઈએક સજ્જનોની બૂકો ને પૈસા કમાયા હોય તેમાંથી તેમને છૂટા કરાય ને ભેગાભેગો લોકોને ઉત્તમ વાચનનો લાભ વધુ પ્રમાણમાં મળે એવા ઉભયની સેવાના હેતુથી જ આ કાર્ય (બહારની બૂકો સ્વીકારવાનું) અમે શરૂ કરેલું છે; અને આ ખાતાનો ખર્ચ બીજી કોઈ તરફની મદદના અભાવે મૂળથી જ તેવા મારફત જે જે પુસ્તકો છાપવા-વેચવાની વ્યવસ્થા થાય તેના પર ચડાવી લેવા ધોરણ રાખવું પડેલું હોવાથી અને ખુદ ખાતા તરફની બૂકોની કિંમત રાખતી વખતે પણ ને લાગત ખર્ચ ચડાવી લેવો પડતો હોવાથી, તે જ ખર્ચનું પ્રમાણ બહારની બૂકોને પણ અમારે લાગુ કરવું જ પડે છે; અને તે પણ બસો-પાંચસો બૂકોની વેચાણ વ્યવસ્થાનું કાર્ય પણ તેટલા જ ખર્ચના પ્રમાણથી સ્વીકારવાનું ભેગાભેગું કામને લીધે જ બની શકે છે.

ઉપયોગી બૂકો બગડેલી હોય તોપણ પૂરી કરતાં પણ આધક કિંમતે લેવી પડવાનો અમને પણ અનુભવ છે; પરંતુ તે ધોરણ જેમાં આ પ્રસંગમાં તો સારીના બદલામાં ઊતરતી આપવા ઇચ્છવાનું આવી જાય છે, તે આ ખાતામાં ચલાવવાનું અમારાથી બની શકે તેમ નથી. અમારું હૃદય એથી ડંખે અને ખાતાની ઇજ્જત લોકમાં હલકી પડે એવું એ કામ છે. બૂકો નુકસાની છે એવું પત્રવહેવાર વખતે જણાવ્યું હોત, તો તેની કિંમત તેવા પ્રમાણમાં આંકીને તે વાત જા. ખ. માં અમે લખી હોત; તો જ તે કાર્ય રસ્તાસરનું અમને લાગત.

આપનો પત્ર બગડેલી બૂકો સારાની કિંમતમાં ચલવી લેવાના ગર્ભિત હેતુને સૂચવનો જણાયાથી, તેમ જ તેવી જ દલીલો અને લખાણની શૈલી ઇ. જણાવાથી તેને ખાતર સ્પષ્ટપણે ઉત્તર લખવા જતાં દુનિયામાં પ્રચલિત વિવેકી (ઉપર ઉપરની વિવેકી) ભાષાનો અનાવડતને લીધે અમારાથી ઉપયોગ નથી થઇ શકયો, તે માટે અમે દિલગીર છીએ. આ પત્રમાંનો શબ્દે શબ્દ સ્વામીજીનો છે. તેમના સપ્રેમ નારાયણસ્મરણ. પત્રના હેતુ તરફ દૃષ્ટિ રાખી યોગ્ય ઉત્તર લખવા તસ્દી લેશો. વળી.બીજું, કે આપનો પત્ર વાંચતાં એમ સૂચિત થાય છે; કે મોકલેલી બૂકોનું બિલ આવી ગયે બીજી બૂકો મોકલવાની; પણ તેમ ચાલી શકશે નહિ. ગ્રાહકી ચાલુ એટલે કરીને ૫૦-૭૫ બૂક વેચાઈ કે વચ્ચે ગાળો ન પડે તે ખાતર તેટલીના પૈસા મોકલી બીજી સો મગાવી લેવી પડશે. હાલ એ જ.

આર્શીથી
દ. વેણીશંકર

[ ૪૮ ] મુબઈ, તા. ૨-૬-'૧૧

રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત, બારાં ·

પરમ પ્રિય આત્મબંધુ,

આજે બે દિવસ થયાં આપનો પત્ર મળી ચૂકયો છે, વાંચી આનંદ થયો છે. વિલાયતથી મંગાવેલા કાગળો અષાઢ આખરમાં આવવા ઘણે ભાગે નક્કી જેવું છે, જે આવ્યેથી 'આર્ય રમણી' છપાવવાનું શરૂ થશે. દરમિયાન તે બાબતના પહેલા ભાગ ખાતે જે કાંઈ તૈયારી કરવી યોગ્ય લાગે, તે સુખેથી કરી શકશો.

છાપવા આપેથી રોજનો અકેક ફરમો કરીને સત્વર છપાવા સંભવ છે. અત્રે આવેલ ચરિત્રોની અનુક્રમણિકા આ સાથે મોકલી છે. વખતે તે લખાણની જરૂર પડે, તો તે પણ મગાવી લેશો.

સમયના ક્રમ પ્રમાણે આપ ચરિત્રોનો અનુક્રમ જોડવતા રહો છો, એ બહુ સારી વાત છે. દરેક ભાગ એ જ ધોરણે બનને પ્રકારે તૈયાર થાય એ સારી વાત છે; છતાં તેમાં ગમે તે કારણે આવવાં રહી ગયેલાં ચરિત્રો પાછળથી માલૂમ પડે, તો તેને પણ છેવટે પૂરવણી ભાગરૂપે યા ઠીક લાગે તે પ્રકારે સામેલગીરી આપવાનું હું ધારું છું, કે તમે ઘટતું જ ધારતા હશો. જો તેમ હોય, તો તેમ કરવા વિચાર પણ રાખ્યો હશે.

અત્યાર સુધી હું એટલું જ સમજી શકયો હતો, કે અમુક બંગાળી પુસ્તકોમાં છે તેટલા ચરિત્રોનું જ 'આર્યરમણી'નું પુસ્તક આપ કરવા માગો છો; જેથી તે ઉપરાંત બીજી રીતે જ્યારે અને જે પણ સારાં આર્યરમણીઓનાં ચરિત્રો તે પુસ્તક ઉપરાંતનાં મળી આવે તે શોધાવી-જોડવાવી, ભાષાંતર કરવાનાં

હોય તેનાં ભાષાંતર કરાવીને તે પણ બહાર પાડવાની જરૂર જ્યારે લાગે, ત્યારે તે બને તેવી રીતે પૂરી પાડવાનું બાકી રહેશે.

પણ આપના આ પત્રથી જાણીને બહુ આનંદ થયો, કે 'આર્યરમણી'ના પુસ્તકને જેમ બને તેમ સંપૂર્ણ તમે કરવા માગો છો અને તે માટે બનતો પ્રયત્ન કરી રહ્યા છો.

ઉપલી માન્યતાને લીધે જ કયાં કયાં ચરિત્રો આપ તરફથી તૈયાર થશે તે જાણીને બાકીનાં માટે વિચાર અને તજવીજ કરવા આકાંક્ષા રહેતી, તે હવે રાખવા જરૂર લાગતી નથી હવે તો પુરુષવર્ગ તેમ જ વિદેશી સ્ત્રીઓ વિષે જ મુખ્ય કરીને બનતી તજવીજ કરવાનું બાકી રહે છે. ઈશ્વરકૃપાનુસાર તે ખાતે યોગ્ય થઈ રહેશે.

'આર્યરમણી'નું કદ મોટું થાય તેને માટે આપણે હરકત સમજવાની નથી. 'ગ્રંથમાળા' ચરિત્રોની જુદી જ નીકળવાની, એટલે તે દ્વારા તે કદ ખૂટી જતાં વાર લાગશે નહિ.

આપને ઉપયોગી થાય તેવી બૂકો શોધાવી લિસ્ટ આજે કરાવું છું. જો લિસ્ટ આપને મળેથી ત્યાંની જે બૂકો આપ પાસે ન હોય, તે જણાવશો; એટલે તરત તે મોકલાવીશ.

'સતી મંડળ' માટે કાઠિયાવાડના ચોરવાડ ગામે આજે લખું છું, ત્યાંથી બન્ને ભાગ ઘણે ભાગે પરબાર્યા આપ તરફ આવશે; અને જો નહિ આવે તેમ હોય, તો નવા લેવરાવી મોકલાવીશ.

'નર્મકથાકોશ' નામે પુસ્તક જેમાં પુરાણોમાંની આખ્યાયિકાઓ છે, તેમાંથી (મેં હજી તે જોયું નથી, સાંભળ્યું છે) લેવા જેવું હોય, તો તે પુસ્તક પણ લઈને મોકલાવીશ. જે જે ચરિત્ર એકથી વધુ બૂકોમાં હોય તે જોઈ જવા આપે ધાર્યું છે, એ વિચાર બહુ સારો છે. ચરિત્રના અંશો અને શૈલી ઇ૰

બાબતમાં જેમાં જેમાં વિશેષતા જણાય, તે તે ઉપરથી ગ્રહણ કરવાનું આપને સુગમ પડશે. ખરેખર આથી એ પુસ્તક તે એક ઉત્તમ પુસ્તક સમાજમાં થઈ પડશે, અને તે સર્વ પ્રતાપ તમારી નિષ્કામતાનો જ છે. એક જાતની નિષ્કામતાને લીધે પરોણાઓને જે દૃષ્ટિથી અને જેવી રીતે જમાડવામાં આવે છે, તે દૃષ્ટિએ તે રીતે પૈસા લઈ જમાડનાર એક વીશીવાળો કદી જ જમાડી શકતો નથી. ઊંચાં ભોજન, ઊંચા-ચાર્જ, છતાં તેવી પરોણાદૃષ્ટિ–પ્રેમદૃષ્ટિ કયાંથી આવે ? નિષ્કામ કર્મની મહત્તામાં આ એક અગત્યની ખૂબી હોય છે; અને તેના જ આધારે રહેવાવાળી બીજી અધિક લાભદાયક ખૂબી આ છે, કે જમાડનાર પ્રભુપ્રીત્યર્થતારૂપ બને તેટલી ઉચ્ચ ભાવનાવાળો હોઈ, પોતાની યથાશક્તિ ઉચ્ચતા પકવવામાં ને પીરસવામાં ચૂકતો નથી, અર્થાત્ પોતાથી બનતી દરેક ઉચ્ચતા તેમાં અર્પવા મથે છે, તે જ પ્રકારે જેને ખાતર–જે પ્રભુપ્રીત્યર્થ તેવું સર્વ કરાય છે, તે મહાન સત્તા પોતાની ઉચ્ચતા ને શક્તિના પ્રમાણમાં તે વ્યક્તિને શ્રેષ્ઠતા સ્વાભાવિક રીતે જ અર્પે છે. નિષ્કામ કર્મનો અનંત ગણો બદલો કહેવાય છે, તેમાં મુખ્ય આ કારણ રહેલું છે. અલબત, અપૂર્ણ માહિતીવાળાને હજી આ વિષયમાં અનેક શંકાઓને અવકાશ છે, પણ તેવું સર્વ વીતી ગયા પછીની અખંડની તો પરિણામી આ જ માન્યતા છે. જરા આડા ને લંબાણમાં ઊતરી જવાયું!

'મહાભારત'નો પહેલો ભાગ 'ગુજરાતી પ્રેસ' તરફથી બહાર પડેલો છે; તે ઉપયોગી થાય તેમ હોય, તો મોકલી આપું.

આપે સ્નેહ, શોખ અને નિષ્કામતાથી જ એ કામ ઉપાડેલું છે, એ યથાર્થ જ છે; મારી પણ એમાં એ જ માન્યતા છે. રૂપિયા એવડા શું આપને આપ્યા છે ને આપી શકનાર છે, કે જેથી ગ્લાનિ માનવાને અવકાશ મળે? આપની મહેનતને

બદલે તે અપાય છે એમ જરા પણ હું માનતો નથી ને આપે પણ માનવાનું નથી. કાર્ય વધારે સારું થવાને ખાતર કંઈ-એક પુસ્તકો ઇ૦ સામગ્રીના ઉપેગળ ખર્ચ દાખલ જ માત્ર એ વાત સમજવાની છે; માટે જે કાંઈ બન્યું હોય તથા હવે પછી બને, તે સર્વ આપની નિષ્કામતામાં હાનિ પહોંચાડનારું લેશ પણ સમજવા જેવું નથી.

આપ એ કાર્યસિદ્ધિને જ જેમ સ્વાર્થરૂપ માનો છો, તેમ મારો પણ સ્વાર્થ તે જ છે. બન્નેનો સ્વાર્થ આમ એક જ હોવાથી અને તેના જુદા જુદા બે ભાગો ભજવવાના આપણે વહેંચી લીધેલા હોવાથી, આપણે એકબીજા માટે એકબીજાનો એકનો એક તે સ્વાર્થ સિદ્ધ કરવાનાં દ્વાર–સાધનરૂપ જ છીએ. મને એ સ્વાર્થસિદ્ધિમાં સહાયક આપ જેવી જોડી મળી એ અતિ આનંદનો વિષય છે. જો કે 'ચરિત્રમાળા'ના પુરુષવર્ગ સંબંધી, વિદેશી નરનારીઓ સંબંધી અને વિસ્તૃત ચરિત્રો સંબંધી અંશો અન્ય પ્રકારે પૂરવા બાકી છે, તોપણ શરૂઆતનો આર્યરમણીરૂપ અંશ પૂરનાર આપ યા કોઈ પણ ન મળ્યુ હોત, તો નિયમિત 'ચરિત્રમાળા' વિષે નિર્ણય પર આવી શરૂઆત કરવામાં હજી વધુ સમય લાગત. આ વાત–આ વિચાર–આટલો જલદી અમલમાં લાવી શકાશે એમ સ્વપ્ને પણ મેં ધાર્યું નહોતું; છતાં તેમ બને છે તેથી એમ જ લાગે છે, કે સમાજનું સદ્‌ભાગ્ય છે–ઇશ્વરની સર્વ પર કૃપા વધતી જાય છે.

કાર્ય જેવી રીતે કરવાનું છે તે જોતાં ઢીલ થાય જ; અને તે માટે વાંધા જેવું જરા પણ નથી કે ઉતાવળ પણ નથી. અષાડની આખરમાં એટલે જુલાઈની આખરમાં જે લખાણ ગોઠવાઈને મળશે તે પ્રેસમાં અપાશે. તે પછી બબ્બે કે ત્રણ ત્રણ મહિને જે જે લખાણ ગોઠવાઈને મળતું જશે, તે

પ્રમાણે છપાતું રહેશે એવી ગોઠવણ રાખીશું; માટે જે પ્રકારે અનુકૂળતાથી, શાંતિથી, રૂડી રીતે કાર્ય થાય, તેમ ખુશીથી કરશો.

મુખ્ય મુખ્ય ઉત્તમ સ્ત્રીઓનાં વિસ્તૃત ચરિત્રો–વધુમાં વધુ દરેક ચરિત્ર એક મણકો એટલે આઠ ફરમા સુધીનું થાય તોપણ હરકત નહિ; તેને પણ ઈશ્વરઇચ્છાએ લખાણની સામગ્રીનો જોગ બની આવશે તો 'ચરિત્રમાળા'માં અવકાશ આપવા ઇરાદો છે. પુરુષવર્ગનાં ચરિત્રો માટે તે જ વિચાર છે. પછી તો યથાસંયોગ થાય તે ખરું.

ચરિત્રોની યાદીમાં સુધારો–વધારો કરવાનું સૂચવવાનું તમે મને લખો છો; એ વિષયમાં હું વધારે તમારી કરતાં ક્યારે ઊતરેલો છું? અથવા ઊતરવા હવે બને તેવો અવકાશ ક્યાં રહ્યો છે? હું તો તમે પકાવી આપશો તે પીરસવાનો પીરસણિયો જ માત્ર જેવો તેવો છું! કોઈ વખત કાંઈ જેવું તેવું યાદ આવી જાય, તો લખી દઉં કે કહી દઉં એટલું જ માત્ર; બીજું કાંઈ નહિ.

માણસના સંબંધમાં આપે જણાવેલ વિચારો યોગ્ય જ છે. મને પણ તેમ મૂળથી લાગ્યા કરે છે, પણ આંધળાને પાંગળો ઘણી વખત મળી પણ આવે છે; જેથી અન્યોન્ય પૂછતા રહેવું ઘટિત જ છે. પુસ્તકો લખવાનું બધું કામ તેને સોંપવા હું ઇચ્છતો નથી, તેમ અન્ય આ દેશની બંગાળી, હિંદી, મરાઠી સર્વથી જ પરિચિત હોઈ સર્વ પ્રકારનું કામ તે એક જ કરી શકે, એ પણ અશક્ય જ છે; છતાં તેવા કોઈ માણસની આવશ્યકતા જણાયા કરે છે. પગાર પૂરતો આપી શકાય નહિ એ મોટો અંતરાય છે, પણ પ્રભુમાં શ્રદ્ધા છે તો કંઈક રસ્તો જો તેને ઘટિત લાગતુ હશે તો કાઢશે જ–કાં તો આત્મભોગે કામ કરનાર લાયક માણસ કે કાં તો તેના લાયક પગાર,

એમાંથી એકાદ વાતની સગવડ ઈશ્વરઈચ્છા હશે, તો જ્યારે ત્યારે નીકળી આવશે જ.

કાર્યપ્રદેશ એટલો વિસ્તૃત છે, કે આપ લખો છો તેમ ભિન્ન ભિન્ન સારા લેખકોને હાથે ભિન્ન ભિન્ન પુસ્તકો લખાય એ જ વધારે ઇષ્ટ અને બની શકે તેવું છે; (કોઈ પણ એક હસ્તે તે કરી શકાય એવો ખ્યાલ પણ મેં કદી કર્યો નથી.) પરંતુ તે ખાતે કરવી જોઈતી દરેક પસંદગી, તજવીજ અને વ્યવસ્થા ખાતે તેવી કાંઈક પણ યોગ્યતાવાળો માણુસ તે ખાતાના મુખ્ય આસિસ્ટંટ સેક્રેટરી દાખલ હોય, તો સુગમતા બહુ પડે; અને આ શરીર દ્વારા થવાનાં હોય તેવાં દરેક જુદાં જુદાં કાર્યો ખાતે તે તે કાર્ય માટે લાયક અકેક મુદ્દામ માણુસ મળતા જશે, તો જ ધારેલ બાબતો ખાતે આગળ ડગલાં ભરી શકાય; નહિ તો 'આગળ હડો ને પાછળ દડો' વાળી કહેવત જેવું થાય અથવા અન્ય સંસ્થા જેવું ઉબેગળિયું કાર્ય થાય; તેવું થવા કરતાં સમૂળગું ન થાય તો સારું.

પ્રિયબંધુ! અગત્યના પત્રવ્યવહાર ખાતે જ જાતની રોકાણુ એટલી વધતી જાય છે, કે અત્યારથી જ તેવી જ બીજી અગત્યની ચાલુ બાબતો દિવસો સુધી મુલતવી રાખ્યા કરવી પડે છે.

કાર્યના મૂળ મુદ્દાઓ જે પર વિચારો ને યોજનાઓ કરતા રહેવાની ખાસ અગત્ય છે, તે જ એવી એવી રોકાણો આડે બની શકતું નથી. સાંચાઓ ને તે પર કામ કરનારાઓ પર દેખરેખ રાખવા જતાં સ્ટીમ બોઇલર તરફ ઘટતું ધ્યાન નથી અપાતું. અગત્યનો માણુસ મળે, તો તે ખાતે પણ તે ઘણો ઉપયોગી થઈ પડે. ઠીક છે, જોવાય છે; બધું ઠીક થશે, જોઈતું–આવશ્યક હશે તે નીકળી આવશે જ; પછી ગમે તે પ્રકારે સેમ થાઓ.

હોય તો પુરુષવર્ગના ચરિત્રોની તૈયારીનો મુખ્ય વિચાર મારા મનમા રમે છે આ વિષે અધિક બીજી વખતે લખીશ

આપ તરફ આવી જવાય તો ઠીક એમ લાગે છે એવા મોકાની પેરવીમા રહીશ યોગ આવે તેમ હશે ત્યારે અગાઉથી પત્રવ્યવહાર કરી આવવા ગોઠવણ રાખીશ ખર્ચની અને કાર્યાલયની સ્થિતિની બાબત લખવાનુ સમજાતુ નથી તેવો બોજો પણ આપને જ શિર પડે એ મને ગમે જ કેમ ? આપ ઉદાર હો તેના પ્રમાણમા આર્થિક સ્થિતિ યે બધબેસતી હોય એમ મને ખબર નથી એક દરે ખર્ચ માટે જ ખાસ અટકવુ પડે એમ પણ લાગતુ નથી ચોથો મણકો આ સાથે પોચશે 'યોગવાસિષ્ઠ' આપે કયુ માગ્યુ છે તે સમજાયુ નથી વૈરાગ્ય, મુમુક્ષુ પ્રકરણ કે નિર્વાણ કે કયુ કે આખુ, તે જણાવશો એ જ

અખંડના ઘટિત

[ ૪૯ ] મુબઈ, તા ૨-૬-'૧૧

રા રા બળવતરાય કલ્યાણરાય ઠાકોર,

જનરલ સેક્રેટરી સાહેબ, 'રાજકોટ સાહિત્ય પરિષદ, રાજકોટ

માનવ ત સદ્‌ગૃહસ્થ,

હાલ મારી જાણમા આવ્યુ છે, કે 'રાજકોટ પરિષદ'નો રિપોર્ટ બહાર પડ્યો છે તથા ભરાયલા ફડની અને તેની કરવા ધારેલી યા ઠરેલી વ્યવસ્થાની વીગત પણ બહાર પડી છે અને કેટલીક બાબત માટે બહારના અભિપ્રાય ઇચ્છવામા આવ્યા છે

જેથી પ્રાર્થના, કે એ અને તે ઉપરાત પણ પરિષદ સબધી એવુ બીજુ જે કાઈ હોય અને તેમાથી જે કાઈ મોકલી શકાતુ હોય તે મોકલવા, તેમ જ જે કિમતથી મોકલી

ગકાતું હોય તેની કિંમત અને વીગત લખાવવા મહેરબાની કરશોજી.

વર્તમાનપત્રો વાંચવા મારાથી બનતું ન હોવાથી આમ આપને તરદી આપવી પડી છે, તે ક્ષમા કરશો

પરિષદ તરફથી વ્યાખ્યાનો છપાય છે તે ક્યારે બહાર પડશે, તે અથવા બહાર પડી ચૂકયા હોય, તો તેની કિંમત ઇ૦ લખાવી ઉપકૃત કરશો. હાલ એ જ વિનતિ.

આપનો

ભિક્ષુ અખંડાનંદ

ઑન. મે. સસ્તુ સાહિત્ય વર્ધક મિત્રમંડળ

[ ૫૦ ] મુંબઈ, તા. ૭–૬–'૧૧

ગ. રા. વાડીલાલ મોતીલાલ શાહ, અમદાવાદ

પ્રિય આત્મબંધુ,

પત્ર મળ્યો. "વડોદરાનું તદ્દન અશુદ્ધ કામ પસંદ કરનારને મારા પ્રેસમાં કામ મોકલતાં આટલા સવાલ કરવા પડે એ આશ્ચર્ય છે" આવું તોછડું અને જૂઠું છેલ્લું જે વચન આપે કાર્ડની છેવટે લખ્યું છે, તે હૃદયની છેક તુચ્છ દશામાં લખાયલું અનુમાન થાય છે. હું ધારું છું ત્યાં સુધી તમારી પ્રકૃતિ સર્વાંશે તેવી નથી, પણ કોઈ અન્ય કારણથી ઊપજેલી હૃદયની તુચ્છ સ્થિતિ–ક્ષણિક સ્થિતિને આધીન જ તે લખાયલું છે, નહિ તો એટલી તોછડાઈથી કોઈને પણ કશું લખવાનો કે કહેવાનો આપનો શું અધિકાર હોઈ શકે. એનો સો વખત વિચાર કર્યો હોત જ. અસ્તુ

આપની સર્વાંશે તેવી પ્રકૃતિ નથી એવી માહિતીને લીધે તેમ જ મારી જાત પર અયોગ્ય શબ્દ–પ્રહાર સહન કરાવવા

છતાં પણ જનસેવાના કાર્યમાં શુભપણું આવતું હોય તો આવવા દેવું ને તેમાં અટકાવ કરવો એ મારે માટે અધર્મ હોઈ, સહનતાને જ ધર્મરૂપે સ્વીકારી એ વાતને સમૂળગી રજા હૃદયમાંથી આપી દઉં છુ

કોઈની પણ આગળ કેદીના પાંજરામાં ઊભા રહી બચાવમાં ખુલાસો આપવાની સ્થિતિમાં મુકાવા કરતાં બાર ગાઉ દૂર રહેવું મને વધારે ગમે છે; છતાં સેવાધર્મ તે કરજ પણ સ્વીકાર કરાવે છે માટે ખુલાસો લખું છુ, કે.—

અનેક પ્રેસોની અજમાયશ લેતા વડોદરાવાળાની પણ લેવાઈ છે, પણ તેનું કામ ખરાબ પ્રતીત થતા ભવિષ્ય માટે વધુ કામનો વિચાર તેની સાથે માંડી વાળ્યો છે.

હવે બીજી વાત પર આવીએ. મિ. મણિભાઈ દોશીના પત્રમા એમ લખાઈ આવ્યું હતું, કે "સંસાર સુખ"ની પ્રતો આપ પાસે સિલકે હોય તેનું કાંઈ કરવુ જોઇએ. એમ કરવામાં તે પ્રતોમાં જૈનધર્મને જ અનુકૂળ એવા શબ્દો અનેક હોવાનો વાંધો મને મુખ્યરૂપે લાગ્યો તે લખી જણાવ્યો હતો. તેના ઉત્તરમા તેમણે સ્પષ્ટ લખ્યુ હતું, કે હાલ આ ખાતા તરફથી છપાયલી ૨૩૦૦ બૂકો પણ શબ્દે શબ્દ આગલી પ્રતો પ્રમાણે જ છે. (જો કે આમ તેમનું લખવુ ભૂલભરેલુ હતું, તે હવે જ તમારા પત્રથી જણાયુ છે.)

જો ઉપર મુજબ જ થયુ હોત, તો તે છપાયલી બૂકોને મણુકા દાખલ બહાર પડતી બંધ રાખવાનો જ મારે નિર્ણય કરવો પડત, તે વાત તો તમે પણ સમજી શકો તેમ છો; તો કહો જોઈએ, ને વિષે મારે તમને ને મિ. દોશીને પૂછી માહિત થવા જરૂર નહોતી? અને તેવી માહિતી મેળવ્યા વિના નિર્ણય કરવાની સ્થિતિમાં હું હોઈ શકું એમ તમે ધારી શકો છો?

આશા છે, કે આટલા ખુલાસા પછી આપે કડક શબ્દો લખવામાં ભૂલ કરી છે એમ સમજાશે જ. અલ્પજ્ઞતાને લઈને એવા બનાવો મારા તેમ જ તમારા તરફથી બની જાય તે સંભવિત જ છે, પણ ખુલાસાઓ જાણવા વિના હલકી ભાષાનો ઉપયોગ સજ્જનોને શોભનો નથી. આપે કૃષ્ણની સાથે મહાવીર શબ્દો પણ કાયમ રાખ્યા એથી મને અધિક આનંદ થાય છે એ બુક મેં સુધરાવી મોકલી હતી—જાતે સુધારી નહોતી. મારી મતલબ તો કૃષ્ણ પણ એકદેશીય શબ્દ હોવાથી તેવા જ શબ્દો કરવી મૂકવા એવી પણ નહોતી; પણ સુધારનારે તેમ જ કર્યું હતું, તો તે બરાબર મારી જાણમાં આવ્યું નહોતું, પણ તમે અન્ય શબ્દો કાયમ રાખી સર્વ-દેશીયતા જાળવી એ વધારે ખુશી થવા જેવું થયુ છે. અસ્તુ. હવે સર્વ વાતનો નિવેડો આવી ગયો છે.

દાખણુ પ્રેસ વિના કાગળો પલાળીને છાપવા છતાં ચાલી શકે એમ મને તો હજી લાગતુ નથી; છતાં પ્રેસમેનના વિશ્વાસથી તમને તેમ લાગે છે, તો હું તો તમારા વિશ્વાસે રહું છુ. શાહી કાળાશ સારી આવે તેટલે દરજ્જે વપરાવશો.

પલાળીને છાપતાં દબાવવાની જરૂર ન રહે એવી ટ્રાય કરીને જ પછી તેમ કરાવશો. જો તેમ લાગે તો પછી ઠીક છે, નહિ તો વિના પલાળે જ છાપવુ અધિક સલામત કહી શકાય.

ઉપલી સર્વ બાબત તમારી મુનસફી પર જ છોડી સારા કામરૂપ પરિણામને જ હું તો માત્ર ઇચ્છું છુ.

કાગળની ગાંસડી કાલે રવાના થઈ જશે. પ્રત ૨૩૦૦ તે ૨૬ કાગળ એક જાતના જ છે, ને ઉપર જ છાપવાની છે.

પૂછેલી વીગત મળવા ઉપર પ્રિંટિંગ કામ સોંપવાનો આધાર નહોતો જ, પણ મણુકા તરીકે તેને બહાર પાડવું ઉચિત થશે કે નહિ, તે નિર્ણય કરવાનો જ માત્ર આધાર

હતો. આપણા પવિત્ર દોસ્ત મિ. દેશી ભલા માણસ અજાણ્યા પડ્યા એ વાતથી–એટલે આગલા મુજબ છપાયું છે એમ લખવા તેમનાથી ભૂલ થઈ તેથી જ આ ગૂંચવણ પેઠી હતી.

હવે જે પ્રતો આપની પાસે સિલક છે, તેના સંબંધમાં મૂળ પત્રમાં જણાવેલો મુખ્ય મુદ્દો પાછો જેમનો તેમ ઊભો રહ્યો છે એવા સંયોગોમાં એ બૂકો માટે દિલગીર છું, કે કશુ કરી શકાય એમ મને સૂઝતુ નથી. સો મ. કે એવા કોઈ જૈન સદ્દગ્રહસ્થ સાથે એ વિષે કંઈક ગોઠવણ કરવા યત્ન કરવો એ જ માત્ર સલાહકારક મને લાગે છે આશા છે, કે આ બાબતમાં મને તમે દોષિત સમજશો નહિ એ જ.

અખંડ

[ ૫૧ ] મુંબઈ, તા. ૮–૬–'૧૧

રા. રા. પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય, હળવદ

સુજ્ઞ મહાશય,

આપનો ૫–૬–'૧૧નો પત્ર વાંચી અતિ આનંદ થયો. પ્રત્યુત્તરમાં જણાવવાનું, કેઃ—

આ ખાતા તરફથી પ્રસિદ્ધ થતી 'વિવિધ ગ્રંથમાળા' આપના જેવામાં આવી હોય એમ પત્ર પરથી જણાતું નથી; જેથી આ સાથે તેના નીકળી ચૂકેલા સાત મણકા બૂ. પો.થી રવાના કરાવ્યા છે. હવે પછી પણ મોકલાતા રહેશે. આપ તે ભેટ દાખલ સ્વીકારશો.

એમાંના પ્રથમ મણકાની શરૂઆતની યોજના વાંચતા આપને જણાશે, કે અનેક પ્રકૃતિ અને અધિકારવાળા લોકો માટે તેના તેના અધિકારને બેસતું વાચન પૂરું પડાય તો ઠીક, એ આ ખાતાનો હેતુ છે. અલબત, આપ જેવા સાહિત્ય અને

વિજ્ઞાનપ્રિય સજ્જનને તે જ પ્રકારનું વાચન અધિક રુચિકર હોય તે સ્વાભાવિક જ છે; છતાં વિવિધ દર્દોના વિવિધ ઔષધોની પેઠે અન્ય પ્રકારના વાચનની અનાવશ્યકતા આ વૃત્તિ સ્વીકારી શકતી નથી.

આપ જે વાત અધિક પસંદ કરો છો, તે ખાતે પણ બનતું કરવા-કરાવવાનું પણ એક મુખ્ય બાબત તરીકે અમારી દૃષ્ટિમાં જ છે; અને તે ખાતે નજીકના સમયમાં વિશેષતા આપને દૃષ્ટિગોચર થશે જ. આશા છે, કે આ વાતથી આપ પ્રસન્ન થશો.

જગતમાં અનેક પ્રકારના ઉદ્દેશો ફલાવવાની જરૂર છે; અને જ્યાં સુધી આસુરી સંપત્તિની હયાતી છે, ત્યાં સુધી તેમાની કોઈ પણ વાત પડી મુકાવી એ ઠીક ગણાતું નથી. કન્યાવિક્રયનું પણ તેમ જ છે.

વળી, દરેક નોખનોખા પ્રકારની નોખનોખી 'ગ્રંથમાળા' ઇ૦ પણ ઈશ્વરેચ્છા હશે તો નીકળશે જ. દરમિયાન 'વિવિધ ગ્રંથમાળા' જેને નામ પ્રમાણે વિવિધતાવાળી ચાલુ રાખવાને બદલે સાહિત્ય કે વિજ્ઞાનના વિષયવાળી બનાવવાની તે બાબતની યોજના, આશય ઇત્યાદિ જોતાં તે શક્ય અને અતિ જરૂરનું લાગે છે.

ઉપલા કારણસર 'અનાચારના અખાડા'નો વિચાર જવા દેવાનું હજી યોગ્ય જણાતું નથી. આ બાબત કાંઈ વધુ લખવા જેવું હોય તો ખુશીથી જણાવશો. એ પુસ્તકની અત્યાર સુધી-માં કેટલી આવૃત્તિ મળી કેટલી પ્રત બહાર પડી ચૂકી છે, એ જાણવા વૃત્તિ છે.

'વેદાંતમાળા' ને 'જી. ચરિત્રમાળા' દિવાળી પછી ચાલુ થવા ઘણા ભાગે સંભવ છે.

'જ્ઞાનેશ્વરી' 'વેદાંતમાળા'માં નીકળશે જ. સભાગ્ય 'રામ-

ગીતા' પણ તેમાં જ નીકળશે. ઉપરાંત, છૂટતા બીજા બે ત્રણ મણુકા માટે પણ યોગ્ય ગ્રંથો નીકળી, પહેલું વર્ષ પૂરું થયા પછી ઘણે ભાગે 'યોગવાસિષ્ઠ'ની શરૂઆત થશે, જે ૩૦૦ ફરમાની હોવાથી ત્રણ વર્ષે પૂરું થશે.

'વેદકાળ વિચાર'વાળો વિષય 'વિવિધ ગ્રંથમાળા'ના એકાદ મણુકા દાખલ બેશક ઉપયોગી થઈ પડશે. આ વિષે આપે સૂચના લખી અને નિષ્કામ ભાવે પુન: લખી મોકલવા તૈયારી બતાવી, તે બદલ ખાતા તરફથી આપનો ખાસ આભાર માનું છું.

આપ એ કાર્ય બનતી સગવડે તૈયાર કરશો અને તૈયાર થયે મોકલી આપશો. બનતા સુધી તે ૧૯૬૮ના શરૂઆતના એકાદ મણુકા દાખલ બહાર પાડી શકાશે.

'બુદ્ધદેવનું ચરિત્ર' એ પણ 'ચરિત્રમાળા' માટે એક અગત્યનો શૃંગાર થઈ પડશે.

અમદાવાદના એક માસિક તરફથી થોડા વખતમાં તે ચરિત્ર બહાર પડનાર છે. હું ધારું છું, કે તે નીકળ્યા પછી આપ લખવાનું રાખશો, તો તેમાંની ખૂબીઓનો લેવા યોગ્ય લાભ લઈ શકાશે. દરમિયાન 'વેદકાળ વિચાર' પૂરું થઈ જશે. 'ચિદ્ઘનાનંદી' માટે હાલ વિચાર બંધ છે. સારું ભાષાંતર કરી આપનાર મળવા પર આધાર છે. જ્યોતિષના પુસ્તક વિષે અત્રના એક મિત્ર દ્વારા તપાસ કરાવીશ. મરાઠીનું ગુજરાતી ભાષાંતર કરવાનો આપના અભ્યાસનો લાભ આ ખાતાને આપ આપી શકશો તેટલો મેળવતાં ઘણો આનંદ થશે. એ પ્રકારના કાર્યનું ક્ષેત્ર વિશાળ છે.

ખર્ચની કરકસર, પ્રેસની સુગમતા ઇત્યાદિ કારણે અમદાવાદ ખાતે શાખા ઉઘાડી ખાતાનું ઘણુંખરું કામ અને જાતે રહેવાનું ઘણે ભાગે ત્યાં જ રાખવા વિચાર છે. શ્રાવણમાં તે શરૂઆત થશે.

ધીમે ધીમે ખાતા માટે અન્ય ભાષામાંથી ભાષાંતર કરી શકે એવા સાહિત્યપ્રિય સજ્જનોની સ્થાઈ ગોઠવણ કરવા જરૂર છે. તેવા યોગ્ય મનુષ્યો હવે સુલભ છે; પરંતુ ધર્મકાર્યને ખાતર સંતોષથી સાદી આજીવિકાથી જીવન ચલાવી લેનારા દુર્લભ છે.

અમદાવાદ તરફ આપનું આવવું થવા સંભવ હોય, તો મળાય તેમ કરશો તો આનંદ થશે.

કોઈ કોઈ વખત હું પણ વિશ્રામ માટે નીકળી પડું છું. એ તરફ નીકળી આવીશ તો મળવા લાભ લઈશ. હાલ એ જ.

સર્વનો અખંડના
સપ્રેમ નારાયણસ્મરણ

[ ૫૨ ] મુંબઈ, તા. ૯-૬-'૧૧

રા. રા. વાડીલાલ મોતીલાલ શાહ, અમદાવાદ

પ્રિય આત્મબંધુ,

કાર્ડ મળ્યો. 'સંસાર સુખ' બીજે છપાવી લેવા આપે સૂચવ્યું તેથી વાકેફ થયો છું.

પરોપકારરૂપ સન્માર્ગના વટેમાર્ગુઓથી અન્ય સંબંધ હું પણ આપની સાથે માનતો નથી; કેમ કે તે સંબંધ ઉચ્ચ પ્રકારનો છે. એવા સંબંધવાળાઓ એક-બીજાને આવશ્યક અને સ્વકર્તવ્યમાં ક્ષતિ ન પહોંચે તેવા પ્રકારની સહજ સ્વભાવે બનતી મદદ નિષ્કામ ભાવે આપે એ તેનું મુખ્ય ફળ છે.

છાપવા-છપાવવાનો સંબંધ આપણો વ્યાવહારિક છે, છતાં દરેક રીતે અગાઉથી નક્કી કરીને તે કાર્ય આપણે કરતા

હોવાથી તેમા અયોગ્ય જેવુ નથી

એકબીજાના તીખા સ્વભાવને લીધે તેવો પત્રવ્યવહાર આપણા વચ્ચે થયો છે કદાચ દરેક લખનારને પોતાનુ લખવુ નિર્દોષ લાગવા છતા અન્ય દરેકને તેથી માઠુ લાગવા જેવુ પણ થયુ હશે, છતા ઘડી પછી કઈ નહિ એવા પણ તીખા માણસોના સ્વભાવ હોય છે લખવા-બોલવામા આવી ગયેલી વાતોમાંનુ હૃદયમા સિલક એવા માણસોને રહેતુ નથી એ નિયમને હુ પોતે તો અત્યારે અનુભવુ છુ, અને માનુ છુ, કે તમે પણ અનુભવતા હશો જ, અને જો તેમ જ છે અથવા હોય, તો પછી મૂળ લખાપટી નિમિત્તે જ ઉપલુ વ્યાવહારિક કાર્ય આપણે ન કરીએ, તો પછી આપણી નિરંતરની લાયકી અને શાતિ તથા સહનશીલતામા ખામી આવે

બધુ, આપે ના લખ્યા છતા દૈવી ભાવને આધીન થઈ તે કાર્ય કરવા હુ પુન આપને કહુ, એ આપને અધિક માનપ્રદ છે તુચ્છ નિમિત્તોને આધીન થવાનુ આપણા જેવાઓને માટે અયોગ્ય છે આપણે હવે એકબીજાની પ્રકૃતિથી વાકેક થયેલા હોવાથી વ્યવહાર અધિક ચોખ્ખો અને શાત પરિણામી સભવિત છે તીખા માણસો અધિક પ્રામાણિક અને કાર્યવાહી હોય છે.

ઉપલા કારણે પુન લખવાનુ, કે 'સમાગ સુખ'ની બૂક આપના પ્રેસમા છપાય એ મને વધુ પ્રિય છે આ પત્રની હકીકત વાચ્યા પછી આપને પણ તે તેમ જ લાગશે આપણે અન્ય અનેક યોગ્ય-અયોગ્ય માણસો સાથે કાર્ય કરવુ અને નિભાવવુ પડે છે, તો પછી એકબીજા સમજુ સાથે જ શુ ન નિભાવી શકીએ? મારુ મન કહે છે કે શા માટે નહિ? ઊલટા વધારે ગાઢ ગાઢ બનીને જો આપનુ મન પણ હવે તેમ કહેતુ હોય, તો બસ છે

મોકલેલી ગાંસડીની રસીદ ઘણે ભાગે આજ કે કાલ અહીં હાથમાં આવેથી મોકલાવી આપીશ; છતાં જો આપ કામ માટે ના જ પાડશો, તો દિલગીરી સાથે અન્ય જગ્યાએ આપીશ.

મને શાંતિ છે, કે બનતી ફરજ આ પત્રથી મેં બજાવી છે. આગ્રહ કે હઠ આપણામાં સંભવે નહિ.

વળતી ટપાલે યોગ્ય ઉત્તર લખી આભારી કરશો.

આપનો

અખંડાનંદના સપ્રેમ ઘટિત

તા. ક. સંભવ નથી છતાં કદાચ આપનો વિચાર ન છાપવાનો થાય, તો બીજે છપાવવાની સંમતિ લખવા તસ્દી લેશો જ એમ આશા છે.

અખંડ

[ ૫૩ ] મુંબઈ, તા. ૧૧–૬–'૧૧

રા. રા. ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર, કરાંચી

પ્રિય બંધુશ્રી,

આપનો પત્ર મળ્યો છે.

કંઈક વધુ કામ આપને માટે મોકલવા બે-ચાર રોજમાં શક્તિવાન થઈશ ખરો. દરમિયાન આ સાથે 'હમીર' નામનું નૉવેલ હિંદીમાં છે તે મોકલ્યું છે. તે પુસ્તક રોયલ બે ફરમા આશરેનું થશે. તેનું ભાષાંતર કરશો.

માત્ર શબ્દાંતર કરવાથી જે દોષો આવે તે ન આવે અને જાણે નવીન જ રચના કરીને લખ્યું હોય તેવું લખાય તેમ

કરશો. આપણે જૂઠું બોલી નવીન રચનામા ખપાવવા ઇચ્છીશું નહિ જ, પણ કામ તો આપણે તેવા જ પ્રકારનું ઉત્તમ કરવુ.

'મેવાડની જાહોજલાલી' છે, પણ તે મોઘી છે. મેવાડનો ઇતિહાસ એ દુનિયાભર માટે એક મહાન વસ્તુ છે 'ગ્રંથમાળા' દ્વારા તે સસ્તો કાઢવો છે. 'ટાડ રાજસ્થાન'નું હિંદીમા થયેલુ ભાષાંતર છે, તેમાના અમુક અમુક ભાગો પસંદ કરીને બેએક મણકા જેટલુ મેટર મેવાડના ઇતિહાસનું કરી શકાય તે કાર્ય પ તમનેસોપવા માગું છુ. વધુ વિચારો અવકાશે ગોઠવી મોકલીશ.

કામની ઉઘરાણી કરવામા જરા પણ સંકોચ રાખતા નહિ. અનેક રોકાણોમા તેમ થશે, તો જ મને તે ખાતે જોઈતુ ધ્યાન રહેશે

'હમીર'ની ભૂમિકાનું શબ્દશ: ભાષાંતર કરશો. આપણે તેને પણ તે લેખક શુ લખે છે, એ હેડિંગ નીચે લઈશુ. શરૂઆતમા બે અક્ષર નિવેદનરૂપે લખવા હશે તે અત્રેતરફથી લખી લેવાશે.

ભા ક. તરીકે તમારું નામ છપાશે જ નિયમ પ્રમાણે આનો પણ યત્કિંચિત્ બદલો અપાશે

પહોચેથી તરત ઉત્તર લખશો. શાંત, સતોષી ને ઉદ્યમી રહેશો. જગતમા સ્થૂળ પદાર્થો માટે મુશ્કેલી છે, પણ તે હોય કે મળે, તોપણ અલ્પ કાળ માટે જ છે માટે અધિક કાળ પર્યંત અધિક સુખદાયક, પ્રામાણિક, સતોષી અને બને તેટલું પરમાર્થમય જીવન ગાળવુ એ જ વધુ સુગમ ને સુખદાયક છે એ જ

અખંડ

[ ૫૪ ] મુંબઈ, તા. ૧૫-૬-'૧૧

રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ

પ્રિય આત્મબંધુ,

પત્ર કાલે ને આજે મળ્યા. સ્વા. વાલકેશ્વરથી આજે આવી જતાં ઉત્તરમાં લખવાનું, કે પ્રૂફરીડિંગ અંગે આઠ આના પણ શામાટે લેવા તથા તે અંગે અન્ય તમે લખેલી હકીકતનો ખુલાસો આ પ્રમાણે છેઃ-

પુરોહિતને રૂ. ૧) આપવા બાબતનો ખુલાસો તો અહીંથી આપોઆપ જ આગલા પત્રોમાં લખાઈ ચૂકયો છે, કે કંઈએક શ્લોકો અને અર્થોમાં અશુદ્ધિઓ રહી ગયેલી હતી; એટલે પ્રૂફ જોયા ઉપરાંત તે સર્વ તપાસી સુધારવાનું પણ કામ લેવાનું હતુ; માટે જ રૂ. ૧) તેમને અપાયો હતો.

મિ. વાડીલાલ શાહને હાલ 'સંસાર સુખ'ની બીજી આવૃત્તિ છાપવા સોંપી તેમાં પણ રૂ. ૧) કબૂલ કરવો પડ્યો છે, તે અનેક અન્ય કારણોસર છે. (૧) બૂકના માલિક ને લેખક જ પોતે. (૨) છપાઈ કંઈક ઓછી પડે છે એવા નિમિત્તથી પ્રૂફ નિમિત્ત ૧) રૂ. વધારી આપવા તેમણે કરેલી માગણી. (૩) પ્રથમ આવૃત્તિનાં પ્રૂફ તેમણે મફત જોયેલાં. (૪) નિષ્કામતાએ કોપીરાઇટની બે વખત આપેલી રજા. રૂ. ૧)ની સ્વતઃ કરેલી તેમની માગણી વિવેકને ખાતર પણ ઉપલાં કારણોએ સ્વીકારવી જ પડે એમ હતું.

મિ. પુરોહિત બાબત વધુ કારણો ને વીગતો આ પ્રમાણે છેઃ-

તેમની સાથે પ્રથમની પિછાન જ નહોતી ને પ્રૂફ જોનારની જરૂર હતી. મિ. વા. મો. શાહ એમણે આઠેક આનામાં પ્રૂફ-

રીડિંગની તેમની સાથે ગોઠવણ કરી આપવા આગલી વખતે મને કહેલું; પણ પછી તેમની સાથે ઓળખાણ કરાવી આપી હતી ને તેથી કરીને ખાતાની અકેક બૂક તેમને ભેટ અપાઈ હતી. પછી તો જે એકાદ બે બુકોનું ત્યારે પ્રૂફ જોવાનું કામ લેવાતું હતું, તે મિ. પુરોહિત દ્વારા મફત જ લેવાયું હતું; જેથી વા. મો. શાહે કરાવી આપવા માગેલી તેમની સાથેની આઠ આનાની ગોઠવણને પ્રસંગ મળ્યો નહિ, ને 'આર્ય ધર્મ-નીતિ'ની બૂકનું કામ મુંબઈ હું આવ્યા પછી નીકળ્યું. ઉપર મુજબ તે કામમાં બે પ્રકારની મહેનત હોવાથી મારી મેળે જ સ્વતઃ રૂા. ૧)ની વાત તેમને લખી જણાવી હતી.

અલબત, મુંબઈમાં સારા પ્રૂફરીડરો રૂા. ૧) લે છે. અમદાવાદમાં પણ તેમ હશે જ, પણ તે છૂટાછવાયા કામ માટે જ હશે. આ ખાતું આઠ આનાથી કામ અમદાવાદમાં મારા લેખકો દ્વારા લઈ શકે એ નિઃસંશય છે. પ્રૂફ જોવાની તમારી યોગ્યતાની ન્યૂનતા જરા પણ મારા મનમાં હોઈ શકે નહિ; પણ કારણો ઉપર મુજબ છે. આ ખાતું દરેક ઠેકાણે દરેક બાબતમાં બીજાઓથી ઓછા ખર્ચે કામ લેતું આવ્યું છે, એ જ એના કામની કળ છે. અમદાવાદમાં પ્રૂફરીડિંગનું કાર્ય સારા માણસો દ્વારા તે લઈ શકે કે કેમ, તે ખાતે અમારે શું લખવું? મુબઈ ખાતે પણ એક સારા શાસ્ત્રી દ્વારા 'એકાદશ સ્કંધ'ના ફરમે આઠ આના જ આપ્યા હતા.

અમારા માનવા મુજબ આઠ આનાથી અમદાવાદમાં કામ લઇ શકાય એવી ખાતરી છે અને તેથી જ અન્ય કરતાં આપને ઓછું આપીએ છીએ એમ અમને લાગ્યું નથી ને લાગતું નથી. પછી આપની જેવી માન્યતા.

ફરમે ૧૦) રૂા. થી ન મળે તેવા લેખકો રૂા. ૨) થી ખાતાનું કાર્ય નવા લેખોનું તૈયાર કરવામાં રોકાયલા છે. દુનિયામાં

લેવાતાં કામો કરતાં દરેક બાબતમાં આ ખાતું બેશક ઓછા ખર્ચે જ કામ લે છે. આપ પ્રત્યે કંઈ પણ ફરજ બજાવવાની હોય તો એ જ, કે બીજી રીતે અમે જે ખર્ચે કામ લઈ શકીએ તે કરતાં આપ ભરોસે રહો માટે ફરીને ઓછા દરથી કામ ન લેવું.

વળી ખાતાની બ્રાંચ અમદાવાદ ખાતે કાઢવાની છે. તે નીકળી એટલે તો પ્રૂફનું કામ ઓફિસમાં જ થશે. લાંબા વખતથી આ ખાતા સાથે તમારે જોડાણ બાબત પત્રવ્યવહાર થતો આવ્યો છે. તમારું હૃદય કંઈક સમજાયું છે. ખાતા માટે બે-ત્રણ લાયક માણસોની જરૂર બ્રાંચ ખાતે ખાસ આવશ્યક છે. તે માટે છ આઠ જણ સાથે એક યા બીજી રીતે વ્યવહાર ચાલુ છે. તમે પણ તેમાંના એક છો. હૃદય જાણ્યા છતાં કાર્યથી પરિચિત સારી રીતે થયા વિના જોડાણનો વધુ વિચાર આ ખાતા પરત્વે અનુચિત માનેલો છે. પ્રૂફની ને બીજી બાબતો માટે અન્ય કોઈ પ્રકાર અવલંબન ન કરતાં તમને જ તે ખાતે શા માટે જોડવામાં આવ્યા છે, તે આટલા વિવેચનથી સમજી શકશો જ.

અલબત, 'સસ્તા સાહિત્ય ખાતા' સંબંધી કામ કરનારને આત્મભોગ તો રહેલો છે જ. આ ખાતું પોતે જ સસ્તાં પુસ્તકો ફેલાવતું હોવાથી અનેક બૂકસેલરો બળે છે, કે વેપાર બગાડે છે, રીત બગાડે છે, અમારા જેટલું મોંઘું વેચે તો સારું. તમને પોતાને પણ 'ડાયમંડ'વાળાએ કહ્યું હશે જ; તેમાં એ જ હેતુ સમજી લેવો.

તમે આઠ આના પણ ક્યારે માગ્યા છે? એ તો પરાણે આપેલા અમે તો માનીએ છીએ—નહિ તો તમે ક્યાં માગો તેમ હતું? બસ: આ સત્ય ધ્યાનમાં રાખીને કહો, કે હું તો ખાતાનો નિષ્કામ વોલંટિયર છું ને કશું જ લેવા ઇચ્છતો નથી..

છતાં પરાણે આઠ આના આપે તે ન લઉં તો ખાતું અપમાન માને.

આ સત્ય છે ને કહેવું. આ કાંઈ વેચાતું કામ કે ખનગી વેપારી સંબંધ નથી. ખનગી વેપારી માણસો તો તિરસ્કાર બતાવીને જ ન અટકતાં અનેક પ્રત્યવાયો ખાતાના આડા મુખઈમાં ઊભા કરે છે તે સહીએ છીએ. હવે અમદાવાદ ખાતે પણ તેમ થવાની શરૂઆત સમજાય છે. ફિકર નહિ, સહેવાનું તમારે ને અમારે છે જ. સહેવુ એ તો શરત જ ખાતા સાથે સંબંધ પાડનારને સમજવાની છે. તમે તે પૂર્ણ સમજો છો, છતા પૂરતા ખુલાસાની ગેરહાજરીમાં વિચાર તમને 'પુરોહિત ને ડાયમંડ'વાળા પરથી ઊપજે એ સ્વાભાવિક જ છે. હવે આ ખુલાસાથી ધારું છું, કે તમે સંતોષી, શાંત થશો.

પુરોહિત કરતાં તમારી યોગ્યતા વધુ સમજું છું. તમારામાં એક તત્ત્વ છે તે તમારા ખ્યાલમાં પૂરું હજી નથી. હું તે સમજું છું. કાર્યપ્રદેશમાં તેથી જ અમદાવાદમાં તમે પ્રથમ હાથ ધરાયા છો.

પણ હજી બીજું પણ એક ધોરણ આ ખાતાનું ભવિષ્ય માટે રહેલું છે. હાલ પણ જાગી છે. તે તમારી જાણ બહાર રહેવું ન જોઈએ.

'ખાતા સાથે કામ પાડનાર દરેકે ધ્યાનમાં રાખવાનું એ જ છે, કે જેની સાથે જે રીતે, જે બદલાથી કાર્ય તેના મંત્રી તરફથી લેવાય, તે અનેક સંયોગાધીન અનેક પ્રકારે હોઈ શકે; માટે શંકા કરતાં શ્રદ્ધા વધુ ઉચિત થઈ પડે તેમ છે. ખાતા સાથે જોડવા પડનારા માણસો ને જોડાયલા મણિસોના રેટ રૂ. રા માસિકથી લઈને પણ સુધી રહેશે. પ્રભુને ખબર કોણ કયું સ્થાન મેળવશે.

તા. ૧૪-૬-'૧૧ના પત્રનો ઉત્તર કેઃ—

મહારાજશ્રી આજે અહીંથી નીકળી ચૂક્યા છે. કાલે તેમનાં દર્શનનો સહજ લાભ મળ્યો હતો.

'સત્ય વિજય'વાળાની હકીકત જાણી. ભવિષ્યની વાત તો ઠીક છે. હું જાતે આવીશ જ. રવિ કે સોમે નીકળીશ. હાલ તેણે ૬) માં ૩૩૦૦ કબૂલ કરી એટલે બસ છે.

'ડાયમંડ'વાળાએ હા પાડી એટલે પત્યું. ભાવ લખી આપવા ના પાડી તો ફિકર નહિ.

રૂા. ૯) માં ૫૬૦૦ નકલની હા પાડી તે સારી વાત છે.

દીબાચામાં ફૂટનોટની ના પાડી, એ તેમની અણુસમજણ કહેવાય; પણ હજી તે છપાયુ તો નહિ જ હોય; માટે તેને સમજાવશો, કે ભલા માણસ, પ્રત ૨૩૦૦ જે બીજે છપાયલી છે, તેની પર તમારા પ્રેસમાં છપાયલાં ટાઇટલ આવે ને તેમાં 'તમારા પ્રેસમાં છાપ્યું'' એમ લખેલુ હોય તે ચાલી શકે ખરું? માટે મે. કરીને બીજું નહિ તો આટલું તો જરૂર કરો જ, કરો.

૩૩૦૦ માં તે કહે છે તેમ છાપે.

૨૩૦૦ પ્રતમાં એ મતલબનું છાપે, કેઃ—

"આ પુસ્તકનો આ પહેલો ફરમો 'ડાયમંડ પ્રેસ'માં છાપ્યો"—મને લાગે છે, કે આ વાત તેઓ સમજી શકશે. આ સાથે કાગળ પણ તેમના પર છે તે આપશો ને સમજણ પાડશો, કે આમ કરવું પડે જ.

વધુ લેખના હવે પછીના ફરમાની—ત્રણ ફરમા જે બાકી છે તેની—૨૩૦૦ને બદલે ૩૩૦૦ પ્રત કાઢે તેમ કરશો. બાકીના આગલા ફરમાની ૧૦૦૦ ફરી છપાવી લેવાશે. 'ડાયમંડ પ્રેસ'માં આ ઉપલી બેઉ વાતો માટે સત્વર ખબર આપી દેશો. ચાર

કે પાંચ ફરમા છપાઈ ગયા હોય, તો પછી હરિઇચ્છા!

ભાઈ! આવા બનાવોથી સમજતા જશો, કે કેવી દુનિયા સાથે આપણ નિષ્કપટ માણસોએ કામ લેવાનું છે! તરછોડી કાઢીને પણ શું કરીએ? જલદી કામ લેવાની તમારી ચિંતા હોવી જ જોઈએ. તમારા હૃદયને સમજું છું, વધુ સમજતો જાઉં છું.

'સત્ય પ્રકાશ' પર ગાંસડી બે એ. ભ. મારફત કાલે રિસીટ રવાના થઈ છે. ૬ અમદાવાદ આવું છું ને કામ ત્યાં સોંપશું જ.

ગાંસડી ૨ મણકાના પૂઠાં છપાવાના કાગળની કાલે રવાના તમારા ઉપર થશે. તે સાથે તે વીગત છપાવાની આવશે.

'નવાયુગની વાતો'ના ૧ લા ફરમાની ૨૨૦૦ ૨૬ ૧૧૦ ઊંચી પ્રત છપાય કે તરત રવાના થઈ જાય તેમ કરશો. એ ખૂફના બાઇંડિંગ અંગે જ—ખાતર આ કર્યું છે. રેલપારસલથી તે મોકલશો.

'આર્યધર્મનીતિ'ની પણ ૩૦૦ પ્રતની તેટલી જ તાકીદે જરૂર છે. રેલવેપારસલથી તે સત્વર મોકલી આપશો.

બાઇંડિંગ વિષે નીચેનું ધોરણ સાધારણ સમજી રાખશો,
સિંગલ મણકાનું—

૧ સિલાઈ સ્ટીચ

૨ આસપાસ અસ્તર નહિ.

ડબલ મણકામાં—

૧ સિલાઈ જૂજ

૨ આસપાસ અસ્તર ગ્લેઝ ૫૦ રતલી કાગળનું. બાઈન્ડરે જ તે કાગળો વાપરવા. ભાવમાં તે ઠરાવી લેવું. એ અસ્તરના કાગળો ઉપર લખી જાતના અમદાવાદમાં રા ૯) છેવટમાં છેવટ રીમના પડે છે; ને એક દસ્તો કાગળનો હોય

તેમાંથી બસો બુકનાં અસ્તર થાય છે.

અ. બા. માટે હજી કાલ પરમે લખીશ.

પુસ્તકો છપાઈ જાય તેમ બાઇંડિંગ કરાવી નખાવવાનાં છે. દરેકની ૩૦૦ આશરે નકલો વગર બંધાવે ફોલ્ડ કરીને મળવાવી લઈને જ રહેવા દેવી. બાકી સર્વ બંધાવી લેવી. હાલ એ જ.

અખંડ

[ ૫૫ ] મુંબઈ, તા. ૧૫-૬-'૧૧

રા. રા. મોતીભાઈ ન. અમીન, બી. એ., વડોદરા

પરમ પ્રિય આત્મબંધુ,

પત્રો સર્વ મળ્યા છે.

**સ્વર્ગનાં પુસ્તકો** પેટલાદ કાલે રવાના થશે. નારણ મૂલજી વિના બીજાએ કશું પહોંચાડ્યું નથી. છગુભાઈ કે જે તૈયાર નથી દેવચંદભાઈ વિશે તેમને છૂટા કરવા અને આ ખાતા સાથે જોડવાનો વિચાર વાંચી આનંદ થયો છે.

તરતમાંથી જ રૂ. ૩૦) તેમને આપવા જોઈશે એમ આપનો મત છે, તો તે અમારો જ મત છે એમ સમજશો; પણ અમદાવાદને બદલે તેમને માટે વડોદરા ખાતે રહેવાની સગવડ હાલના સંયોગોમાં મુશ્કેલી ભરેલી છે. ઈશ્વર-ઇચ્છાએ 'ગદ્ય-પદ્ય સંગ્રહ'નો ભાર પણ ખાતાએ-વહન કરવાનું સ્વીકારવુ પડ્યું હોત, તો તો વડોદરા ખાતે ખાતાની બ્રાંચ અમદાવાદ ઉપરાંત પણ રાખવી જ પડત અને તેથી દેવચંદભાઈને ત્યાં ખાતે રોકવાનું ગોઠવી શકાત; પણ હાલના સંયોગો તો આમ છે, કે વડોદરામાં પ્રેસની સગવડ નથી. અમદાવાદ જ કામ છપાઈનું રહેવાનું છે, એટલે પ્રૂફ તથા

અન્ય ઘણી ખરી વ્યવસ્થા અમદાવાદ ખાતે જ રહીને કરવી સુગમતાભરેલી થઈ પડે તેમ છે; માટે એ ખાતે આપની શું સલાહ છે તે જણાવશો. દેવચંદભાઈ માટે આતુરતા પૂર્ણ છે.

અમદાવાદ ખાતેથી તેમને કાંઈ નડતર નડી હોય, તો તે માત્ર હવાપાણીને જ આભારી છે કે અન્ય સબબ તો હવાપાણીને શિર નથી જઈ પડ્યો? તે બાબત ફરી વિચારવા તેમને સૂચવશો.

અમદાવાદ ખાતે બેએક રોજ માટે જવું છે. દરમિયાન આપને પણ વડોદરે સહજ મળતું જવા મન થાય એ સ્વાભાવિક જ છે. બાવાજી પણ સાથે જ હશે. આપ નિરાંતે રવિએ મળી શકો તો તેમ, નહિ તો સોમ કે મંગળ જે ઠીક પડે તે જણાવશો.

'યોગિની' વિષે આપનો પણ અનુકૂળ અભિપ્રાય જાણી તે છપાવવા છેવટનો નિર્ણય કરી લીધો છે. રજા તો મેળવી ચૂકયા હતા જ. એની છ હજાર પ્રત છપાશે. હાલ એ જ.

આપનો,
અખંડના સપ્રેમ ઘટિત

[ ૫૬ ] મુંબઈ, તા. ૧૭–૬–'૧૧

રા. રા. મોતીભાઈ ન. અમીન, બી. એ., પેટલાદ

પરમ પ્રિય બંધુશ્રી,

મારો કાલનો પત્ર વડોદરે મળ્યો હશે જ; પરંતુ અમદાવાદ જે માણસને મુખ્ય મળવાનું કામ હતું તે ગુરુવાર સુધી અમદાવાદમાં મળશે નહિ એમ ઉત્તર મળ્યાથી મેં નીકળવાનું ઢીલમાં રાખ્યું છે; અને બુધ કે ગુરુવારે હવે તો

વડોદરે જ ઊતરવાનું રાખીશ. આપ એ અઠવાડિયું વડોદરામાં જ હશો એમ જાણેલું છે જ.

પેટલાદ બોર્ડિંગમાંના માસ્તર રા. રા. ... ... ... એઓ 'વૈરાગ્ય કાવ્ય' સસ્તું છપાવી બહાર પાડવા ખાતે બસોની રકમ રોકવા વિચાર ધરાવે છે. એ વિષે મેં તેમને એમ સૂચવ્યું હતું, કે એ પુસ્તકની બે હજાર નકલો ખાતે એ રકમ રોકવા કરતા ભર્તૃહરિનાં ચારે શતકો શ્લોક સહિત સસ્તામાં બહાર પાડવા ખાતે એ રકમ રોકાય તો વધુ સારું. જો કે તે ખાતે એ કરતા બેવડી રકમ કે તેથી પણ વધુ જોઈએ; કેમ કે તે પૃક પંદર કે વીસ ફરમા થાય તેમ છે; પણ બીજી ઊછીની સગવડ મેળવીને અમે બસોથી જ નિભાવી લઈશું. આથી પેલા પુસ્તક કરતા બેથી અઢીગણું મોટું અને ખાસ ઉપયોગી પુસ્તક, કાંઈ નહિ તો હાલની બાર આનાની કરતાં અર્ધી કિંમતે કે તેથી પણ ઓછી કિંમતે કાઢી શકાશે.

અને જો તેમને ઉપલી બાબત અનુકૂળ હશે તો 'વૈરાગ્ય–કાવ્ય'નું પુસ્તક અમે મણકા તરીકે કાઢીશું, જેની ૫ હજાર નકલો છપાશે.

ઉપલી ગોઠવણ તેમને પસંદ પડી નથી એમ ઉત્તરથી સમજાય છે; પણ મને લાગે છે, કે તે હકીકત બરાબર તેમના સમજવામાં આવી નથી અથવા ઊલટી રીતે સમજાઈ ગઈ હશે; કેમ કે ઉપલી ગોઠવણ પ્રમાણે જોતાં (૧) તેમને ધાર્યાથી વધુ રકમ રોકવી પડતી નથી, (૨) તેમણે ધારેલા પુસ્તકની તેઓ ખાતે જે તે રીતે ૨૦૦૦ બૂકો છપાય તે કરતાં આ ધોરણથી ઊલટી અઢી ગણી એટલે ૫૦૦૦ નકલો છપાશે. (૩) ઉપરાંત ભર્તૃહરિનું મોટું પુસ્તક છપાઈ સસ્તે નીકળશે.

આમ દરેક રીતે અધિક હિતાવહ ઉપલી ગોઠવણ છે.

હા, દ્રવ્ય રોકી પ્રકટ કરાવનારનું નામ 'વૈરાગ્ય કાવ્ય'ના ટાઈટલ પર છપાવાને બદલે તે શતક–ચતુષ્ટયના ટાઈટલ પર છપાશે એ જ માત્ર ફેરફાર છે; પણ તે શું મહત્ત્વનો છે? ઉપલી ગોઠવણથી તો ઊલટો દરેક રીતે તેમનો શુભ હેતુ બહુ વધારે સારી રીતે પાર પડી શકે છે; એટલે આ વાત તેમને સર્વ રીતે ઊલટી વધુ સારી લાગવી યોગ્ય છે; માટે એ ખાતે આપનો તથા તેમનો જે નિર્ણય થતો હોય, તે જણાવવા તસ્દી લેશો. હાલ એ જ.

આપનો
અખંડ

[૫૭] મુંબઈ, તા. ૪–૭–'૧૧

રા. ગ. પંડિત કૃષ્ણલાલભાઈ, બ્યારા

પ્રિય આત્મબંધુ,

આપનો ગઈ કાલનો પત્ર આજે મળ્યો. હું આજે જ અહીં આવ્યો છું. તમે વડોદરેજ રહેતા હશો એમ આશરે મેં ધાર્યું હતુ. બિંદુભાઈ પાસેથી નક્કી શિરનામું લેવાનું ભૂલી જવાયું હતું. વધુ વાતચીત રૂબરૂ થઈ રહેશે એમ ધારીને ટૂંકમાં જ પત્ર લખ્યો હતો.

સસ્તા સાહિત્ય ખાતાનું કામ, પગાર, ભાડું, છપાઈ ઇત્યાદિના સસ્તાપણાને ખાતર અમદાવાદ બ્રાંચ રાખી ઘણું ખરું કામ ત્યાં જ કરવા નક્કી કર્યું છે. હાલ એક 'ગ્રંથમાળા' ચાલે છે. બીજી બે આવતી દિવાળીથી શરૂ થનાર છે.

ખાતા તરફથી છપાતાં પુસ્તકો ખાતે શુદ્ધિ–અશુદ્ધિ બાબત પૂરતી કાળજી રખાય, પુસ્તકોની પસંદગી ખાતે સલાહ-

મસલત થાય, નારાયણ હેમચંદ્ર જેવાનાં કઠિન અશુદ્ધ કોઈ કોઈ પુસ્તકો સુધારી લેવાય, કવચિત્ ઇંગ્લિશ પત્રવ્યવહાર કરવાનો તેમાં સુગમતા થાય, કલાર્કો ઇત્યાદિ ઉપર પૂરતી દેખરેખ રહે, પત્રવ્યવહારનો બોજો મારા પરથી કેટલોક ઓછો થાય અને અંગ્રેજી, સંસ્કૃત ઇત્યાદિમાંથી ભાષાંતર કરવા જેવું હોય તે સુગમ પડે ઇત્યાદિ કારણોથી એકાદ અનુભવી, ઉત્સાહી અને આ ખાતાના ધર્મકાર્યને પોતાથી અધિક સમજી અનન્યભાવે તેનું કામ કરે એવા એકાદ માણસની જરૂર હમેશ માટે આ ખાતાને છે. આગળ તેવા વધુ માણસો પણ જોઈશે જ.

માણસો બજારી રીતે પગાર લઈ બજારી રીતે કામ કરનાર તો સહેલાઈથી મેળવી શકાય, પણ ખાતાનો કરકસરિયો હેતુ જોતાં બજારી પગાર ખરચી શકાય નહિ. તે મુશ્કેલી હતી–છે.

સાહિત્યના અનુભવી અને જનસેવાના અભિલાષી, છતાં અનેક કારણે અલ્પ આજીવિકાથી અને તે પણ પસંદ ન પડે એવી લાઇનોમાં જમાનાની ખૂંચખાંચને ખાતર રોકાઈ રહેવું પડ્યું હોય, એ પ્રકારના માણસોની તપાસમાં ઉપલાં કારણથી હું હતો–છું; કેમ કે તેવા માણસ જો મેળવી શકાય, તો ખાતું દરેક રીતે તેમને આશીર્વાદરૂપ થઇ પડે અને ખાતાને તેઓ દરેક રીતે આશીર્વાદરૂપ થઈ પડે.

સરળતાથી આ પત્ર લખું છું. ઉક્ત પ્રકારના સજ્જનોનાં ત્રણ–ચારેક નામ મેળવ્યાં. તેમાંના એક વિષે (આપની માહિતી મળ્યા અગાઉ) તજવીજ ચાલી હતી, પણ પછી તેમને મારા મિત્ર શ્રીયુત મોતીભાઈ ન. અમીનના હાથ નીચે રોકવા ઠર્યું છે.

આપના વિચારો પત્રથી વાંચતાં ખાતા માટે, આપ અને આપને માટે ખાતું આશીર્વાદરૂપ થઈ પડશે એમ ધારું છું. રા. બિંદુભાઈ પર આજે આ વિષે વીગતે પત્ર લખ્યો છે. તેઓ–

શ્રી તરફથી આપને કેટલીક વીગત મળશે, જેથી વાકેફ થઈ યોગ્ય નિર્ણય કરી જણાવશો. બિંદુભાઈ ઘણું ભાગે હાલ અમદાવાદ હશે નહિ. હાલ એ જ.

સર્વનો
અખંડાનંદના સપ્રેમ ધટિત

'વિવિધ ગ્રંથમાળા'ના નવે મણુકા આ સાથે છે, જે ખાતા તરફથી ભેટ દાખલ સ્વીકારશો. એ ખાતે ખાતા પાસે સગવડ છે; માટે સ્વીકારતાં સંકોચ ધરવા કારણ નથી.

પહેલા મણુકામાં સંખાણુ યોજના છે, નિયમો છે. નવમામાં લવાજમ વિષે લેખ છે તેથી વાકેફ થશો. ચાર–છ માસમાં પાંચ હજાર ગ્રાહકો પૂરા થઈ જવાનું તદ્દન સંભવિત છે. એ જ.

અખંડ

[૫૮] મુંબઈ, તા. ૮–૭–'૧૧

રા. રા. પંડિત કૃષ્ણલાલ હરગોવિંદ, વ્યાર

પ્રિય આત્મબંધુશ્રી,

આપનો ૬–૭–'૧૧નો વીગતે પત્ર મળ્યો, તે વાંચી આનંદ થયો છે. 'ગ્રંથમાળા'ના લવાજમ વિષે વિશેષ આપે વિચારવા અગત્ય નથી, છતાં લખનારા તો છીએ જ.

પગારના સંબંધમાં બિંદુભાઈ ભેગા પત્રમાં શરૂઆતના સમય બદલ સહજ ફેરફાર અત્ર તરફથી લખવામાં આવ્યો હતો; પરંતુ આપના આ પત્ર પછી હાલ આપને મળતો ૩૦)નો પગાર શરૂઆતથી જ ખાતુ આપને આપતું રહે એમ નિર્ણય રાખ્યો છે.

આપનો ઉત્સાહ, યોગ્યતા ઇત્યાદિ વાંચી–સમજી આનંદ થયો છે.

સ્વઆશ્રમ ધર્માનુસાર સાદી આજીવિકાની આવશ્યકતામાં અયોગ્ય જેવું કશું જ નથી. સાદું સંતોષી જીવન ગાળનાર ગૃહસ્થાશ્રમી ખરેખર જ ધારી બેસે તો હૃદય-સંન્યસ્ત ધારણ કરી ઉત્તમ જનસેવક નીવડી શકે તેમ છે જ. ખરેખરું સંન્યસ્ત એ ઓર જ વાતનું નામ છે અને ગ્રહી પણ તે જ દશામાં પૂર્ણપણે પામી શકે તેમ છે. ઉચ્ચ દશાઓ બહારના આડંબરો સાથે ખાસ સંબંધવાળી નથી.

આ શરીરનો બહિર્ આશ્રમ જુદો અને સાથે વૃત્તિઓમાં કેટલીક વિચિત્રતા, જ્યારે કામ તો જેવા છે તેવા જગતના માણસો સાથે જ લેવાનું; તેથી એક સારા અનુભવી ઠરેલ ગૃહસ્થાશ્રમી મદદગાર વિના કેટલીક પ્રતિકૂળતાઓ સહી કામ ચલાવવું પડે છે; તે ખાતે પ્રભુકૃપા હશે તો હવે મોડેવહેલે અનુકૂળતા મળી આ યોજનાને ખીલવવાના અન્ય અનેક વિચારો ગોઠવા ને અમલમાં લાવવાં ખાતે અવકાશ મેળવી શકાવા આશા રહે છે.

આપ જે સંયોગ ઇચ્છતા અને ખાતાને પણ વરસ દોઢ વરસથી જે આવશ્યકતા હતી, તેમાં બાધક સમાજના વાંકા ગ્રહો સીધા અને સતસંયોગજનક હવે થવા કરે છે—થાય છે.

પ્રભુ આપની મહેચ્છાઓ પૂર્ણ કરો ! આપની યોગ્યતા, ઉત્સાહ, કાર્યશક્તિ ઇત્યાદિનો લાભ આ ખાતા દ્વારા દીન-દુઃખી માનવબંધુઓને પ્રાપ્ત થઈ, મળતર તરફ ધ્યાન ન દેવાતાં સ્વશક્તિઓનો પૂર્ણ લાભ તેમને આપવારૂપ મહાયજ્ઞ બદલ આપની વ્યવહાર-પરમાર્થની આવશ્યકતાએ પૂર્ણ કરનાર, તેનું ફળ આપને અધિક સુખાવહ નીવડે એ જ અંતર્યામીથી યાચના છે.

રજાનો રિપોર્ટ ખુશીથી કરશો અને ઑગસ્ટની પહેલીથી

કે કોઈ કારણે સહેજ વહેલુ મોડુ થાય, તો ત્યારથી આ ખાતામા સામિલ થશો

પ્રૂફ ઇત્યાદિ કાર્યમા મદદગાર થાય એવા ઇચ્છિત કેટલુક ભણેલા અન્ય પણ બે ત્રણ ઉત્સાહી સજ્જનો માટે ગોઠવણ આપના આવવા અગાઉ•ઘણે ભાગે થઈ જશે જ. જેમને માટે ભવિષ્યમા મોટી આશા રાખી શકાય એવા જ તેઓ છે

રજા બે માસની વીતવા દરમિયાન એક-બીજાના પરિચયથી વિચાર, વર્તન બાબત અધિક માહિત થઈ સ્થાયી જોડાણનો નિર્ણય આપણુ ઉભયને દૃઢ થવો હાલથી જ સભવિત લાગે છે હાલ એ જ પત્ર લખતા રહેશો

તમારો
અખંડના સપ્રેમ નારાયણ

[૫૯] મુબઈ, તા ૧૨-૭-'૧૧

રા રા મોતીભાઈ નૃસિહભાઈ અમીન, વડોદરા

પ્રિય આત્મબધુ,

સુખરૂપે વડોદરા પોચ્યા હશો

ગ્રાંટરોડથી કહાવેલા સદેશા મુજબ એક માણસને દરેક જાતની અકેક મળીને બાર બૂક આપી છે

બે દાગીના કાલે ગુડસમા રવાના થઈ જશે

અમૃતલાલભાઈનુ 'સ્વર્ગનુ વિમાન' જેની સાથે મેચારુ છે, તે માણસને બોલાવી વાતચીત કરી છે

જે બૂકો સ્ટોરમા તેણે મોકલી છે, તેની વાત બાજુ પર રાખી છે તેમા ને સમત છે

'ગુજરાતી પ્રેસ'મા બારસો બૂકો સિલક છે, અને બ વાઈ વગેરે ખર્ચ સાથેના તે પ્રેસના બિલમા ભરાયલી રકમ બાદ જતા રૂા અઢીથી ત્રણસો આશરે હવે પ્રેસનું દેનુ છે, તે આપણે આપી દઈએ અને બારસો બૂક લઈ આવીએ એમ નક્કી ઠર્યું છે, માટે પૈસા હવે તમે મોકલી આપો તેટલી વાર છે માણસનૂ મન છે, માટે આવી બાબતોનો તાતે ઘાયે નિવેડો થાય તે સાર

તેને પૂછતા તેનો માત્ર ચોથો ભાગ જ નકામા છે, અને ઓછી કિમત રાખીએ કે ગમે તે રાખીએ, છતા જે કાઈ વધે તેમાથી તેને ટુ મળે એટલે બસ છે એમ તેણે કહ્યુ છે, એટલે સર્વ નિકાલ થઈ ગયો છે

'સ્વ૦ સુન્દરીઓ માટે હાલ એટલા રૂા ઓછા રોકાશે ને ચાલશે, કેમ કે હાલ તો માત્ર ચારસો આશરે કાગળોમા રોકવાના છે પછી છપાઈ ચૂકવતા સોરા તો અ ની બૂકોના વેચાણના આવી પડશે, યા હરેક રીતે ચલવી લઈશુ 'પ્રેમ પ્રેમ'ની બૂક, અ ની બૂકો જે તમારા તરફ આવી છે તેના પૈસા આવી ગયે છપાવા અપાશે હાલ એ જ

આપનો
અખંડના સપ્રેમ વન્દિત

**તા. ક.** અમૃતલાલભાઈને આજે ચોખ્ખુ લખી દીધુ છે, કે તમારે બીજી આવક થાય તે તથા અહીથી ખૂટતા મગાવવા પડે તે સાથે વાર્ષિક ચારસોમા ચલવી લેવાનુ છે એથી વધુ થવુ ન જોઈએ એ સર્વ રીતે તમારા હિતને માટે અમે આવશ્યક ધાર્યું છે તેમની પ્રકૃતિ જોતા આમ ન લખીએ તો આપણી ધારણા અને પ્રયાસનુ ઇચ્છિત પરિણામ થવુ મુશ્કેલ છે હાલ એ જ

[ ૬૦ ] મુંબઈ, તા. ૧૨–૭–'૧૧

શ્રી અમૃતલાલભાઈ, ચોરવાડ

પરમ પ્રિય આત્મબંધુ,

વિ. પત્ર–કાર્ડ આજે મળ્યો. વેણીશંકર આનંદમાં હશે. બકરીનું દૂધ સારી પેઠે પચે તેમ ખવાડશો. દવા બીજીની હું ધારું છું, કે જરૂર નહિ પડે. અબરખ, સોનું, અરડૂશી–સત્વ એ દૂધ પચાવી દેશે. જરૂર પડે તો અબરખ એક રતીને બદલે સવારસાંજ મળી બે રતી આપજો. બીજું અન્ન ભલે ઓછું ખવાય, તેની ચિંતા નહિ બાજરીનો રોટલો, અડદ, તેલ, મરચાં ખટાઈ કોઈ જાતની ન ખાય એ જરૂરનું છે. હવે તેને ચોરવાડથી અમદાવાદ જ જવાનું છે. શ્રાવણ સુદિ ૧૫ સુધી ત્યા દવા ખોરાક ઇત્યાદિ પ્રયોગ રૂડી રીતે કરવો. પછી અમદાવાદ નદીકિનારાના સ્થળમાં રહેવાનું છે અને ચોરવાડ નજીક છે.

અત્ર તરફના સમાચાર કેટલાક વેણીશંકર મારફત જાણ્યા હશે. તે બાદ અંગ્રેજી ભણેલા એક લાગણીવાળા માણસને કાલથી રાખ્યા છે–પગાર રૂા. ૨૫) અને પરોપકારી લાઈન માટે આતુર તથા પ્રામાણિક અને ઉત્સાહી છે. પરમાર જેવુ નથી.

'બંધુસમાજ'ના ચોથા સભાસદ નામે કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત, જે હાલ જંગલ ખાતામાં છે, બિંદુભાઈએ જેને માત્ર રૂડી ભલામણ આપી છે, તેમની ગોઠવણ સરખા પગારે રૂા. ૩૦)થી ખાતામાં નક્કી થઈ ગયા જેવું છે. આવતી તા. ૧લી થી તેઓ સામિલ થશે એમ સંભવ છે.

છોટાલાલ પરમ દિને મળી ગયા છે. તમારા વિષે ભાગીતાં પુરતકો બાબત વાતચીત કરી. ઈશ્વરઇચ્છાએ ઘટતો નિકાલ આવી ગયો છે. તે એ કે—

સ્ટોરમાં જે બૂક છે, તે વાત હાલ બાજુ પર રાખવી. 'ગુ. પ્રેસ'માં ૧૨૦૦ બૂક સોણી છે ને રૂા. ૨૫૦) આશરે બાઇડિંગ ઇત્યાદિ ખર્ચ સર્વ ગણતાં તેના દેવા છે, તે રૂા. તેને આપણે આપી દઈને તે બારસો બૂક લઈ આવવી. આ વાત તમારા વતી કબૂલ કરી છે; ને કહ્યું છે, કે પૂઠાં બંધાવવાં બાકી હોય તે સત્વર બંધાવી દેજો ને રૂા. તે જ વખતે આપી દઈશું.

રૂા. આ બાબતના તેમ જ 'પ્રેમ પ્રેમ' છપાવવાના તથા 'સ્વ. સુંદરી'નાનું કેવી રીતે ચલવવું, તે બાને હવે તમારે બહુ વિચારવા જેવુ નથી. અમો બેઉ અમારાથી બનતે પ્રકારે તેની વિચારણા કરતા રહીશું; છતાં અન્ય ઉછીના પૈસા મેળવવાની લાગણી બીજાં પુસ્તકો માટે તમારી ઘટવી ન જોઈએ એટલી સૂચના છે.

કિંમત ગમે તેટલી ઓછી કે જે કાંઈ કરવુ ઘટે તે આપણને ઠીક લાગે તેમ કરવા બાતે· છોટાલાલને હરકત નથી–માત્ર સરવાળે એકંદર વેચાણની ઊપજમાંથી જે કાંઈ થોડું કે વધુ બચે તેમાં ચોથો ભાગ તેમને આપણે આપવાનો છે. તેઓ તો તે વાત પણ લેવા ના કહેતા હતા, પણ આપણે થયેલી ગોઠવણમાં લોસ કરવો ઇચ્છતા નથી.

ભાગ તેમનો નફામાં ચોથો જ છે, એ વાત તેમને મોઢે સ્પષ્ટ સાંભળી છે. તમે ઉપલી સર્વ બાબત વિષે તેમના પર યોગ્ય ઉત્તર લખી મોકલજો.

આજના પત્રમાં તમે લખ્યું, કે કોઈ લુચ્ચો માણસ ખાતામાં આવી જાય ને થોડાં પુસ્તકો વેચી નાખે, તો ઘડીકમાં ખબર પડે નહિ; એ ભય ખરો છે.

જેટલો ભય કે જેખમ 'સસ્તા· સાહિત્ય' ખાતાને માથે 'સસ્તા સાહિત્ય'ની બૂકો ઇત્યાદિ બાબત રહે, તે સર્વ તમારી બૂકો ઇત્યાદિ બાબત તમારે શિર પણ છે.અને રહેશે જ.

જીવણલાલ મુંબઈ ખાતે રહે એવો હાલ વિચાર છે. તેની સાથે એકાદ માણસ બીજો પણ રહેશે જ; તે પણ પ્રામાણિક ને સારો પસંદ કરવાની 'સસ્તા સાહિત્ય'ના એકલાના હિતને ખાતર પણ કયાં ઓછી જરૂર છે ? દરેક બાબતની પેઠે એ ખાતે પણ દરેક કાળજી સ્વાભાવિક જ સંભવિત છે, એ ખુલ્લી જ વાત છે; છતાં ન કરે નારાયણ ને ખાતાનાં પોતાનાં યા તમારાં પુસ્તકો બાબત તેવો કશો યા તો બીજો હરકોઈ ભય નડી જાય, તો તેમાં ઇલાજ નહિ અને તેથી તે ખાતે કશી જોખમદારી રીતસર સ્વીકારી શકાય નહિ, એ પણ તેટલુ જ ખુલ્લું છે; માટે તે વિષે વિચારી સ્પષ્ટ ઉત્તર યોગ્ય લાગે તેમ લખી મોકલશો.

વીમાનો ખર્ચ તમારાં પુસ્તકો બદલનો તમારા પર જ ચડશે, તેમ જ વ્યવસ્થા ખાતે કામના પ્રમાણમાં પગારનો ફાળો કે જે કાંઈ થોડું ઘણું અપાતું લેવાતું હોય, તે પણ જેમનું તેમ જ સમજવાનું છે.

પણ આ બધી ગોઠવણો હું તો ધારું છું, કે એકાદ વર્ષ માટે જ ઉપયોગમાં લેવી પડનાર છે; કેમ કે તમારી બૂકો તમામ આપણે કરેલી વાતો મુજબ 'સસ્તા સાહિત્ય'ની કિંમત મુજબ મૂકવાની છે જ. તે વાત કેટલાક માસ કે એકાદ વર્ષ એટલા સારુ જ મુલતવી છે, કે અમુક હિતાવહ હેતુ તમો પ્રત્યેનો સિદ્ધ થવાના હેતુથી તેટલા સમય પર્યંત જો તે ચાલુ કિંમતે યા પોણી કિંમતે વેચવાની ગોઠવણ રહેશે.

તમારી 'જિંદગી'ની છેલ્લી નીકળેલી બૂકનાં કાર્ડ છાપવા અપાયાં છે. તે બે ત્રણ રોજમાં આવી ગયે તમારા દરેક ગ્રાહક પર રવાના થઈ જશે જ. તે બાદ દોઢેક માસે એટલે શ્રાવણ આખરે રવાના થનાર દશમા મણકામાં તમારાં દરેક પુસ્તક

કે આપની પ્રકૃતિ પર ત્વરા કરાવવાનું દબાણ કરવાનું હું વાજબી કે હકસરનું ન જ ધારી શકું, તોપણ એક જેવા તેવા મિત્ર તરીકે ઉપર પ્રમાણેની મુશ્કેલી દૂર રહી શકે તેને ખાતર અને તેટલી વધુમાં વધુ ત્વરા–કાર્યમાં કાંઈ પણ ન્યૂનતા ન જ આવે તે પ્રકારની–યાચવામાં તો હું અયોગ્ય કરતો નહિ જ ગણાઉં એમ હૃદય કહે છે.

ધારું છું કે જો બની શકે તેમ હશે, તો ઉપલી બાબત તરફ આપ તથા શિવુભાઈશ્રી ધ્યાન આપ્યા વિના નહિ જ રહો; છતાં કાંઈ કારણસર ઢીલ અનિવાર્ય જ હોય તો તે સવેળા સૂચવાવી ઇષ્ટ છે, જેથી 'યોગિની'ની બૂક છપાવવાનું પાછળથી અથવા બીજા વર્ષ પર મુલતવી રાખી અન્ય હરકોઈ ગોઠવણ સત્વર કરી શકાય. સમય સાચવવાની ખાસ આવશ્યકતાને ખાતર જ આ પ્રમાણે લખી તસ્દી આપવા જરૂર પડી છે. ભૂલચૂક ક્ષમા.

સર્વને
અખંડના સપ્રેમ નારાયણ

મણિભાઈ ઘણે ભાગે મેટર માટે તુરતમાં અથવા બીજે દિને આપ તરફ આવશે. એ જ

અખંડ

[ ૬૨ ] મુંબઈ, તા. ૧૫-૭-'૧૧

રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ

વિ. કાલનો પત્ર પહોંચ્યો હશે. બાકી રહેલ ઉત્તર આજે લખાય છે.

બાઇડિંગમાં 'લઘુ લેખ'નું સારું થયું છે, પણ 'આર્યધર્મનીતિ'માં પૂઠાં વાંકાં ચોડાયાં છે ને તેથી કટિંગ વાંકું જણાય

છે. વળી, કટિંગ ઘણું કર્યું છે, તેથી બૂક લંબાઈમાં ¾ ઇંચ ઓછી થઈ ગઈ છે, પહોળાઈમાં પણ સહેજ ઘટી ગઈ છે, તેથી દેખાવ બેડોળ દેખાય છે, અને અંદર ખોલી જોતાં લખાણની ઉપર નીચેની ખાલી રહેવી જોઈતી જગ્યા કપાઇ જવાથી ખરાબ દેખાવ આપે છે.

આમ કદી પણ ન થાય તે બાતે બાંધનારને ખાસ સમજૂત અને તાકીદ આપશો જ.

પૂઠાં છાપવામાં બોર્ડર નાખી છે તેની જરૂર નહોતી; માટે હવેથી કોઈ પૂઠું છાપતાં બોર્ડર ન નાખે અને કોપી મુજબ જ છાપે તેમ કરશો.

આ સાથે હુંડી રૂ. ૧૦૦) ની છે તેની પોંચ લખજો, અને તે જો 'ડાયમંડ'વાળે બિલમાંની બૂકો સ્વાધીન કરી હોય, તો તેને આપી દેજો. વટાવીને જમા કરશો. વટાવ વધુ કે ઓછો ઊપજે તે આપણે માથે હોય છે. રૂ. વધે ને બીજા બિલમાં મજરે લેવાશે.

જો તે ન અપાઈ ગયા હોય કે બૂક ન સોંપી હોય, તો સ૦ પ્ર૦ વાળાને હુંડી આપજો. હવે હુંડી નવેસરથી લખવા જરૂર નથી; છતાં લખાઈ ગઈ હોય, તોપણ આ હુંડી ત્યાં જ વટાવવાની છે. ભાવનગરથી રૂ. ૧૦૦) આવ્યા હોય, તો તે પણ ત્યાં રાખજો. જો ૧૦૦)થી વધુ આવ્યા હોય, એટલે ૩૦૦) કે ૨૦૦) આવ્યા હોય, તો–આવી ગયા જ હોય, તો–આ ૧૦૦)ની હુંડી કોઈને ન આપતાં અહીં જ પાછી મોકલી આપજો.

'રામતીર્થ : ભા. ૧લો', 'અખલાદર્પણ' હવે બાઈંડરને ઘેર બંધાવા ગયાં હશે.

'રામતીર્થ : ભા. ૨–૩' છપાઈ ગયા હશે ને વળાતા હશે.

'ન. વાતો' પણ હવે 'ડાયમંડ'માંથી નીકળી ચૂકી બાઈંડર-ને ત્યાં બંધાતી હશે.

'સં. સુખ' વાડીલાલને ત્યાં છપાઈ ગયું હશે. બંધાવવા તૈયારી હશે.

ઉપલી સર્વ બૂકો માટે તાકીદ જે દરજ્જામાં તે હોય-તેમાં કરીને જલદી તૈયાર થઈ જાય, તો વી. પી. ૪૦૦ આશરે અટકયાં છે તે રવાના કરી શકાય, તેમ જ મુંબઈમાંથી ૫૦૦થી ૧૦૦૦ ગ્રાહક મેળવી શકાય તેમ છે, તે કામ પણ શરૂ કરી શકાય.

'ડાયમંડ'વાળા આ માટે બબડતા હશે ને ભાવ ઘટી જવા બીક રાખતા હશે; પણ તે તેમની ભૂલ છે.

કંતાનની હાલ તો જરૂર નથી; કેમ કે ત્યાંથી બંધાઈને આવે છે ને હજી પણ આવશે, તે હાલ તો ચાલશે.

અહીંથી પેક થઈને આવે તે પણ કંતાન તથા તાડપત્રી સંભાળથી ટાંકા તોડી; અકબંધ કઢાવી પુનઃ અહીં મોકલવા-ના કામમાં લેજો.

પારસલ હવે ઘરબેઠાં જ મળશે.

આપણી ગાંસડીઓ ત્યાં જે જે પ્રેસ પર આવે, તેનાં કંતાન-પણ આપણે લઈ લેવાનું રાખજો. છેલ્લી ચાર ગાંસડી-નાં કંતાન 'ડાયમંડ'વાળા આપે તો લેજો; નવી આવે તે માટે તો તેમ થવું જ જોઈએ. 'ડાયમંડ'વાળાને આ વિશે આજે લખ્યું છે.

'રામતીર્થ : ભા. ૨-૩' માં છેલ્લાં ત્રણ પાન આ સાથે છે; સ. પ્ર. ને આપજો.

આજે કાર્ડ મળ્યો છે. પત્ર ભૂલમાં નોટપેડ અહીંવાળે નાંખ્યો હતો.

પ્રૂફની ગોઠવણ જાણી છે. કૉપી ટુ કૉપી તમારે તપાસવું; પછી ઉપલક બિદુભાઈ જોઈ લે એ સારી વાત છે.

વેણીશંકર જવાથી કામ તો વધ્યું છે જ. કામ ત્યાં મોકલવાની તમારી માગણી વાંચી આનંદ થયો છે. ખાતા માટેની એવી તમારી લાગણી ધન્યવાદને પાત્ર છે. મારે કંઈ વિશેષ વિચાર કરવાની અગત્ય હોવાથી હાલ આજીવિકા બાબત તમારી જે કોઈ નિયમિત યા અનિયમિત પ્રવૃત્તિ, રોકાણ, આવક ઇત્યાદિ હોય, તે બનતી વીગત મિત્રભાવે, પૂરતી સરળતાથી, દ્વૈત ભાવનાને આડી ન આવવા દેતાં લખશો.

અમદાવાદ બ્રાંચ ખાતે બ્રાંચ મૅનેજરની ગોઠવણ હવે નક્કી કરવા જરૂર છે. વેણીશંકર સર્વ વાતે માહિત અને ઠીક ઉપયોગી માણસ હોવાથી તથા અમદાવાદ ખાતે રહેવાને તે રાજી પણ હોવાથી તેને જ એ હોદ્દે નીમવાનું નક્કી અત્યાર સુધી હતું. મુંબઈના મૅનેજર તરીકે બીજી ગોઠવણ ધારેલી છે. આમ હકીકત હતી; પણ વેણીશંકરની તબિયતનું પછી કાંઈ ધોરણ ન રહી હાલ પણ દેશમાં જવું પડયું. આમ બનવાથી તેના પર ચોક્કસ આધાર રાખવાનું ઠીક લાગતું નથી; માટે અન્ય ગોઠવણ જરૂરી છે.

તમને પ્રૂફ જોવાનું કાર્ય સુપ્રત છે તે તેમ જ ચાલુ રહે, તોપણ વર્ષ દહાડે બસો ફરમાનું કામ છપાય તેમાં તમને આશરે રૂ. ૧૦૦) ની પ્રાપ્તિ થાય. તેથી કદાચ તમે સંતોષથી મન વાળી ચલાવી લો અને ખાતાનું બીજું કામ પણ ઓનરરીપણે કરવા લાગો છો તેમ હમેશાં કરતા રહો જ; પરંતુ એટલી આવકથી તમારે ચલાવી લેવું પડે, એ મને યોગ્ય લાગતું નથી. વળી, ખાતાના બ્રાંચ-મૅનેજરને લગતું કામ પણ થોડું નહિ; માટે આજીવિકાની નિરાંત તમને ન હોય

ત્યાં સુધી પ્રૂફ ઉપરાંત તે બધું કામ તમારી પાસે લેવાનું મને ઘટતું લાગે નહિ; અને તમારી ગમે તેટલી ખાતા તરફ નિષ્કામ લાગણી હોય, છતાં તે લાગણીનો ઉપયોગ લેવાનું ઘટતું થઈ પડે નહિ.

ઉપલા કારણોથી તેમ જ અત્યાર સુધીમાં તમારા વિષે મેળવેલા અનુભવ ઉપરથી મારો વિચાર એમ થાય છે, કે જો તમારો વિચાર હોય અને તમારે બીજી કોઈ પણ રોકાણ ન હોય તથા સર્વ પ્રકારે બનતા ભાવથી ખાતાને અર્પણ થઈ રહેવા તમે આતુર હો, તો બ્રાંચ મેનેજર તરીકે વેણીશંકરને બદલે ને તે જ પગારથી તમને નીમવા

વેણીશંકરને ખાતામાંથી રૂા ૧૫) અને એક ગૃહસ્થ તરફથી રૂા ૫) મળી રૂા ૨૦) અપાય છે તમારે માટે પણ તેમની ગોઠવણ રહેશે

બ્રાંચ-ઓફિસનો ટાઇમ સાધારણ રીતે અહીંની મુખ્ય ઓફિસની માફક આઠ કલાકનો ૧૦ થી ૬ નો રહેશે આ નિયમિત ટાઇમ ઉપરાંત અડખા-પડખામાં ઓનરરી કરવા જેવું હોય અને તે કરે યા કરવા લાગે, તો તેનો ઉપકાર।

તમને આગલી સાલ આપણે કરેલા પત્રવ્યવહાર તમ વાતચીત મુજબ મુંબઈ ખાતે રોકવા પડત, તો તો તમારા જાતિખર્ચ ઉપરાંત ઘેર મોકલવા ખાતેનો વિચાર જોતાં વિશેષતાની આવશ્યકતા હતી જ અને સરખી લાયકાત છતાં બહાર કરતાં મુંબઈમાં કામ કરનારને પગાર દોઢો કે બમણો એવા કારણોથી જ હોય છે, પણ ઉપલી સગવડ ઘરબેઠાની હોવાથી ધારું છું, કે તમે પણ તે સગવડને આનંદથી સ્વીકારશો જ તમને એથી અસંતોષ રહેતો હોય, છતાં પણ મન ગમે તેમ વાળીને એ વાત સ્વીકારી લો ખરા જ, પણ તેમ થયેલું જોવા હું ઇચ્છતો નથી, કેમ કે અમદાવાદની ઓફિસમાં રહી

કામ કરનારા ચાર જણાં તો ૧૦ થી ૧૫ સુધીના પગારના માણસો જે અહીં હાલ મુંબઈની ઓફિસમા કામ કરે છે અને રહેવાસી અમદાવાદ તથા નડિયાદના છે, તેમને પણ ત્યા સાથે લાવવાના છે ઉપરાત, એક વિદ્વાન લેખકની રૂા ૭૦) થી ગોઠવણ લગભગ નક્કી થઈ છે તેઓ લેખો ઉપરાત મેનેજમેટ પણ કરી શકે તેમ છે વળી, બીજા પણ એક માણસ જેઓ હાલ દિલ્હી ખાતે રૂા ૩૫-૪૦ ના પગારથી છે, તેઓ આત્મભોગ આપી રપ) થી ખાતામા જોડાવા માગણી કરે છે. તે વિનાના બે બીજા માણસો તરફથી પણ ખાતામા પ્રવેશવા પૂછવામા આવ્યુ છે

ઉપલા સર્વમાથી ઘણાખરાની ગોઠવણો મુબઈ તથા અમદાવાદ ખાતે પત્રવ્યવહાર ચાલુ છે તેના પરિણામે થઈ જશે જ, અને જે જે કાઈ ખાતા સબધી કામકાજ કરવાનુ, તે પોતપોતાની આવડત મુજબ સર્વ મળીને ચલાવી લેશે જ, પરતુ તમારે માટે પણ ઘટતી ગોઠવણ કરી લઈ સૂરૂરીડિગની જૂજ અનિયમિત આવકના અનિયમિતપણાથી દૂર રાખી નિયમિત કરવા એ ઘટતુ લાગે છે

ખાતા તરફથી ખાતાના આત્મભોગના ધોરણને લીધે કોઈને પણ બજારી બદલો મળતો નથી જ, અને તે છતા પરાણે મન વાળીને કે દુખી થઈને ચલાવી લે એવા માણસોને પણ ખાતામા ભેળવવામા આવતા નથી, પણ થોડા મળતરને ઘણુ માની પ્રભુસેવાની મળતી તક માટે ઉત્સાહ અને પ્રેમપૂર્વક જેઓ જોડાવા આતુર હોય, તેમના પર જ પસદગી રહે છે તમે તેવા છો એમ સમજાયલુ તો છે જ, છતા આ બાબત પૂરતો વિચાર કરી હા-નાનો નિર્ણય કરવા સ્વતત્ર જ છો ઘટતો ઉત્તર લખી મોકલજો સર્વનો

અખંડના સપ્રેમ ઘટિત

[ ૬૩ ] મુંબઈ, તા ૧૫–૭–'૧૧

રા. રા. કે. જે. ચીતળિયા, મુંબઈ

પ્રિય આત્મબંધુ,

પત્ર મળ્યો. લખેલ વીગત માટે ઉપકાર થયો.

મિ. દ્વિવેટિયાને સત્વર વધુ માહિતી માટે રૂબરૂ અત્યારે મળી આવીશ. તમે સારી મળતરની લાઈન ત્યજી ઓછામાં સંતોષી રહી જનસેવાના કાર્યમાં જોડાવાનું વધુ પસંદ કરેલું છે, તે મૂળથી મને પસંદ છે.

મને તમારામાં શ્રદ્ધા છે; તોપણ જ્યાં સુધી સાથે કામ કરી એકબીજાની પ્રકૃતિ અને કાર્યશક્તિના પરિચિત થઈ શકયા નથી તેમ જ એકબીજાનાં સાચ ગળાયાં નથી તથા ખાતા દ્વારા ચાલતા જનસેવાના કાર્યમાંની એકાદ અગત્યની બાબતમાં ખાસ ઉપયોગીપણું કાર્યના અનુભવપૂર્વક મેં કે તમે અનુભવ્યું નથી, ત્યાં સુધી–એટલે માસ બે માસ માટે–તો ખાતા સાથેનું આપનું જોડાણ અજમાયશી આપણ બેઉ સમજીએ, એ અગત્યનું છે. આપણાં જનસેવાનાં કાર્યો, તે કાર્યો ખાતરનાં જોડાણો અને જોડાણો પૂર્વની અજમાયશો–એ સર્વના સંગીનપણા માટે ઉપરની રીત જરૂરી અને હિતાવહ મારી પેઠે તમે માનો છો જ; છતાં પ્રસંગને લઈને માત્ર પુનઃ સૂચન જ છે. હાલ એ જ.

તમારો
અખંડના સપ્રેમ ઘટિત

[ ૬૪ ] મુંબઈ, તા. ૧૯–૭–'૧૧

રા. રા. પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય, હળવદ

પરમ પ્રિય આત્મબંધુ,

આપનો ૧૨–૭–'૧૧નો પત્ર વખતસર મળ્યો હતો. સમયના અભાવે આપનો અગત્યનો પત્ર છતાં થયેલી ઉત્તરમાં અનિવાર્ય ઢીલ ક્ષમા કરશો.

'હજરત મહમદ સાહેબ'ના ચરિત્ર માટે આપે કાળજીથી ભલામણ 'ગ્રંથમાળા'માં લેવાને કરી તે બદલ આભાર !

એ પુસ્તકની પ્રત ઘણીને ત્યાં હાથ લાગતી નથી. આપ પાસે છે ? અથવા બીજે જોવામાં આવી હોય તો જણાવશો; એટલે તજવીજ કરીશું.

નડિયાદ 'સુદર્શન'વાળા પાસે આપે લખેલા અંકો રિપ્લાઈ કાર્ડ લખી માગેલા; છતાં હજી કશું જ જણાયું નથી.

'યોગશાસ્ત્ર'ની બૂક મેળવવા તજવીજ કરીશું.

વડોદરા બ્રાંચનો હાલ તરતમાં વિચાર નથી. અમદાવાદ ખાતે શરૂ થઈ ચૂક્યા જેવુ જ છે; પણ ખાતા માટે સ્વતંત્ર મકાનની ગોઠવણ થઈ નથી. શ્રાવણ આખર સુધીમાં તે ભાડે રખાઈ જશે.

ખાતા માટે લાયક માણસોની જરૂર છે અને સદા રહેશે; કેમ કે યોગ્ય માણસો મળતા જાય તેમ ક્ષેત્ર વિશાળ કરતા જવુ—આ ધોરણ છે પૈસાની સગવડ ખાતા પાસે નથી; છતાં યોજના એવી છે, કે પૈસાદારના પૈસા વિના અટકી ન પડતાં વાંચનારાઓના પૈસા જ અગાઉથી મેળવી કામ લઈ શકાય. મોંનો માગ્યો પગાર આપવા જોઠવણ–સગવડ ન હોવાથી જ યોગ્ય માણસો મેળવતાં વાર લાગે છે, તેમજ તે પ્રકારે ખરીદેલા

બજારી માણસોથી બજારી જે કામ મળે તેવુ ચલવી શકાય તેમ નથી. આવડતમાં ઠીક ઉત્સાહી, પ્રામાણિક અને પરોપકારનુ કામ સમજી યોગ્યતા કરતા ન્યૂન આજીવિકાથી–સાદાઈથી નિર્વાહ કરી લઈ બજારી માણસની રીતે નહિ, પણ ઘરના કામની રીતે કાર્ય કર્યે જનાર આત્મભોગ–સ્વાર્પણનો નિયમ બનતે પ્રકારે સ્વીકારનાર મનુષ્યો વિના અન્ય આ ખાતામાં જોડાવા માટે યોગ્ય ગણાતા નથી આ ખાતાની શરૂઆત હાલ અને ભવિષ્યમાં એ જ રીતિને અવલબાયલા છે ને રહેશે.

ખાતામા કામ કરનાર છ સાત વ્યક્તિઓ હાલ છે, તે સર્વ એ જ ધોરણવાળા છે રૂા. ૧૦)થી ૩૫) સુધીનો નિર્વાહ-ખર્ચ દરેકનો છે–પગાર કહો તોપણ તે જ.

ધર્મકાર્ય–સ્વાર્પણના સિદ્ધાત પર સાદાઈથી નિર્વાહ ચલાવી લઈ નોકરને બદલે માલિકના જેટલી લાગણીથી બને તેટલું અધિક કાર્ય કરવાને આતુર એવી જ એ દરેક વ્યક્તિ છે, તેમા પણ શરૂઆતમાં તો માસ–બે માસ માટે અજમાયશી જ હોય છે ઉક્ત યોગ્યતાની પ્રતીતિ પછી જ સ્થાયીપણાનો નિર્ણય કરવાનું રાખેલુ છે.

ભાષા પર સારા કાબૂવાળા અને અન્ય ભાષામાંથી ભાષાંતર સારી રીતે કરી શકે એવા, આત્મભોગનુ ધોરણ જેમને સ્વીકૃત હોય એવા કેટલાક માણસોની ખાતાને જરૂર હવે હોવાથી પાંચેક ઠેકાણે તે વિષે પત્રવ્યવહાર ચાલે છે. ત્રણેકનું તો નક્કી જેવુ જ છે. ખાતા તરફથી પગારની સગવડ રૂા. ૨૦–૨૫ સુધીની જ રહેવાની. એકાદને સહેજ વધુ આપવા જરૂર હશે, તો તેવો પણ એકાદ મનુષ્ય ચલાવી લેવો જોઈશે.

ઉપલા પગારથી ચલાવી લેવાની જેમને સગવડ ન હોય, તેમની યોગ્યતા અને આવશ્યકતા ગમે તેટલી વાજબી છતાં

ખાતાનું ધોરણ અને સ્થિતિ અધિક ઉદારતા ધરાવી શકે તેવાં નથી.

આ પાંચ માણસની ઉક્ત પ્રકારે ગોઠવણ ઈશ્વરઇચ્છા તો માસ-બે માસમાં થઈ જવા સંભવ છે. હજારોમાં કે લાખમાં એકાદ એવા માણસો નીકળી આવે તેમ છે એમ હવે ખાતરી થતી જાય છે. એટલા માણસોની ગોઠવણ થવા પછી પણ ઓનરરી કાર્ય તો જુદા જુદા વિદ્વાનો તરફથી પુષ્કળ પ્રમાણમાં મેળવતા રહેવાની જરૂર અને રીતિ ખાતા પર ફરજિયાત અમલ કરતા રહેવાનીજ. આટલી હકીકતથી અત્ર તરફની હકીકત આપ સમજી શકશો. આપની મનોવૃત્તિઓ તેમ જ બહિર્ સ્થિતિથી અજ્ઞાત હોવાને લીધે આપને કયો ઉત્તર યથાર્થ થઈ પડે, તે અમારાથી સમજી શકાય નહિ. આપ પોતે જ તે સમજી શકો તેમ છે. તે સમજ્યા પછી ઘટતું ધારો તો ખાતાનું ધોરણ અનુકૂળ ભાસે તેમ હોય, તો ઘણી જ ખુશીની સાથે વધુ પત્રવ્યવહાર માટે આમંત્રણ કરવામાં આવે છે. આપને ઘેર બેઠાં ૨૫)ની આવક મળે છે, તે જોતાં બહાર નીકળવા બદલ વિશેષતા માટે આ ખાતુ અસમર્થ છે.

બનતી નિષ્કામતા અને વર્તમાન કરતાં અધિક પ્રમાણમાં સમાજને ઉપયોગી થવાની વંદનીય આતુરતા જ જો આપને ખાતા તરફ પ્રેરતાં હોય, તો, પ્રિય મિત્ર! વાત સાદી અને સીધી જ છે.

આ પત્ર પછી કાંઈ લખવા જેવું ન રહેતું હોય, તોપણ વડોદરા તરફ જવુ થાય ત્યારે ત્યારે એકાદ રોજ માટે અમદાવાદ ખાતાની ઓફિસમાં મળતા જવાનું રાખશો, તો સાહિત્ય કાર્ય સંબંધે આપની અનુભવી સલાહ-મસલતનો લાભ ખાતાને મળતો રહેશે.

ખજારી માણસોથી ખજાગી જે કામ મળે તેવુ ચલવી શકાય તેમ નથી. આવડતમા ઠીક ઉત્સાહી, પ્રામાણિક અને પરોપકારનુ કામ સમજી યોગ્યતા કરતા ન્યૂન આજીવિકાથી–સાદાઈથી નિર્વાહ કરી લઈ ખજારી માણસની ગીતે નહિ, પણ ઘરના કામની રીતે કાર્ય કર્યે જનાર આત્મભોગ–સ્વાર્પણનો નિયમ બનતે પ્રકારે સ્વીકારનાર મનુષ્યો વિના અન્ય આ ખાતામાં જોડાવા માટે યોગ્ય ગણાતા નથી આ ખાતાની શરૂઆત હાલ અને ભવિષ્યમાં એ જ રીતિને અવલખાયલા છે ને રહેશે.

ખાતામા કામ કરનાર છ સાત વ્યક્તિઓ હાલ છે, તે સર્વ એ જ ધોરણવાળી છે રૂ. ૧૦)થી ૨૫) સુધીનો નિર્વાહ-ખર્ચ દરેકનો છે–પગાર કહો તોપણ તે જ.

ધર્મકાર્ય–સ્વાર્પણના સિદ્ધાત પર સાદાઈથી નિર્વાહ ચલાવી લઈ નોકરને બદલે માલિકના જેટલી લાગણીથી બને તેટલું અધિક કાર્ય કરવાને આતુર એવી જ એ દરેક વ્યક્તિ છે, તેમા પણ શરૂઆતમાં તો માસ–બે માસ માટે અજમાયશી જ હોય છે. ઉક્ત યોગ્યતાની પ્રતીતિ પછી જ સ્થાયીપણાનો નિર્ણય કરવાનું રાખેલુ છે.

ભાષા પર ગારા કાબૂવાળા અને અન્ય ભાષામાથી ભાષાતર સારી રીતે કરી શકે એવા, આત્મભોગનું ધોરણ જેમને સ્વીકૃત હોય એવા કેટલાક માણસોની ખાતાને જરૂર હવે હોવાથી પાચેક ઠેકાણે તે વિષે પત્રવ્યવહાર ચાલે છે. ત્રણેકનું તો નક્કી જેવુ જ છે. ખાતા તરફથી પગારની સગવડ રૂા. ૨૦–૨૫ સુધીની જ રહેવાની. એકાદને સહેજ વધુ આપવા જરૂર હશે, તો તેવો પણ એકાદ મનુષ્ય ચલાવી લેવો જોઈશે.

ઉપલા પગારથી ચલાવી લેવાની જેમને સગવડ ન હોય, તેમની યોગ્યતા અને આવશ્યકતા ગમે તેટલી વાજબી છતાં

ખાતાનું ધોરણ અને સ્થિતિ અધિક ઉદારતા ધરાવી શકે તેવાં નથી.

આ પાંચ માણસની ઉક્ત પ્રકારે ગોઠવણ ઈશ્વરઇચ્છા તો માસ–બે માસમાં થઈ જવા સંભવ છે. હજારોમાં કે લાખમાં એકાદ એવા માણસો નીકળી આવે તેમ છે એમ હવે ખાતરી થતી જાય છે. એટલા માણસોની ગોઠવણ થવા પછી પણ એનરજી કાર્ય તો જુદા જુદા વિદ્વાનો તરફથી પુષ્કળ પ્રમાણમાં મેળવતા રહેવાની જરૂર અને રીતિ ખાતા પર ફરજિયાત અમલ કરતા રહેવાની જ. આટલી હકીકતથી અત્ર તરફની હકીકત આપ સમજી શકશો. આપની મનોવૃત્તિઓ તેમ જ બહિર્ સ્થિતિથી અજ્ઞાત હોવાને લીધે આપને કયો ઉત્તર યથાર્થ થઈ પડે, તે અમારાથી સમજી શકાય નહિ. આપ પોતે જ તે સમજી શકો તેમ છે. તે સમજ્યા પછી ઘટતું ધારો તો ખાતાનું ધોરણ અનુકૂળ ભાસે તેમ હોય, તો ઘણી જ ખુશીની સાથે વધુ પત્રવ્યવહાર માટે આમંત્રણ કરવામાં આવે છે. આપને ઘેર બેઠાં ૨૫)ની આવક મળે છે, તે જોતાં બહાર નીકળવા બદલ વિશેષતા માટે આ ખાતુ અસમર્થ છે.

બનતી નિષ્કામતા અને વર્તમાન કરતા અધિક પ્રમાણમાં સમાજને ઉપયોગી થવાની વંદનીય આતુરતા જ જો આપને ખાતાં તરફ પ્રેરતા હોય, તો, પ્રિય મિત્ર! વાત સાદી અને સીધી જ છે.

આ પત્ર પછી કાંઈ લખવા જેવું ન રહેતું હોય, તોપણ વડોદરા તરફ જવુ થાય ત્યારે ત્યારે એકાદ રોજ માટે અમદાવાદ ખાતાની ઓફિસમાં મળતા જવાનું રાખશો, તો સાહિત્ય કાર્ય સંબંધે આપની અનુભવી સલાહ–મસલતનો લાભ ખાતાને મળતો રહેશે.

આ ખાતા સાથેના આ શરીરના સંબંધ બદલ ખાતાને કિંચિત્ બોજો નથી. અન્ન-વસ્ત્ર આશ્રમ ધર્માનુસાર ભિક્ષાના ધોરણે જ રહે છે. એ જ.

આપનો

અખંડના સપ્રેમ નારાયણસ્મરણ

[ ૬૫ ] મુંબઈ, તા. ૨૧-૭-'૧૧

રા. રા. કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત, વ્યારા

પ્રિય બંધુ,

પત્ર કાલનો આજ મળ્યો. મુંબઈ પુનઃ આવવાનું જાણી આનંદ થયો. સ્થળ તમે જોયું જ છે. અહીં મુકામ રાખવામાં હરકત માનશો નહિ. હા, તે તમને જોઈતી અનુકૂળતાવાળું ન થઈ પડે તેમ હોય તો ઇલાજ નહિ.

વર્તમાન સરકારી કાયદા વિરુદ્ધ જણાય તેવું કાંઈ પણ ભાષાંતર કરતી વખતે આવે તેને હદસર રીતે લખવું-કદાચ નારાયણનામાં પણ કોઈ સ્થળે તેવું લાગે, તો ને પણ સુધારી લેવું; કેમ કે આપણા ખાતાનો તેવી બાબતો-લખાણોથી દૂર રહેવું એ દરેક ખૂકના સંબંધમાં નિશ્ચય છે; છતાં એક વાત એ ખાતે સૂચવવાની રહે છે તે એ, કે એવા શંકાસ્પદ પ્રસંગો આવે ત્યાં મૂળ પ્રમાણે ભાષાંતર થતું હોય તેવું પણ યોગ્ય નિશાની સાથે એક જુદી કાપલી કે નોટ પર તૈયાર કરવું અને હદસર રીતે જેવું લખવું યોગ્ય લાગે તેવું ચાલુ લેખમાં લખવું.

એથી કયે સ્થળે શું શું હતું અને તેને બદલે શું શું આપણે ફેરફાર કરવો પડ્યો, તે મારી જાણમાં રહે અને

તમને યોગ્ય લાગતુ હોય, તો તેવા દાખલાની નોંધ જાળવી રાખવામાં આવે.

કોઈ વખત કોઈ ખાનગી મિત્ર યા અન્ય પૂછનારને આપણી તે બાબત ખાતેની રીત સમજાવવા જરૂર પડતાં એ ઉપયોગી થાય તેમ લાગે છે.

હદસર જ લખાણુ તૈયાર કરવાની સૂચના ચાહીને દરેક લેખકને આપતા રહેવાનો મારો તો નિયમ જ થઈ પડેલો છે. આપને કહેવું વિસ્મૃત થયું હતું.

તમે ભરેલા પૈસાની પહોંચો પાછળથી મોકલાવી છે અને આફ્રિકાવાળાની પહોંચ આફ્રિકા પુસ્તક મોકલ્યાં તે સાથે ત્યાં મોકલી છે. તમને ગયાને બીજે દિને મોકલેલી પહોંચ મળી ?

એસ્ટાબ્લિશમેંટ-ખર્ચનું બજેટ કરવાની રીત આપણે શરૂ કરી નથી; ને તેમ કરવાની જરૂર પણ ધારી નથી; તેમ દરેક વર્ષની શરૂઆતમાં જ વર્ષનાં કાર્યો નિર્ણિત કરી લેવાની કંઈ જ આવશ્યકતા નથી. કામો સમયે સમયે પ્રથમ, વચ્ચે કે છેવટ કરવાનું નીકળી આવે તે યોગ્ય લાગે તો તે સંબંધી ખર્ચ ઇ૦ ની બને તેટલી આદ્યંત દૃષ્ટિ પહોંચાડી તે સુમાર પર તે ને વાચનની કિંમત આંકી કાર્ય લેવામાં આવે છે. વાર્ષિક સરવાળે ઉક્ત ગણતરીના ધોરણમાં ફેરફાર કરવા યોગ્ય અનુભવ મળે તો તેમ કરાય છે.

એ પ્રમાણે હકીકત છે. અખૂટ સાધનવાળું યા પકવ બંધારણવાળાં સંગીન ખાતાંઓના જેવું બજેટ ઇ૦નું ધોરણ આવા એક નવા અને માત્ર જાતમહેનત તથા આત્મભોગ પર અવલંબી રહેલા ખાતા માટે ક્યાંથી નક્કી થયેલું હોય ?

જ્યારે જે જે કરવાનું નીકળી આવે યા કરવાની જરૂર

લાગે, તે ખર્ચ ઇ૦ના અને તેટલા હિસાબપૂર્વક બને તે રીતે કરવા માંડવું. પરિણામ માટે કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન એ અમારું ધોરણ છે.

આ ખાતામાં કોઈ કોઈ આપતું હોય ને આવક થતી હોય એવું તો કશું છે જ નહિ. પુસ્તકો ગૃહસ્થોના ઉછીના પૈસા મેળવી કાગળ, છપાઈ, વ્યવસ્થાખર્ચ, એ સર્વ ગણી કિંમત રાખી છપાવી વેચાય છે. ખર્ચનો અડસટ્ટો ગણ્યો હોય તેમાંથી ખર્ચ થાય છે. પછી એ જ વધુ કે ઓછો થાય. કામનું પ્રમાણ વધુ હોય ત્યારે ખર્ચ કરવાની સગવડ પણ એ નિયમે વધુ હોય અને તેથી મનુષ્ય સંખ્યા કામ કરનારની વધુ રોકવી પડે. મુખ્ય મનુષ્યોમાં ફેરફાર તેથી કરવો પડે નહિ, પણ ઉપલકિયા મનુષ્યોમાં વધઘટના ફેરફારો લાગુ થાય છે. ગ્રંથમાળાનું લવાજમ અગાઉથી લઈને લોકને પૈસે લોકને વાચન પૂરું પડાય છે. દરેક કામ પછી તે કોઈ પણ વખતે કરવાનું નીકળે, ત્યારે તેના ખર્ચ ઇ૦નો બનતો વિચાર કરી, કિંમત તે પ્રમાણમાં ઠરાવી ચાલુ કરાય છે. આ નીતિ અમને હજી સુધી અનુકૂળ જણાતી આવી છે. તમે માગો છો તેવી કશી સામટી વીગતો તૈયાર કરવાની અમને જરૂર ઉપલાં કારણે ન પડે એ દેખીતું જ છે. વળી, તે બાબતોને લગતું કોઈ પણ જોખમ તમારે શિર મુકાયું હોય એમ પણ નથી.

અલબત, સરકારી નોકરીમાંથી નીકળવાનું હોવાથી નવા સ્થળની સંગીનતા અને સ્થિરતા માટે આપણે સર્વ વીગત જાણવા આકાંક્ષા રહે એ સ્વાભાવિક જ છે; પણ ટૂંકામાં જ તેનો ખુલાસો સમજી શકો તેમ છો, કે આ જામેલું ખાતું નથી, શરૂઆતનું છે, ફકીરી ખાતું છે. ઠીક ઠીક મહેનત તેમાં જોડાનારે કરવાની છે. મન મૂકીને ખનતી મહેનત કરવી.

સરકારી ખાતાંઓના કરતાં આ વધુ મહેનતુ ખાતું છે. સરકારી ખાતાની રૂએ એક બંગલો બાંધતાં ૨૫) હજાર થાય, તેવું જ કામ ખાનગી ૧૫) માં થાય છે; તે કામ આ ખાતું ૧૦) માં કરે, તો જ તે કાંઈ પણ કામનું છે. તેમાં જોડાનાર દરેક વ્યક્તિ આ વાત ધ્યાનમાં રાખવા ભૂલે, તો તેનું જોડાણ નિષ્ફળ થયા વિના રહેતું નથી.

કોમળતા અને પ્રકૃતિથી નબળાઈ ભોગવનારે તો તેનાથી બાર ગાઉથી દૂર નાસવાનું છે.

જે ધોરણ અને વિચારોથી કામ આ ખાતામાં ચાલે છે, તેનો ઉપલી હકીકતથી ખ્યાલ લેવાનો છે. કેટલી વિચારણાથી કાર્ય ચાલે છે, એ તો અધિક અને તે પણ કાર્ય ઉપરાંતના અધિક ટાઈમમાં અધિક પરિચિત થવાનું રહેશે, તો જ ધીમે ધીમે સમજાતું જાય તેમ છે.

પુસ્તકોના કાગળ વિષે બની શકે તેમ હશે, તો અમલ કરવા ચૂકીશું નહિ એ ખાતરી રાખશો. સર્વ સૂચનાઓ માટે આભારી છુ. સરળતાથી લખવાની ટેવ પરિચય વધશે તેમ તેમ આપને વધુ વિદિત થતી જશે.

સારાં બાઇડિંગ, સારા કાગળોનો કલાસ હજી ચાલુ છે જ; પણ પૈસા ખર્ચવાની શક્તિ નહિ હોય તેમને માટે તો શ્રીમંતો ખર્ચ ભોગવવા લાગે તે માટે તેમને સૂચવવાનું છે. જેને જોઈએ તેવું તેના ખર્ચે ન અપાતું હોત, તો અહીં તે સૂચના લખવાની હતી.

મારે અમદાવાદ જવાનું શ્રાવણ વદિમાં થશે.

મુંબઈ કયારસોરા આપ આવનાર છો? રૂબરૂ વાત કરવા–પૂછવા જેવું લાગે તે લિસ્ટ કરી રાખશો. અમદાવાદ મારું જતાં સુધી તમે મુંબઈ રહો તેમાં વાંધા જેવું નથી.

ખર્ચ વધુ આપને થાય એ વિચાર ધ્યાનમાં લઈ યોગ્ય લાગે તેમ કરશો. આપણે સાથે જ અમદાવાદ પહોંચી જઈએ તેમ જ ખાસ વિચાર હોય, તો શ્રાવણ આખરનો સંયોગ રાખશો. જેમ અનુકૂળ પડે તેમ કરશો.

અમદાવાદ જમાલપુર માટે તો મને પણ ઠીક નથી લાગતું. નદી નજીક ભદ્ર કે તેટલામાં જ મને પણ ઠીક લાગે છે.

ઓફિસ આસપાસ કે એક જ મકાનમાં રહેવાનો વિચાર આપનો બહુ સારો છે. ભેગાભેગું હોય તો આપને બહુ ભાડું પણ ન જ પડે. ઈશ્વરઇચ્છાથી સહુ સારું જ થશે. રૂબરૂ મળશો ત્યારે અને તે પછી સર્વ વાતો ઊકલતી જશે. પ્રભુને કરવું-કરાવવું છે, તે કાર્ય સર્વ માટે આનંદ-કારી થાઓ !

મારી લેખન-પદ્ધતિ કાચી છે. કોઈ શબ્દ કરડો જેવો લાગે, તો રદ સમજવો. મારું હૃદય સમજજો. વધુ શું ?

તમારો સર્વનો
અખંડ

[ ૬૬ ] મુંબઈ, તા. ૨૨-૭-'૧૧

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર, ચોરવાડ

પ્રિય આત્મબંધુ,

પત્રો બેઉ પોંચ્યા.

છોટાલાલ પછી મળ્યા હતા. તમારો પત્ર તેમને મળ્યો છે તે બતાવ્યો હતો. ઉત્તર પોંચ્યાનું લખવાનું તથા ઘટતું કરવાનું તેમણે લખાવ્યું છે.

તેઓ સાથે કેટલીક ચાલુ બાબતની વાતચીત થઈ છે.

વીગતે લખવા જેવું ખાસ નથી. ખાસ અગત્યની બિના વિના લખવાનું બને તેટલો અવકાશ પણ નથી.

'મુંબઈ સમાચાર'માં અમુક લેખ તમે મોકલ્યો છે તે છપાય તો બીજો મોકલું, એવુ છોટાલાલ કહેતા હતા કે તમે કહ્યું; પણ તેમ રાખવા જરૂર નથી. બને તેટલા સારા લેખો પર લેખો મોકલ્યા જ જવો. સ્થળ નવીન છે, તેની સાથે સવેળા જ એક છપાયે બીજું મોકલવું ઇ૦ રીત ન ચાલે; કદાચ શરૂઆતમાં તે સેમ્પલ દાખલ બે પાંચ લેખો સામટી તુલના માટે ભેગા પણ કરવા માગતા હોય.

માણસ કોઈ મળી આવ્યો હશે.

ચોરવાડનો ખર્ચ ૪૦૦) માં ચલવી લેવા લખ્યું તે સારું છે. મુંબઈ તમારાં પુસ્તકોને અંગે થતા ખર્ચ વિનાનો તમામ ખર્ચ એમાં જ છે. મુસાફરી ખર્ચ કે કશુ બહાર સમજવાનું રહેતું નથી. બીજી આવક થાય તો તેટલું કમી મગાવજો.

સ્ટેન્ડ વચલા મોટા રૂમમાં બધાં મુકાવવાં એમ રાખ્યું છે, જેથી વચલો મોટો રૂમ એક જ માણસ હસ્તક રહે.

સ્ટેન્ડ બે હોય ને વચ્ચે ખાલી જગા રહે તેનો ઉપયોગ કરાય એવી ગોઠવણ રહેશે, જેથી બે સ્ટેન્ડથી ત્રણ સ્ટેન્ડ જેટલો સમાવેશ થશે.

વચલો રૂમ એ પ્રમાણે છ સ્ટેન્ડ મૂકવાથી નવ સ્ટેન્ડ જેટલો સમાવેશ કરશે. તે ઉપરાંત તેમાં બીજું કશું સમાય તેમ નથી; કેમ કે વચ્ચે અને આસપાસ જગ્યા વધુ જાળવણીને ખાતર થોડી થોડી રહેવાની.

છ સ્ટેન્ડમાંથી ત્રીજા ભાગનાં બે સ્ટેન્ડ તમારે માટે રહેશે, અને વચલા રૂમનો ત્રીજો હિસ્સો તે ખાતે રોકાશે. એ હિસાબે જ વચલા રૂમના ભાડાના રૂા. ૧૩ા નો ત્રીજો હિસ્સો રૂા. ૪ા

આશરે તમારે માટે જણાવેલા છે; છતાં જગ્યા વધુ રોકાશે તો વધુ ફાળો હાલ અથવા આગળ તેમ થશે ત્યારે આવશે, એ પણ જાણી રાખવાનું જ છે. દરેક કાર્ય ઉપર ફાળા પૂરતો યોગ્ય ખર્ચ આવે તે પ્રમાણે ફાળવવાનું ધોરણ, પગારખર્ચની પેઠે જ ભાડાખર્ચમાં પણ રહે એ સ્વભાવિક જ છે.

તમારી ઓરડી કરતાં આ સ્થળના ભાડાનું પ્રમાણ વધુ છે એ તો દેખીતું જ છે. પછી જયારે 'સસ્તા સાહિત્ય'ની કિંમતે મુકાશે, ત્યારે તો એ ખર્ચ તમારે શિર જ નથી એટલે સવાલ નથી.

છેલ્લા પુસ્તકનાં કાર્ડ હજાર છપાવી તેમાંથી તમારા વી. પી. મગાવનાર દરેક ગ્રાહક પર રવાના થઈ ગયાં છે. નકલ આ સાથે છે.

વેણીશંકરની તબિયતના સમાચાર જાણ્યા. તેને માટે ઓર્ફનેજમાં રૂ. ૩૦)ની જગ્યા ભાનુભાઈએ ગોત્યાનું તેમણે મને કહ્યું છે. તેમનો પત્ર વેણીશંકરને પણ મળ્યો હશે જ. મગજનું કામ કરવાનું નથી. તેની પ્રકૃતિને અનુકુળ પડે તો તે જગ્યા તે લે તેથી હું ઘણો રાજી છું. એ જ.

અખંડ

[ ૬૭ ] મુંબઈ; તા. ૨૬–૭–'૧૧

રા. રા. નર્મદાશંકર બાળાશંકર, સુરત

બેઉ પત્રો વખતસર મળ્યા છે. અગત્યનાં કામોનો ઢગલો એટલે ઢીલ માટે લાચાર. કેશવચંદ્રનો તેમ જ ગૌરાંગ મહા-રાજનો—બેઉ ફોટા મળ્યા, ઉપકાર થયો. ગૌરાંગનો બીજો ફોટો તેમ જ અહીં આવ્યો તેવો ફોટો બન્ને જ પરબાર્યા વી. પી.થી અહીં જ મળે તેમ પત્ર લખવા તસ્દી લેશો.

ગૌરાંગ પ્રભુના વિસ્તૃત જીવન-લેખન માટેની તમારી

તત્પરતાથી આનંદ થાય છે. જીવન જેવો વિષય અધૂરો રાખી બીજે વર્ષે આપી બે વખતે પૂરો કરવાનું કેટલીક રીતે જોતા ઘટિત ભાસતું નથી; તેમ સાથે જ છ મણકા એક જ ચરિત્રના આપવાનું કાર્ય પણ 'ચરિત્રમાળા'નાં થોડાં વર્ષ વ્યતીત થઈ જનરુચિ આકર્ષાવા અગાઉ કરવું અનુકૂળ નીવડે તેમ લાગતુ નથી.

'પ્રાતઃકાળ'માંનુ ઘણું ખરું જીવન મેં વાંચેલું છે. તે મને બહુ ગમ્યું છે; અને ઘણાઓને તે ગમેલું હોવું જોઈએ. માસિકો, અઠવાડિકોમાં આવતાં ચરિત્રો, વાર્તાઓ અગત્યનાં હોય, તે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનું ધોરણ પ્રચલિત અને રૂડું છે. પંચમેળ અનાજમાંની દરેક ચીજ જુદી પાડી, યોગ્ય પાક પકવી કુટુંબને તેનું જમણ જમાડવાનું કાર્ય મને નથી લાગતું કે કોઈ પણ અસ્તુત્ય ગણે.

સાક્ષર વર્ગની એક રીત, ફેશન, કુટેવ કે ઉત્તમ ધોરણ –ગમે તે હો–તેને લીધે સંક્ષિપ્ત જીવન એક માસિકમાં આવી ગયું, એટલે પુનઃ તેનું કાર્ય કરવામાં–તેવા આપના કાર્યમાં લોકો માલ નહિ ગણે; તેથી કે એવા જ કોઈ કારણથી તે ન કરવાનું ઘટતું લાગ્યું હશે; પણ માસિકમાં કટકે કટકે વેરાયલાં ચરિત્રનો ઉપયોગ હું નથી ધારતો, કે એકત્ર પુસ્તકની અપેક્ષાએ કે મનુષ્યો યા સમય ભોગવી શકે.

જરૂર 'પ્રાતકાળ'માં આવેલ ચરિત્ર કરતાં પુસ્તકાકારનો ચાર ગણો વધુ ઉપયોગ થવો જ જોઈએ.

'ચરિત્રમાળા'માં પણ આ ખાતાના બીજા વાચન પેઠે એ ઉદ્દેશ મુખ્યમાંના જ એક તરીકે છે, કે થોડા ઉપયોગમાં લેવાતી ઉત્તમ વસ્તુઓ લોકોમાં વધુ ઉપયોગમાં આવે તે કાર્ય પણ કરવું.

વળી, 'ચરિત્રમાળા' એ ખરું જોતાં ચરિત્રસંગ્રહ છે.

અનેક છૂટા-છવાયા ચરિત્રો તેમાં આવશે જ. એકત્ર સંગ્રહના અભિલાષીઓ એ તેના અધિકારી સમજવાના છે.

ઉપલા હેતુથી 'પ્રાત:કાળ'માંનું ચરિત્ર જો તેમાં તે સાર રૂપે પૂર્ણ આવી ગયું હશે, તો 'ગ્રંથમાળા'મા તે ચરિત્ર પણ લઈ લેવાથી કામ સરશે, એટલે હવે તે કાર્યની મહેનત આપે ન લેવી, એ આ છેલ્લા સબબથી ઘટિત જ છે.

આઠસો પેજનુ ચરિત્ર, તેની દરેક લાઈન સંક્ષિપ્ત ચરિત્રના જેવી આકર્ષક હોય, એ દેખીતા અનુમાને તો દુગ્ધશ્વત-ન્યાયવત્ મને અસંભવ લાગે છે પછી આપને તો જાતિ-અનુભવ વાચવાનો મળેલો એટલે જેમ લાગે તેમ ખરું; પણ આપની ચરિત્ર-નાયક પ્રત્યેની ઉચ્ચ ભાવના વિસ્તૃત ચરિત્રમાં પણ જેટલી રસિક અને શ્રદ્ધાવાળી હોઈ શકે, તેટલું સાધારણ ગુર્જર વાચક-સમાજમાં તે રસિક નીવડે કે કેમ તે વિચારવા યોગ્ય છે.

. પ્રિય બંધુ! ગુર્જર વાચક-સમાજ હજી વાચનની રુચિ રહિત છે. મોટા મંદવાડમાંથી બચીને ખાટલામાંથી પરાણે ઊભું થાય ને કાજીખાજી માત્ર હજમ કરવા જેટલી જઠરા અને રુચિવાળા માણસ માટે શેરભર આટાનો ખોરાક-અને તે પણ લાડુ કે બરફીનો ખોરાક-હોય તે ઊલટો બાજુ પર જ બધો ને બધો રાખી દેવો પડે; એને મળતો વિસ્તૃત ચરિત્રનો વિચાર મારા અભિપ્રાયમાં લાગે છે.

અલબત, કોઈ એકાદ વ્યક્તિ કે સાધનપૂર્ણ સંસ્થાને માટે એ કાર્ય બહુ ફળદાયક, નહિ તો બહુ ભારે પડતું તો ન જ થઈ પડે. ચાલુ રીતની બે-ચારગણી કિંમત રાખે અને બે-ત્રણ હજારને ખર્ચે માંડ ૫૦૦ પ્રત છપાવે, એટલે તેટલા તો પાંચેક વર્ષે લેનાર મળે જ એટલે બસ. આથી ઉચ્ચ

કોટિવાળા વિદ્વાન ને પૈસાવાળાની સેવા સમુદ્રમાં જળ ઉમેરવાની પેઠે થઈને, બદલામાં કાર્યવાહકને તેમનાં વખાણ મળી ઉભયનું ઇચ્છિત કંઈક પૂર્ણ થયા જેવું થાય ખરું. મસ્તને એથી મિષ્ટાન મળે ને વળી પચે પણ ખરું: એવો એ રસ્તો છે.

પણ ઉપલામાંની એક પણ વાત આ ખાતાના હેતુને અને સ્થિતિને બંધબેસતી નહિ, એટલે લાચારી છે. મધ્યમ ને ઊતરતા વર્ગ માટે જ. આ ખાતાનો મુખ્ય ઉદ્દેશ તો છે, પછી ભેગાભેગું ઉચ્ચ કોટિવાળા જેમને ગમે તેઓ લાભ લે, તે જુદી વાત છે.

અમદાવાદ શ્રાવણ વદિમાં જવા ધાર્યું છે. મારા વિચારો જણાવ્યા છે; ઘટતો નિર્ણય તમારે કરવાનો છે.

તમારો
અખંડના સપ્રેમ નારાયણસ્મરણ

[ ૬૮ ] મુંબઈ, તા. ૨૬–૭–'૧૧

રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત, બારાં

પરમ પ્રિય બંધુશ્રી,

નારાયણ ને ખાદલુ નીવડે, તો નવી શરૂઆતમાં આપણે મુલતવી રાખવાની ફરજમાં આવવુ પડે. સર્વનો પરમ હિતસ્વી કૃપાળુ સર્વેશ્વર યોગ્ય ધારે તેમ થાઓ!

કાગળો તો પૂનેમની અંદરમાં જ આવી જવા જોઈએ.

નામોમાં 'આર્ય' શબ્દ વિશેષ લાગે હિંદુ વર્ગ માટે પ્રચલિત હોવાથી તે શબ્દ માટે પણ ફેરફાર આપે યોગ્ય ધાર્યો તે વાજબી જ છે, અને છેવટે જે નામ લખ્યુ તે ખરેખર સારુ અને સીધુ જ ગમે તેને સમજાય તેવુ છે. ' 'ભારતવર્ષનાં સ્ત્રીરત્નો' માથી 'વર્ષ'શબ્દ ન હોય અને 'ભારતનાં સ્ત્રીરત્નો' અથવા 'હિંદનાં સ્ત્રીરત્નો' એવુ નામ હોય, તોપણ ટૂંકાણુ આવવા સાથે અર્થ તેવો જ રહે છે.

રા. કૃ. હ. પંડિતને અમદાવાદમાં જ રહી કામ કરવાનુ છે. જરૂરી એક-બે જણુ વિના મારે ને સહુને ત્યાં જ રહેવાનુ થશે. હજી તેમનુ નક્કી જેવુ નથી. પ્રકૃતિભેદનો નિભાવ અને અરસપરસનાં હૃદયોનુ યોગ્ય જ્ઞાન-આ બે વાનાં જો.મહિનો માસ અજમાયશી સહવાસ કરશે તો સ્થાયી નિર્ણય સ્ફુરાવશે.

રાજપૂતાના તરફનાં ચરિત્રોમાં કઠિનાઈ નડતી હશે જ. કોઈ પણ કામ નિષ્કામતાથી કરવા ઇચ્છનારને અન્ય કરતાં તે કાર્ય વધારે સંગીન અને સ્વચ્છ કરવા પૂર્ણ કાળજી રહેવાની જ; અને તેથી તેમાં એવી કઠિનાઇ સહેવી જ પડે. માટીની અને પથ્થરની ઇમારતો બાંધનાર વચ્ચે હોય તેવો એ તફાવત સકામ-નિષ્કામ કર્તાઓ-વચ્ચેનાં હેતુ, કાર્ય, પરિશ્રમ અને પરિણામમાં રહેલો છે. હાલ એ જ.

આપનો,
અખંડના સપ્રેમ નારાયણ

[ ૬૯ ] મુંબઈ, તા. ૫-૮-'૧૧

રા. રા. કૃષ્ણલાલ હરગોવિંદ પંડિત, બ્યારા

પરમ પ્રિય આત્મબંધુ,

તા. ૨૭ અને ૨૯ ના બેઉ પત્રો સાથે વખતસર મળ્યા હતા. અહીંનુ પરવારવામાં રોકાણનો પાર રહ્યો નથી. આપના જેવાનાં જોડાણ સ્થિત થયેથી જ એ રોકાણની અતિશયતામાં કાંઈ ઘટાડો થાય તેમ છે.

બંધુ પરજન્યરાય બાબત મુંબઈ જવા-આવવાના ટાઇમ અને ખર્ચનો આપે વિચાર કરી જે પ્રોગ્રામ ધાર્યો છે, તે ઘટિત જ છે.

તા. ૨ સપ્ટેમ્બરે અમદાવાદ આવી મળવા લખ્યુ એ સારી વાત છે. હું પણ ત્યા સુધીમાં કાંઈક નિરાંતથી અહીંનું આટોપી શકીશ.

દુષ્કાળનાં ચિહ્નોની ચિંતા આપે લખી તે યથાર્થ જ છે. અનાજના વેપારીઓ સિવાય અન્ય હરેક ધંધાદારી અને પરોપકારી ખાતાઓ માટે તે ચિંતા આવશ્યક છે જ. ખરેખર આ ખાતા દ્વારા દિવાળીથી જે કાર્ય બીજી બે-ત્રણ 'ગ્રંથમાળાઓ'ને અજમાયશી વધારવા જે નિશ્ચય છે અને જે નિશ્ચય પરત્વે આપનું જોડાણ ખાતા સાથે ધારવામાં આવ્યુ છે, તે સર્વ બાબત જો નક્કીપણે અનાવૃષ્ટિ થઇ પડે, તો મુલતવી રાખ્યા વિના ઇલાજ જ ન રહે.

તમારો પત્ર મળ્યા પછી ઉત્તરની ઢીલમાં એ વર્ષાદ મહારાજનો ઝોટાળો પણ કંઈક નિમિત્તભૂત હતો. પછી બેએક રોજ કંઈક વર્ષાદ આવ્યો, પણ ગુજરાત-કાઠિયાવાડને તેની અસર પોંચેથી જણાઈ નહિ. પછી પરમ ગતથી ઠીક

જોશમાં પાછો આરંભ થયો છે. આજે પણ ઠીક છે. આ વર્ષાદ હજી જારી રહે અને ગુજરાત–કાઠિયાવાડ તરફ પણ પધરામણી કરે એવી આશા રહે છે. જો તેમ થયું તો બધું નહિ તો અર્ધું પણ સુધરવા આશા રહે અને આપણે જે કાંઈ કરવા ઇચ્છીએ છીએ, તે વિચારને મેળો પાડવા જરૂર રહે નહિ.

ત્યાંની સ્થિતિ તથા આપના તે વિષેના વિચારો જણાવશો તો ઠીક પડશે. ઈશ્વરે આપણને ટાઇમ ૨૯ મી સુધીની છૂટવાળો અનૂકૂળ કરી આપેલ હોવાથી, સ્થિતિ ત્યાં સુધીમાં તો એક યા બીજી તરફ પૂર્ણ નિર્ણયાત્મક થઈ જશે જ.

આર્યભૂમિની ઉન્નતિ માટેના આપના વિચારોથી આપની ઉચ્ચ હૃદયતા પ્રતીત થઈ આનંદ થાય છે. કુદરતના અત્યંત વિશાળ પ્રદેશ અને નિયમોમાં વૃત્તિને ખાસ ઊંડાણમાં ઉતાર્યા વિના કેટલીક ચિંતાઓ તો વૃથા જ સેવવાની હોય છે. અલબત, એહીપણ ઇચ્છવા યોગ્ય નથી; પણ કરવાનું તો ચિંતા વિના કંઈક બીજું જ–અધિક હિતાવહ–કર્મ અધિક સમજુઓ માટે નીકળી આવે તેમ છે. બંધુ, સૂર્યમાં અંધારું નથી. અંધારામાં તો સૂર્ય આવશે, પ્રદેશ અજવાળશે અને પછી પાછું તેવું જ ! જમીન અને હેહની સાથે જ જડાઈ રહે એવી ઉન્નતિઓ–કદાચ દૂર રહીને પણ જીવાત્માની સાથે નિરંતર સર્વ સ્થળે સાથે રહેનાર ઉન્નતિ–તરફ લોકો ક્યારે વધુ ઢળતા થશે ? એમાંની દરેક વસ્તુનો સદ્દુપયોગ બીજીને ખેંચવા સમર્થ છે જ; એટલે આ કે પેલું શુભ હેતુથી જેને જે ગમે તે ઇચ્છવું અયોગ્ય નથી; પણ આ તો બીજે ચાલે ચડી ગઈ કલમ !

ખાતા વિષે પૂર્ણ લાગણી આપ જેવાને હોય જ. જે કાંઈ ચાલુ છે અને વધુ કરવા ધાર્યું છે, તે સર્વમાં ખર્ચ તરફ

સર્વથી વધુ નજર રાખીને જ કામ લેવાય છે. વિશેષ ધારેલું અજમાયશ જેવું જ પ્રથમ વર્ષ માટે રહેશે; છતા તેટલા વખતમા વધુ ચાલુ રાખવા જેવું પરિણામ નહિ નીકળી આવે, તોપણ દ્રવ્યહાનિ ખાતાને કે ખાતામા નાણાં રોકનારને ન જ આવવી જોઇએ, એ ગણતરી ઉપર જ અજમાયશ શરૂ થશે. અન્ય લોકોની રીતિએ તો અજમાયશ નહિ, પણ લાંબા અનુભવના આધાર પર અને ભવિષ્ય માટે શુભની પૂર્ણ ખાતરીએ—મારા જેવો કરી શકે તેવી ખાતરી પર જ સર્વ ચણતર ચણાયુ ને ચણાનાર છે; છતાં આસમાની સુલતાની વખતે આડી ન કરે પ્રભુ ને આવી પડે, એ શંકાને લીધે જ અજમાયશ શબ્દ વાપરું છું.

સારા કાગળોના સંબંધમાં આપની માન્યતા પણ અંશતઃ યોગ્ય જ લાગે છે. હાલ એ જ.

સર્વનો
અખંડના સપ્રેમ નારાયણ

[૬૦] મુંબઈ, તા. ૫–૮–'૧૧

પરમ પ્રિય આત્મબંધુશ્રી વેણીશંકર વિ. વહાલજી, ચોરવાડ

વિ. પત્રો સર્વ મળ્યા છે. અહીં વર્ષાદ બે દિનથી તો ઠીક મંડાયો છે. એ જ પ્રકાર ગુજરાત–કાઠિયાવાડમાં હાલ નીવડે તો આઠ આની વર્ષ પણ ગણાય, અને નહિ તો લોકની દુર્દશા છે. ધારેલ વિશેષ વિચારો તરત માટે માંડી વાળવા આપણે પણ પડે, અને ચાલતું કાર્ય પણ મુશ્કેલીથી ચાલુ રાખી શકાય.

તમારી લાંબી ગેરહાજરી અને અમદાવાદ જ રહેવાની વધુ

અનુકૂળતા નિર્ણિત થતાં, વ્યવસ્થાપક તરીકેનું નામ તથા સહી કરવાની સત્તા જીવણુલાલને સુપ્રત કરી છે, તેમ જ પગાર બાબત પણ, પગાર વિના બીજા કોઈ નિમિત્તે જે થવાના વિચારો ચાલતા, તે માણસોની વૃદ્ધિ અને બીજાં કારણોથી સારું–માઠું લગાડનારા થઈ પડે તેમ સમજાતાં, ગયા ફાગણ કે તે અરસાથી વીસ રૂા. લેખે જ ખાતામાંથી ગણી લેવા ને હવે પછી જારી રાખવા જીવણુલાલને કહી દીધું છે; અર્થાત્ હોદ્દામાં ને પગારમાં તમારી મુજબ જ ગોઠવણ થઈ છે.

અમદાવાદના વ્યવસ્થાપક તરીકે મણિલાલ મગનલાલ ત્રિવેદીની ગોઠવણ, તે પણ એ જ રેટથી થઈ છે. તે જીવણુલાલની શરૂઆતની ૨૫ની ગોઠવણના ધોરણ પર જ છે. તેને માટે ૨૫ ની સગવડ, રૂબરૂ કેટલોક સમય રહેવું થયા પછી તેની બીજી રોકાણ જેવું નહિ જણાય, તો કરવાનું મનમાં છે.

નક્કીપણે લખવું-બોલવું એ મનુષ્યની અલ્પજ્ઞતા ને અલ્પ શક્તિના આગળ અયોગ્ય જ હોવા છતાં આટલું તો કહી શકાય છે, કે જ્યારે પણ કામ કરવાની સ્થિતિમાં તમે આવો ત્યારે ખાતામાં તમારે માટે બનતાં સુધી જગ્યા થશે જ.

તમારે આગલા મંદવાડ વખતે જવું પડેલું, તે સમય બદલ તો નિર્ણય તમે અહીં આવ્યા પછી કરી ચુકાયો છે જ; પરંતુ તે પછીને માટે એકંદર આ વર્ષનો વિચાર કરતાં અને ખાતાની સ્થિતિ જોતાં અનિર્ણિત છું.

તમારા જેવા ભલા માણસની શુભ ભાવનાઓ અને શુભેચ્છાઓ સંયોગોમાં સત્ત્વને પૂરનારી નીવડી તમારે માટે હિતાવહ નિવડો, એ શુભેચ્છાથી જ હાલ તો વિરમવાનું રહે છે.

અમદાવાદ આવવા જેવો સુધારો થતાં ત્યાં આવીને પણ મગજના કામમાં તમારાથી આરોગ્યપૂર્વક નભી શકાશે કે કેમ એ સમજી શકાતું નથી; એટલે તે વાતનો અનુભવ

કેટલીક વખત સેવાયે સમજાય તે ખરું ।

'બાળકોની વાતો' વિષે સિખાભાઈએ ચોકસથી પ્રૂફ પ્રા. ભાઈ પાસે પાસ કરાવીને જ છાપવા લખ્યું ત્યારે જ આપણે રજા આપી હતી, એમ મને જેવી તેવી યાદ છે; તે ખરું હોય તો તેની યાદી આપોને ને નહિ તો એમનું એમ પણ જે જે ભૂલોચૂકોનું જણાય, તે યોગ્ય ઠપકા સાથે ત્યાંથી પરખાયું તેમને લખજો

મગજની ગરમી, આંખોનો દુઃખાવો, એને માટે (જો ભૂખ ઠીક રહેતી હોય, તો) અખરખ ચાખ્યા પછી તે ઉપર નીચે મુજબ ભેંસનું દૂધ ખાવા ભલામણ છે.:-

દૂધ અર્ધો શેર, સાકર ૧ તોલો, બદામ બે તોલા- એટલું ઉકાળીને અર્ધું દૂધ રહેતાં ઉતારી લઈ ખમાય તેટલુ ઠંડું પડે એટલે પ્રથમ બદામો ખૂબ ચાવીને ખાઈ જઈ ઉપર દૂધ પી જવું.

હજમિયત સારી હોય તો શેર દૂધ લેવું. સાકર તોલા ૧ાા, બદામ તોલા ૩ લેવી. બદામ પ્રથમ ખૂણેથી ચાખીને જ દૂધમાં નાખવી. અમૃતલાલભાઈને પૂછીને જ એ પ્રયોગ યોગ્ય લાગે તો કરજો.

હવે શરદ ઋતુની શરૂઆત તડકો ખૂલે ત્યારથી થઈ સમજી લેવી; અને શરદ ઋતુમાં અખરખ ગરમ પડવાનો મને અનુભવ છે; માટે તેને બદલે સુવર્ણમાક્ષિક અથવા સુવર્ણ-પર્પટી સેવાય તો વધુ સારી. સુવર્ણપર્પટીમાં વરખ આવે છે ને પારા ગંધકની કજળી આવે છે. વરખ તો અહીં હાજર જ છે; શુદ્ધ પારો જોઈએ. બનાવટની રીત અમૃતલાલ-ભાઈ પાસે પુસ્તકોમાંથી મળશે.

ઉપવાસ ચારેક થયા છે. પ્રકૃતિ તો એમ જ ચાલી જાય છે. એક ટંક હાલ ખબરે છે એટલે ઠીક છે. રામજી-

(ચોરવાડવાળા)ને વીશી ખર્ચથી, બારોટ ડભાણવાળો ઘેર ગયો તેની જગ્યાએ રાખ્યો છે. ફૂલચંદ આપણને પસંદ નહોતો; તેને બીજે સગવડ મળતાં ખુશીથી જવા દીધો છે.

ચીમનલાલ શ્રાવણ વદિમાં અમદાવાદ જશે. મારું હજી નક્કી નથી; પંદર દિન વહેલું મોડું જવાશે તો ખરું જ–પછી વરસ સુધરો કે બગડો !

'ગ્રંથમાળા' ૨૭૦૦ સુધી પહોંચી છે.

ખાતા તરફના તમારા વિચારો જાણ્યા છે–જાણ્યા હતા તે દૃઢ રીતે જણાયા છે.

ખાતામાં તમારું જોડાણ સ્થાયી અને યશસ્વી રહ્યા કરે તેથી અધિક બીજું શું છે ? અનુકૂળ માણસો ખાતાને હાલતાં-ચાલતાં ક્યાંથી ઝટ મળે તેમ છે ? છતાં તમારું હિત પણ જોવું જ જોઈએ; અને તેથી જ ભાનુભાઈની સૂચનામાં ભલામણને મેળી હતી. મુંબઈ માટે તમારી પ્રકૃતિને અણબનાવ હમેશ માટે મને લાગતો હોવાથી જ તે વાત ભલામણ માત્ર રૂપે હતી; નહિ તો તે કાર્ય–એ મગજનું કામ તેમાં વધુ ન હોત, 'તો– સ્વીકારવા મેં દબાણ પણ કર્યું હોત. ખાતાને એક સારો માણસ ઈશ્વરઇચ્છા હશે જ, તો હરેક રીતે મળશે; પરંતુ તમારું હિત તે માટે ઓછું તાકી શકાય નહિ જ.

તમારા પિતાશ્રીને નારાયણ. તેમના આમંત્રણ માટે આભારી; પણ હાલ તો એ તરફનું અન્ન લખ્યું હોય એમ લાગતું નથી.

નવા ભાઈ (રામશંકર) માટે તો અનિર્ણિત હજી છે. ત્રિકમલાલ અહીં ખાતામાં આવેલ છે. જે સંભારે તેને ઘટિત.

આજ્ઞાથી દઃ જીવણલાલ

[૭૧] મુંબઈ, તા. ૯-૮-'૧૧

પરમ પ્રિય રામમોહનરાયભાઈ, અમદાવાદ

પ્રિય બંધુ,

'સુંદરી સુબોધ'ના ચાલુ વર્ષના બે સુધીના અંકો તથા 'યોગિની'ની બૂક આજે મળ્યાં છે આપનો એ બદલ આભારી છું.

મેં પત્ર લખેલો તેનો ઉત્તર હજી મળ્યો નથી; તે મળવા વિનતિ છે. નીચેની બાબતો તથા તે પત્રનો ઉત્તર ત્વરાએ મળશે તો આભારી થઈશ, કેમ કે 'ગ્રંથમાળા'નો દસમો મણકો છપાવવાનો નિર્ણય કરવાનો આધાર તેના ઉપર રહેલો છે. વચ્ચે વખત તો છે જ, પણ પ્રેસવાળાઓની ઢીલ તોબા કરાવે છે ને આપ જાણતા હશો જ.

(૧) 'યોગિની'ની અત્યાર સુધીમાં કેટલી પ્રતો છપાઈ બહાર પડી છે?

(૨) એ તેની હજારની આસપાસની સંખ્યા જ નીકળી હોય તો એ પુસ્તક બહુ ફેલાયલું નથી, એમ સમજીને 'ગ્રંથમાળા'ના બે મણકા દાખલ તે બહાર પાડવા વિચાર થાય છે. એની ચારથી પાંચ હજાર નકલો છપાશે; કેમ કે હવેથી ૪૬૦૦ પ્રતનો દરેક મણકો છપાવવાનો ઠર્યો છે, માટે તેમ કરવા આપ રજા આપશો? આપવી યોગ્ય લાગે તો રજા લખી મોકલવા વિનતિ છે. આ રજા આપવાથી એ પુસ્તક પરનો આપનો છપાવવાનો કે બીજા કોઈને પણ છપાવવાની રજા આપવાનો હક્ક કાયમ જ છે. દસમા તથા અગિયારમા મણકા દાખલ આ બૂક છપાશે.

બને તો વળતી ટપાલે પ્રત્યુત્તર આપી આભારી કરશો;

કેમ કે ચાર–છ બૂકો એ મણકા દાખલ નજર આગળ છે, તેમાં જે અનુકૂળ ઉત્તર મળે તો 'યોગિની' વધુ ગમે તેવી છે, અને છાપવા તરતમાં જ મોકલવાની જરૂર છે. એ જ.

ભિક્ષુ અખંડાનંદના
સપ્રેમ વંદિત

[ ૭૨ ] મુંબઈ, તા. ૯–૮–'૧૧

રા. રા. માસ્તર નાનાલાલ મગનલાલ, અમદાવાદ

મે. સાહેબ,

'કથાકલ્પવૃક્ષ'ની બૂક સાથે આપનો પત્ર મળ્યો છે. વાંચી આનંદ થયો છે. બૂક ભેટ મોકલવા બદલ તથા આ ખાતાના કાર્ય બાબતના આપના શુભ અભિપ્રાય બદલ ખાતા તરફથી આપનો ઉપકાર માનું છુ.

આપે લખી મોકલેલો હિસાબ વાજબી જ છે, અને આપ એ બૂક સસ્તા સાહિત્ય તરીકે આ ખાતા વડે ફેલાવવા ઇચ્છો છો એ પ્રશંસાપાત્ર છે.

આપ તે બૂકો આ ખાતાને ૫૦૦ પ્રત છે તે વેચાતી આપી દેવા લખો છો. ઇચ્છું છુ, કે અમે તેમ કરી શક્યા હોત તો સાર; પરંતુ તેવું ધોરણ રાખવા ખાતે જરૂરી દ્રવ્યની સગવડ ખાતામા ન હોવાથી અને જે કાંઈ જૂજ ફંડ છે, તે અન્ય કાર્યો નિમિત્તનું હોઈ તે તે કાર્ય ખાતે રોકાયલુ હોવાથી તથા ખાતા તરફથી નીકળતા પુસ્તકો પણ જુદા જુદા સજ્જનોના ઉછીનાં દ્રવ્ય વડે છપાઈ નીકળતાં હોવાથી, બૂકો ખરીદી લેવાનુ ધોરણ હજી સુધી અમે શરૂ કરી શક્યા નથી. હા, બહારની પંદર–વીસ બુકો આ ખાતા મારફતે

વેચાય છે; પરંતુ અમે તે રાખેલા સસ્તા ધોરણને અનુસરતી સસ્તી કિંમતે જાંગડ તરીકે વેચવા મોકલીને, વેચાય તેમ પૈસા અપાતા રહે એવી રીતે જ સ્વીકૃત થયેલી છે. જાહેર ખબરનો ખર્ચ, ખાતાની વ્યવસ્થા બદલના ખર્ચનો ફાળો તથા સામટું સેનારને આપવા પડતા કમિશન ઇત્યાદિ બદલ ઉચ્ચક પચીસ ટકા કાપવા અને કિંમત રાખતી વખતે તે ખર્ચ પણ તેમાં આવી જાય તેમ કરવાનું ધોરણ અમે રાખેલું છે. જો આપ તે વાત પસંદ કરતા હો તો લખશો, એટલે કિંમત ઇ૦ નુ ધોરણ લખી જણાવીશું, જેમાં આપને નુકસાન થાય તેવું પ્રમાણ હશે નહિ જ. હા, પૈસા આપને વેચાણ થયે-થતું જશે તેમ–મળતા જશે; પ્રથમ નહિ મળે એ તો ખરું જ.

એ બૂકની પ્રસ્તાવનામાં આપ આ ત્રીજી આવૃત્તિ છપાવવા ઇચ્છા છો એમ જણાવ્યું છે; તે વિષે હાલ શું વિચાર રાખ્યો છે યા છપાતી હોય તો જણાવશોજી.

આપના કાર્ડ પર છાપેલું છે, કે જુદી જુદી જાતની પંદર બૂકો આઠ આને આપો છો, તે બૂકો કઈ કઈ તે જણાવશો. 'કથાકલ્પવૃક્ષ'માં પંદર જાદુઈ બૂકોનું લિસ્ટ આપ્યુ છે, તે તો એ નહિ ? જો તે ન હોય તો કઈ તે જણાવશો; અને એ લિસ્ટવાળી પંદર બૂકો આ ખાતાની લાયબ્રેરી માટે ઓછામાં ઓછી શું કિંમતે આપ આપી શકશો, તે જણાવી આભારી કરશો.

એક બીજી વાત આપને પૂછવાની, કેઃ–

અમારી 'વિવિધ ગ્રંથમાળા'થી આપ વાકેફ હશો જ. તેમાં આપની 'કથાકલ્પવૃક્ષ' એ બૂક પણ પસંદ કરવા યોગ્ય લાગે છે. આ ખાતાનો હેતુ, સગવડ, કામકાજ ઇત્યાદથી આપ જોઈ શકશો જ, કે પુસ્તકોની પસંદગી બદલ

બદલો આપવાનું આ ખાતાથી ન બની શકે એ સ્વાભાવિક જ છે.

માટે આપ નિષ્કામભાવથી જો એ બૂક હાલ તેમ જ ફરી પણ જોઈએ ત્યારે સસ્તી કિંમતે છપાવી બહાર પાડવા આ ખાતાને રજા આપતા હો, તો ૧૯૬૮ના એકાદ અંક તરીકે તે છપાવી બહાર પાડવા હાલ અમો વિચાર રાખીએ.

દરેક અંકની હાલ ચારથી પાંચ હજાર નકલ છપાતી રહે છે. ગ્રાહક જો કે તેટલા નથી, તોપણ તે થવા સંભવ છે, તેમ જ છૂટક વેચાણથી પણ તે વેચાય છે.

જો આપ એ પ્રમાણે રજા આપશો, તો આપની પાંચસો નકલ છે તેટલી કમી છપાવીને અથવા બીજી હરેક રીતે તેનો નિકાલ કરવાના ઉદ્દેશથી તે નકલો આપે લખેલી કિંમતે અમે ખરીદી લઈશું.

ઉપરાંત એ બુક ફરીથી જોઈએ ત્યારે ત્યારે છપાવવાનો અમને હક્ક આપશો, તે સાથે આપને પણ તે જોઈએ ત્યારે ત્યારે છપાવી લેવાનો અથવા બીજા કોઈને છાપવાની રજા અમને આપી છે તે ઉપરાંત બીજાને પણ આપવાનો હક્ક પણ આપને રહેશે જ.

પત્ર વળતી ટપાલે લખી આભારી કરશો; જેથી, ગ. અન્ય બૂકોની પસંદગીનો સત્વર નિર્ણય કરવા સુગમ આપની સંમતિ મળશે તો તેથી અમે વધારે રાજી છીએ.

આજ્ઞાથી દ: વેણીશંકર વ૦

[૭૩] મુંબઈ, તા. ૧૧–૮–'૧૧

રા. રા. પુરુષોત્તમ શામળદાસ, ભરુચ

પરમ પ્રિય આત્મબંધુ,

પત્ર મળ્યો છે.

રૂા. જે મંગાવી લેવા ધારેલા, તેની પાછી હાલ જરૂર રહી નથી. જોઈશે ત્યારે ચારસો–પાંચસોની રકમ બિલકુલ તૈયાર જ છે, એ વિચાર હૃદયમાં કાયમ રહેવાને લીધે કામો કરવામાં બહુ સુગમતા રહે છે. આવતુ વર્ષ નબળું છતાં પણ કાર્ય તો ચાલતુ રહેશે જ. ઓછું ચાલશે ખરું, છતાં બંધ નહિ થાય, તેમ છે. તે માણસોમાંથી કોઈને રજા નહિ આપવી પડે, તેમ ખાતાને ખોટ પણ નહિ ખમવી પડે એ નક્કી છે. સર્વ કાર્ય, હિસાબ પ્રથમે ગણી–વિચારીને જ ચાલે છે ને ચાલશે

કારતકમા કે ઉનાળામાં ઘણે ભાગે પૈસાની જરૂર પડવા સંભવ છે, ત્યારે મંગાવી લઈશ; પણ તે વખત તે ન મોકલી શકો, તો કંઈક ખાસ અગવડમાં મુકાવુ પડે ખરું; માટે પૂછવાનુ, કે ખાતરી રાખી ચાલીએ કે કેમ? હાલ જે કાંઈ કરવાનું હોય તેના પરિણામે તે વખતે તે આવશ્યકતા નીકળવાની, માટે તે ખાતે ઉત્તરની જરૂર છે. મંજન પોંચ્યુ છે. ત્રિકમલાલ આનંદમાં છે. પ્લેટો માટે તપાસ કરીશુ, પણ ઢીલ થશે ખરી એ જ.

અખંડ

[ ૭૪ ] મુંબઈ, તા. ૧૧–૮–'૧૧

પ્રિય બંધુ વેણીશંકર વહાલજી, ચોરવાડ

પત્ર પહોંચ્યો. કાર્ડ પણ મળ્યું હતું.

વિલાયતના કાગળો આજે મળી જશે. માલ ઠીક છે.

રા. કા. ની સગવડ હાલ તો કામચલાઉ છે ને વીશી-ખર્ચ જોગા રૂ. ૧૦] આપવાના છે.

વી. પી. અમદાવાદથી રવાના–ચડેલાં તે થઈ ચૂકયાં છે. હવે તો નવાં આવે તે થતાં રહેશે.

'જ્ઞાનેશ્વરી' તથા નક્ી 'શ્રં. મા.' સર્વ ગોઠવણનો આધાર વર્ષાદ પર હતો. હવે તો વિચારીને દરેક પગલું ભરવાનું રહ્યું છે. ખપત ઘટવાની, માટે ચાલુ ખર્ચો નભાવી રાખવાનું પણ સહેલું રહેશે નહિ.

'બંધુ–સમાજ'વાળા ભાઈનું હાલ મહિના માસ પછી અજમાયશી જોડાણ થશે. પેલા રામશંકરભાઈ ૨૫)ના રેટથી હતા, તેમને અજમાયશ લઈ રજા આપી છે. શામળદાસને ઘેર ખેતીનું જાગવાથી ગયા છે. હાલ ખેતીનું બાદલું જોતાં બીજી ગોઠવણમાં પડવું પડ્યું હોય તો કોણ જાણે !

સુતારકામ થોડા ઇન્નું હાલ ચાલે છે. ઓરડીએ જેમનું તેમ છે. પંદરેક રોજ સોરું થાય તે ખરું.

'સુદામા ચરિત્ર' વડોદરાથી મળ્યાં નથી. વડોદરે મોતીભાઈ પર લખજો.

મિ. ચિતળિયા માટે વિચારો ધારેલા ને તેમની જોડાવા તૈયારી પણ નક્કી થઈ ચૂકેલી; પણ પછી સૂકામણાએ અજ-માયશમાં ઊતરતાં પણ રોકાવટ કરી છે, એટલે તેમને પણ ના પાડવી પડી છે.

મંદવાડ વખતના પગાર વિષે જે કાંઇ હકીકત અગાઉની છે, તેનો પુનઃ વિચાર કરવા હેતુ જ નથી. તમારી આર્થિક સ્થિતિ અને હિત સમજવા છતાં પણ મૂળ હેતુ અને કાર્યને અણઘટતું દબાણ ન પ્હોંચવાની હદ જાળવવાની પ્રથમ જરૂર હોવાથી ઇશારો લખ્યો હતો. કામનો અને તે વિનાનો આ વર્ષનો સમય જોતાં, એ અગાઉને પ્રસંગે કંઇક હદ મુકાયા જેવું થયું હોય, તો તે ખાસ પ્રાસંગિક બનાવ રૂપે જ હોવાનું સમજાઈ, નિરંતર માટે કિંચિત્ પણ તેવો ખ્યાલ કોઈ ન બાંધી બેસે એ જ હેતુ તે લખવામાં હતો, તે તમારા ધ્યાનમાં મૂળથી જ છે એટલે બસ.

મારું તો એમ જ માનવું થયા કરે છે, કે મગજના કામમાં પેસી વળી પાછું પણ તમારે લથડવું જ પડશે; છતાં ભલે અનુભવથી જ તે સમજાય તેમ હોય, તો મને ના નથી. વળી, એક થેલીમાં બે ચમક પથ્થર રહેવા ઠીક નથી. પ્રકૃતિ મારી તો તે જાતની છે જ. વળી, તેમાં દિન દિન મુંબઈનાં હવાપાણી કે ગમે તેમ વધારો થાય છે. તમારી પ્રકૃતિ પણ હાલના વિકારને વશ કંઇક તે પ્રકારની થતી જતી મને તો લાગી છે. ખાસ કોઈનો જ દોષ નથી. પ્રકૃતિ પ્રકૃતિના ધર્મમાં વર્તે તેનો પણ દોષ નથી, પણ તીક્ષ્ણે તીક્ષ્ણ પદાર્થોના સંયોગ કરતાં તીખા અને મીઠા પદાર્થોનો સંયોગ જ ઉભય માટે અધિક લાભપ્રદ કુદરતી નિયમો કહે છે. ખરું છે, કે આપણુ બેઉને બંધબેસતા થાય તેવા મીઠા સોબતીઓ —હાથ નીચે યા ઉપરી તરીકે—એકાએક સુલભ નથી જ; છતાં પરિણામી હિત તે માર્ગે પ્રયાસ કરતા રહેવા પ્રેરે છે.

મારા અનિશ્ચિત વિચારો એ પ્રમાણેના હાલ છે; તમારા શું છે? તમારી પ્રકૃતિ વિષે મેં દર્શાવેલી માન્યતા દઢ તરીકે નથી જ; છતાં તેનું ભવિષ્ય માનવા જેટલાં કારણો ને કંઇક

અનુભવના આધારે જ તે છે.

આથી કાંઈ પણ પરિણામી નિશ્ચય યા તે પરિણામે પહોંચવાનો હેતુ ધારણ થયેલો સમજવો નહિ, પણ લાંબી દૃષ્ટિએ જણાતું તમારું હિત જ વિચારોના જે પ્રદેશમાં લાગણીને ખેંચે. જાય છે અને તે લાગણીને જે કલ્પનાઓ દેખાય છે, તે સરળતાથી લખી દેવી; પછી સિલકે કશું નહિ એ ધ્યાનમાં રાખવાનું છે એ જ.

અખંડના
સર્વને સપ્રેમ નારાયણ

[ ૭૫ ] મુંબઈ તા. ૧૫–૮–'૧૧

રા. રા. મોતીભાઈ ન. અમીન તથા અંબુભાઈ, વડોદરા

વિ. અંબુભાઈનો ૧૨–૮–'૧૧ નો પત્ર, રિસીટ તથા પારસલ 'સુદામા ભાષણ'નું સર્વ પોંચ્યાં. તેઓએ લખ્યું છે, કે પત્રવ્યવહાર સ્ખલિત થયો છે; પણ અમે અગાઉ કેટલાક પત્રો લખેલા છે તથા બૂકો મોકલેલી છે. તેનો એક સાહેબ-શાહી પત્ર આવેલો, કે સાહેબજીને તે બધું બતાવ્યું છે, પણ ઉત્તર લખાવવા તેમને ફુરસદ ન મળતાં બહાર જવું થયું છે. બહારથી હવે તેઓ આવ્યા તો છે જ, પણ તે વિષે કેમ કાંઈ ઉત્તર નથી? સ્ખલિત તો શું, પણ આ નીતિએ બંધ થાય તો પણ શી નવાઈ? પરમ દિને જ કે ચોથે દિને બે–ચાર બાબતો વિષે લખ્યું છેઃ તેનું કંઈક થાય તેમ છે?

પેલી 'સ્ત્રીઓનાં સારાં કામ'ની એક પ્રત અહીં ખાતે ઉધારી મોકલી આપવા તસ્દી લેશો. ત્યાં આવ્યો ત્યારે માગેલી, પણ પછી મળી નહોતી.

અખંડના સપ્રેમ ઘટિત

[ ૭૬ ] મુંબઈ, તા. ૨૦-૮-'૨૧

રા. રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી,

ઠે-રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી, મુંબઈ

પ્રિય સજ્જન,

આપનો ઊંડી ઊર્મિપૂર્વક લખાયલો પત્ર અત્રે વખતસર મળ્યો, વાંચી આનંદ થયો છે.

ઐતિહાસિક વાર્તાઓની ઉપયોગિતા માન્ય છે. એ પ્રકારની અને બીજી પ્રેમ-દૈવી પ્રેમ-વિષયક નાની વાર્તાઓ સ્વ૦ નારાયણ હેમચંદ્ર તરફથી નીકળેલી; તેની ભાષા સુધારી ફરી લખી આપનાર મળતાં, તે પ્રસિદ્ધ કરવાની વાત મારા ધ્યાનમાં હતી અને છે જ.

અનાવૃષ્ટિને લીધે કેટલીક ધારેલી શરૂઆતો વિષે હાલ પુનઃ વિચારણા ચાલે છે. એ શરૂઆતોમાંની એક 'નવલકથામાળા' પણ છે.

રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત-એ સાક્ષર-બંધુ તરફથી ટૂંકી વાતોનો તેમનો રચિત એક સંગ્રહ એક મણકા જેગો તેમણે મારા પર મોકલી આપ્યો છે. તે ઐતિહાસિક જો કે નથી, તોપણ અસરકારક છે.

ઐતિહાસિક વાતોથી હેતુ વધારે દિશાઓમાં સફળ થાય છે એમ મારી માન્યતા હોવાથી, આપે તૈયાર કરેલી વાતો આપ આ ખાતાને પ્રસિદ્ધ કરવા સોંપવા ઇચ્છો છો, તે બદલ આપનો આભારી છું. આશા છે, કે તે મારા વાંચવામાં આવ્યેથી રચના શૈલી ઇ. ઉપયોગી જ જણાશે; છતાં એક વખત જોવાયે-

થી જ પસંદગીનો છેવટનો નિર્ણય જણાવી શકું તેમ છે.

કાલે અમદાવાદ તરફ મારે જવાનું હોવાથી અત્ર આવી આપને સમાચાર જણાવું, એટલે આપ તે જોવા મોકલી શકશો? બહાર આઠ–દસ રોજ મને થશે. આપને એકાદ વખત મળવા પણ યત્ન કરીશ.

બદલાના વિષયમાં ખુલાસો કરવા રજા લઈશ, કે—

આ ખાતાનો હેતુ બની શકે તેટલો જાતિ–ભોગ આપીને કાર્ય કરવાનો છે. વેચાણ–વ્યવસ્થા ખાતે આવશ્યક ખર્ચ બહુ કરકસરથી કરી, તેટલો કિંમતમાં પડતર ગણતી વખતે ચડાવી લેવાય છે. ગ્રંથ–રચના ખાતે કાંઈ પણ ખર્ચ કરવાનું આ ખાતાથી બની શકે તેમ ન હોવાથી, વિના ખર્ચે બની આવે તે તે સાહિત્યનો ઉપયોગ કરી, ખર્ચની બાબતોથી અલગ રહેવાનું ધોરણ અમારે ખાસ જાળવવાનું છે; અને એમ છતાં પણ અમારાથી પ્રચારનું જે થોડુંક કાર્ય બની શકે તેમ છે, તે કરતાં અધિક સાહિત્યસામગ્રી પ્રભુકૃપાએ આગળપાછળ પ્રાપ્તવત્ રહ્યા કરે છે; અને આર્યપુત્રો પરોપકાર અને આત્મભોગનું તત્ત્વ દિન દિન કાંઈ પણ અધિક સમજતા ચાલવાનું સંભવિત છે, ત્યાં સુધી અમને તે ખાતે તંગી પડવા ભય નથી.

બદલો તો નહિ જ, પરંતુ સાંપ્રદાયિક મંદિરોમાં હજારો રૂા.ની દેવસેવા બદલ પ્રસાદનો એકાદ પડિયો અર્પાય છે, તેવું કંઈક અમે પણ કરવાનું રાખ્યું છે, અને તે એ, કે ૨૫ યા ૫૦ પ્રતો કર્તાને મિત્રોમાં અર્પવા માટે પોંચાડીએ છીએ; જેમાં પાંચેક પ્રત પાકા પૂઠાની પણ હોય છે.

પ્રિય બંધુ, અમે જે પ્રકારે આ કાર્યની શરૂઆત કરી છે ને ચલવીએ છીએ, તે પ્રકાર જેઓને ગ્રાહ્ય હોઈ નિષ્કામતાથી સ્વસેવા ગરીબ દેશબંધુઓની જ્ઞાન–ગુણવૃદ્ધિ અર્થે અર્પવાનું

જેમને ગમતું હોય, એવા નરદેવો જ ઉપલું અમારું ધોરણ સ્વીકારી શકે તેમ છે.

**આપને હૃદયપૂર્વક તે ગ્રાહ્ય લાગે તો ઘટતું કરવા મુખ્તિયાર છો. કનમનતા ચિત્તે કશું જ આમાં કરવાનું નથી. પ્રભુની સામગ્રીઓ અનંત છે. તે અનંતતામાંથી સપ્રેમ સમર્પણ-કર્તાઓનું યોગ્ય પ્રમાણ નીકળી આવવામાં અમને પૂર્ણ શ્રદ્ધા છે.**

વિશેષ આ વાત પણ દરેક સમર્પક-દેવને વિદિત કરવાનું અનુભવે શિખવાડ્યું છે, કે એવા દરેક સજ્જને ઉક્ત ખાખત સિવાય ખાતા તરફથી યા તેના અમારા જેવા **નિષ્કિંચન મજૂરો તરફથી કોઈ પણ પ્રકારમાં બદલો, મદદ, કીર્તિ યા સત્કારની આશા રાખવાની નથી.** આપને હું ઓળખતો નથી, છતાં ધારું છું, કે સજ્જન હશો, નિષ્કામ હશો, છતાં ગીતિ અને પ્રકૃતિ અનુસાર આ લખવું પડે છે, તો તે અવિનય દરગુજર કરશો.

કાલ રાત્રિ સુધી અહીં છું. ૧૦ની ટ્રેનમાં રાતે જનાર છું, પણ દરમિયાન રોકાણ ઘણી છે—નહિ તો કાલે જ મળી શકત. આપ આવો તોપણ રોકાણ આડે વાત કરવા બને નહિ, માટે જઈ આવ્યા પછી જ ઠીક પડશે. વળતો પત્ર લખશો, તો કાલે અનુકૂળ સમાચારથી આનંદ થશે. એ જ

સર્વનો
ભિક્ષુ અખંડાનંદના
સપ્રેમ નારાયણસ્મરણ

[૭૭] મુંબઈ, તા. ૨૧-૮-'૧૧

રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, રાજકોટ

માનવંત સદ્‌ગૃહસ્થ,

કેટલીક વીગતોનાં કાગળિયાં વિના મૂલ્યે મોકલી શકાતાં હોય તે તે પ્રકારથી મોકલવા અને મૂલ્યવાળાં હોય તેના મૂલ્યની વીગત મળવા કેટલાક મહિના પર મેં પત્ર લખેલો. 'થોડા દહાડામાં મોકલીશું' એ ઉત્તર પછી તે સંબંધી હજી કાંઈ જણાયલું ન હોવાથી ઘટતું થવા તસ્દી લેશો.

'સાહિત્ય પરિષદ'નો અહેવાલ અને નિબંધ–સંગ્રહ આ ખાતું ભેટ દાખલ મેળવવાને યોગ્ય છે એમ આપને ઘટિત લાગે, તો જણાવવા મે. કરશો.

એ પુસ્તક વેચવાની મુંબઈ ખાતે તેમ જ અમદાવાદ ખાતે સગવડ કરેલી હોય તો તે ઠેકાણાં જણાવશો. કોઈ કોઈ સજ્જન તે વિષે પૂછે છે, તેમને તે જણાવી શકાય. એ જ.

સર્વનો
ભિક્ષુ અખંડાનંદના સપ્રેમ ઘટિત
એો. સે, સ. સા. વ. મંડળ

[૭૮] મુંબઈ, તા. ૨૪-૮-'૧૧

રા. રા. દોલતરામ નરસિંહરામ, ...

વિ. આપનો વીગતવાર પત્ર તા. .. ... નો વખતસર મળેલો, જેનો ઉત્તર જાતે લખવાનો હોવાથી બીજી કેટલીક રોકાણોમાંથી મુક્ત થયે આજે જ લખી શકયો છું.

આપના વડીલ બંધુશ્રી તરફથી અત્રના કાર્ય સંબંધી લખાઈ આવેલ પ્રશંસાપત્ર માટે તેમનો અત્યંત આભારી

છું. પ્રશંસા તે સર્વપ્રેરક પ્રભુની જ છે; નિમિત્ત માત્ર વ્યક્તિની શ્રેષ્ઠતા કલ્પવી, એ તો કલ્પનારની શ્રેષ્ઠતા જ માત્ર છે. આપ અને તેઓ જેવાઓની શ્રેષ્ઠ શુદ્ધ ભાવનાઓને પણ અમે આ કાર્યમાં ઘણી સહાયક માનીએ છીએ.

તેઓની રચેલી કવિતાઓ જોવા મોકલશો, તો ઉપકાર થશે. જોયેથી નિર્ણય જણાવી શકાશે. અમારી એ ખાતે પસંદગી કરનાર ખાનગી કમિટીમાં પસંદ પડશે, તો આવતા વર્ષમાં તેને મણુકા દાખલ જગ્યા મળી શકશે ખરી.

વળી, તેમ નહિ થાય તોપણ તમને હજારેકની જરૂર હશે, તો તે કાર્યની પ્રેસ તથા બાઇંડર સાથે ગોઠવણ કરાવી આપીશું.

'મણિરત્નમાળા' તથા 'ભર્તૃહરિ નીતિશતક'ની પ્રતો આપ તરફથી મળેલી, પણ સ્થળની ફેરવાફેરવમાં તે કયાંક પેસી જવાથી આજે જોવરાવતાં હાથ લાગી નહિ—ધીમે ધીમે શોધાવતાં તે જડશે જ; પણ જો આપ પાસે હોય ને પુનઃ મોકલી શકો તો ઉપકાર! તે સાથે બીજાં શતકો પણ છાપેલ યા લખેલ હોય, તે જોવા મોકલશો તો ઠીક પડશે. પુનઃ કશું ખોવાવા સંભવ સમજતા નહિ. હવે પ્રબંધ સુધારા પર ગોઠવાયો છે.

લોક બિચારા આપણી શી કદર કરવાના હતા ને આપણે પણ શી કરાવવી છે? છતાં તેમના હિતની પ્રવૃત્તિનો લાભ તેઓ ન લે, એ તો દિલગીરી ખરી જ.

પત્રમાં સ્થળ તથા તારીખ કે મિતિ આવે તો વધુ સારું. એ જ.

સર્વનો
અખંડના સપ્રેમ નારાયણ

[ ૭૯ ] મુંબઈ, તા. ૨૪-૮-'૧૧

રા. રા. પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય, હળવદ

પ્રિય આત્મબંધુ,

આપનો તા. ...... નો પત્ર વખતસર મળેલો. તેનો વીગતે ઉત્તર આટલી અસાધારણ ઢીલે લખી શકું છું તે અયોગ્ય તો છે જ પણ અનેક નવીન રોકાણો આડે લાંબા વખત સુધી પત્રોનો થોકડો ચડાવ્યે જ જવો પડવાથી તેમ થયું છે. ફરી તેમ થવા સંભવ થોડો છે.

અન્ય ભાષાઓમાંથી ભાષાંતરો કરી શકે તેમ જ સ્વભાષા પર સારો કાબૂ હોય, એવા એકાદ સજ્જનની આ ખાતા માટે આવશ્યકતા તો અનિવાર્ય છે જ; અને આપની સાથેનો થોડો પત્રવ્યવહાર છતાં એ પ્રકારના અને ખાતા સાથે જોડાવા ઇચ્છે તેવા જે થોડા મનુષ્યો હું જાણું છું, તેમાંના એક તરીકે આપને હું માનું છું.

આજે રાતે અમદાવાદ જાઉં છું. આઠેક રોજમાં પાછો આવી પંદરેક રોજ રોકાઈ, પુનઃ ત્યાં જઈ કારતક આખર સુધી ત્યાં જ રહેવા ધારણા છે. દિવાળીના અરસામાં આપને હું તેડાવું તો એકાદ માસ ત્યાં અમદાવાદ આપ રહી શકશો? કા. વદિ ૧૪ નો વડોદરાનો મેળાવડો પણ છેલ્લા સમયના યોગમાં આપને આવી પડશે.

એકાદ માસ સાથે રહી એકબીજાના વિચાર, સ્વભાવ, કાર્યશક્તિ ઇ૦ બાબતોથી બને તેટલી માહિતી એકબીજાએ મેળવ્યા વિના કશો સ્થાયી નિર્ણય ન કરવાની મારી રીત હું ધારું છું, કે આપને પણ યોગ્ય અને હિતાવહ જ લાગશે.

પ્રાથમિક મુદ્દા જોગો પત્રવ્યવહાર આપણે થઈ ચૂક્યો

છે જ, અને તેથી ઉપલા વિચાર પર હું આવ્યો છું. 'મહંમદ સાહેબ'નું ચરિત્ર અવકાશે મંગાવીશું. 'ગૌરાંગ પ્રભુ'ના ચરિત્ર માટે આપની ભલામણ માટે ઉપકૃત છું. 'પ્રાત:કાળ' પર તે વિષે પૂછવું કે કેમ, એ નિર્ણય થતો નથી; કેમ કે ત્રણેક વર્ષ પર 'મહાકાળ'ના વ્યવસ્થાપકશ્રીને જે વર્ષના અંકો નથી મળતા, તેમાંના સારા સારા વિષયોનો સંગ્રહ 'સસ્તા સાહિત્ય'માં પ્રકટ કરાવવા રજા માગેલી, તેની ના આવી હતી; અને બદલો આપવાનું તો આ ખાતાથી બને જ કયાંથી ?

આમ 'પ્રાત:કાળ' તરફથી પણ ઉત્તર 'ના'નો આવે તો નવાઈ નથી; છતાં ના આવે તોપણ એક-બે સજ્જનો બંગાળીના જ્ઞાતા એવા છે, કે જેઓ બંગાળી તથા અંગ્રેજી પરથી નિષ્કામતાથી તૈયારી કરી આપે.

એકંદરે નિર્ણય પુછાવવાનો થતાં અત્ર વખત જ તેમના પર લખું છું, એ ખાતે તેમને કાંઈ સૂચવવાનું ઘટિત લાગે, તો સૂચવશો. હાલ એ જ.

આપનો
અખંડના સપ્રેમ નારાયણ

[૮૦] મુંબઈ, તા. ૨૪-૮-'૧૧

રા. રા. ... ... ... સુરત

આપના ૨૦-૭-'૧૧ ના પત્રનો ઉત્તર અનિવાર્ય કેટલીય રોકાણો આડે અતિશય મોડો આપી શકાયો છે. ક્ષમા.

'શ્રેય: સાધક સૂત્ર'ની પ્રતિ પહોંચી હતી. અમારા ધારવામાં તે કોઈ બૂક હશે એમ હતું આ તો ક્ષુદ્ર કાગળિયું જણાયું છે જે આનાથી ઓછી રકમની વસ્તુઓ માટે વેચાણ-વ્યવસ્થા

સ્વીકારવાનું ધોરણ ઘણે ભાગે પ્રતિકૂળતા ભરેલું ખાતા માટે થઈ પડતું હોવાથી આને માટે કશું કરી શકાય તેમ નથી.

આપના સદ્‌ભાવ માટે ઉપકૃત છું. પ્રભુકૃપાથી આપને સ્ટેશન સુધી આવવા તસ્દી લેવી નહિ પડે. આઠેક રોજમાં અમદાવાદથી વળનો ત્યા એક રોજ માટે ઊતરનાર છું, ત્યારે આપને મળાય તેમ કરીશ.

આપે બંગાળીનો અભ્યાસ કરેલો જાણી આનંદ થયો છે. એ ભાષામાં ઉચ્ચ પ્રકારનું સાહિત્ય બહુ ખીલેલું છે; અને તેમાંથી યોગ્ય પસંદગી કરી ગુર્જર પ્રજાને આપવા યત્ન થાય, તો ગુજરાતની અગત્યની સેવા બજાવી શકાય તેમ છે.

'નિમાઈ સંન્યાસ'નું ભાષાંતર કરવા આપ ઇચ્છો છો, એ પણ આનંદના સમાચાર છે એ પુસ્તક કેટલુંક મોટું થાય તેમ છે, તે બને તો જણાવશો.

જો આ ખાતાને નિષ્કામ ભાવે તે ખૂક પ્રસિદ્ધ કરવા આપી શકો તેમ હો, તો ખાતું છપાવી પ્રસિદ્ધ કરવાનું કાર્ય આભાર અને આનંદ સહિત સ્વીકારશે જ; અને બદલા તરીકે નહિ, પરંતુ મિત્રવર્ગને ખાતર આપને જે આવશ્યકતા હોઈ શકે, તે ખાતે તેની ૨૫ નકલ પાકા પૂઠાની અને ૭૫ સાદાપૂઠાની નકલો ખાતું આપને આપશે. અલબત, બીજેથી થયેલી માગણી કદાચ અધિક આર્થિક લાભવાળી હોવી સંભવિત છે; પરંતુ અત્રનો હેતુ, કાર્ય ઇ૦ આપને વિદિત હોવાથી અધિક લખવા આવશ્યકતા નથી. આપનું પૂરું નામ લખતા રહેશો ?

સર્વનો
અખંડ

[૮૧] મુંબઈ, તા. ૨૪–૮–'૧૧

રા. રા. જગન્નાથ પ્રભાશંકર પંડિત અને કંપની,
વ્યવસ્થાપક: 'પ્રાતઃકાળ', વડોદરા

સુજ્ઞ બંધુ,

સપ્રેમ વિદિત કરવાનું, કે આવતા વર્ષમાં કેટલાંક ચરિત્રો આપવા વિચાર રાખ્યો છે. તેમાં 'ગૌરાંગ ચરિત્ર' પણ આપવું ધાર્યું છે. એક–બે મિત્રો તે બંગાળી અને ઇંગ્લિશ પરથી નિષ્કામ ભાવે તૈયાર કરી આપે તેમ છે; પરંતુ દરેક બાબત ખાસ નવીન તૈયાર થયેલી હોય તે જ બહાર પાડવી, એવો કાંઈ 'સસ્તા સાહિત્ય' ખાતાનો ખાસ હેતુ ન હોવાથી અને 'પ્રાતઃકાળ'માં એ ચરિત્ર છપાયેલું હોવાથી પૂછવાનું, કે એ ચરિત્ર જ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની નિષ્કામ ભાવે રજા તમે આપી શકશો? ખાતાનો હેતુ અને કાર્ય તથા પરિસ્થિતિને અનુસરીને નિષ્કામતાથી આપનારાઓ દ્વારા પ્રાપ્ત થઈ શકતું હોય તેવું જ સાહિત્ય મુખ્ય ભાગે પ્રસિદ્ધ કરવા આ ખાતાથી બને છે, એ આપની જાણ બહાર ભાગ્યે જ હશે.

'પ્રાતઃકાળ'ના કયાથી કયા અંક સુધીમાં તે આવેલું છે તે જણાવશો; તથા તેનો ઉતારો કરી લેવા જોગા થોડા વખત માટે અથવા કંપોઝ તે પરથી કરી લેવા જોગા વખત માટે તે અંકો અમને મળી શકશે?

આશા છે, કે બનતા સુધી ઉપલી બાબતો માટે અનુકૂળ ઉત્તર આપ તરફથી વખતસર મળશે જ. જો તેમ થશે તો બદલા તરીકે નહિ, પણ આપના મિત્રવર્ગ ઇ૦ માટે ઉપયોગ આવવા સારુ, તે પુસ્તક તૈયાર થયેથી તેની પાકા પૂઠાની

૨૫ તથા કાચા પૂંઠાની ૭૫ નકલ મળી ૧૦૦ પ્રત ભેટ દાખલ આપ તરફ ખુશીની સાથે મોકલી શકીશું. હાલ એ જ. ઉત્તર પાઠવશો.

લિ૦ સર્વનો
અખંડના સપ્રેમ ઘટિત

[૮૨] મુંબઈ, તા. ૨૬-૮-'૧૧

રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ

વિ. પત્ર આજે મળ્યો છે.

મેદની વૃદ્ધિ પણ એક મુખ્ય કારણ છે જ. પ્રાણાયામના ઉપચારનું તેના સંબંધમાં ઉપયોગીપણું તમે સૂચવ્યું, તે અંશતઃ સત્ય હોઈ મૂળથી જાણવામાં છતાં જન્મસિદ્ધ પ્રકૃતિ પર તેનો પૂર્ણ વિજય સમજાયો નથી; તેમ અનેક અંતર બહિર્ પ્રકૃતિ અને સંયોગો તરફ ધ્યાન આપવાનું અને તેમ કરવાની સાથે અનુકૂળ પડતો જે રાજમાર્ગ અખંડ શરીર માટે ખાસ સમજાયો છે, તેમાં તેનો સમાવેશ થતો નથી. સ્વરૂપાનુસંધાન બાબતની આપની સૂચના પણ તે પ્રદેશમાં રમનાર માટે વગર જરૂરની જ છે; તેમ છતાં જે લાગણીથી એ સૂચનાઓ લખાઈ આવી છે, તે માટે ઉપકૃત છું. જે કાંઈ વિચારો, સ્થિતિ અને તે માટે શું કરવું એ જણાવાયું છે, એ શું માહિતી અને અનુભવના આધાર પર છે અને પ્રકૃતિની વિલક્ષણતાઓ કોઈ કોઈ વ્યક્તિ પરત્વે કેવી હોય છે, એ વાત અન્યને સમજાવી કઠિન છતાં અંશતઃ પણ તમે સમજ્યા જણાયા છો, એ આનંદની વાત છે.

'વિવિધ ગ્રંથમાળા'ના કામકાજ બાબત બે-ત્રણ માસમાં નવીન વિચારો, સહવાસો અને અનુભવોથી જે વલણ ઉત્પન્ન

થાય તે ખરું. અત્યાર સુધી જે પ્રકારની વ્યક્તિઓની મદદથી ગાડું ગબડાસ્યું છે, તેથી કંઈક ચડતી વ્યક્તિઓ સાથે પરિચયની શરૂઆત થાય છે. તમે પણ તેમાંના એક છો. આપણને એકબીજામાં શ્રદ્ધા છે. (પણ એકબીજાની પ્રાકૃતિક વિલક્ષણતાઓને નિભાવી લેવાની યોગ્યતા તો વધુ પરિચયે કેટલેક કાળે સમજાશે.)

પરોપકારના મહાન માર્ગે અનેક મુસાફરો ચાલ્યા જાય છે; તેમાંના જેમને જેમને ગોઠતું આવી જાય, તેઓ ઠીક પડે ત્યાં સુધી એકબીજાના મદદગાર બની વિશેષ સુખ આપે-ભોગવે છે.

હાલ તો એ જ. આજ રાતે નીકળાય એમ લાગે છે. કાલે બારથી બે સુધીમાં તમને આવી મળીશ ખરો. તમે ઘેર જ હશો.

અખંડના સપ્રેમ ઘટિત

[૮૩] મુંબઈ, તા. ...

રા રા. અમૃતલાલ સું. પઢિયાર, ચોરવાડ

વિ. તા. ૨૯–૮–'૧૧ નો પત્ર અમદાવાદ મળેલો. ત્રણ દિનથી અહીં આવ્યો છું.

'સ્વ૦ સુંદરીઓ'ના કાગળ અમદાવાદ પહોંચી ગયા છે. એ કાગળો ૬૦ રતલી ગ્લેજ વિલાયતી સારા જ લેવાયા છે, અને ત્યાંના એક સારા પ્રેસમાં તેની ૨૩૦૦ પ્રત છપાશે. તમે પેલા આગલા પ્રેસવાળાને બે હજારના રૂા. ૬) આપતા, પણ આને રૂા. ૫) જ આપવાના છે. ફોલ્ડિંગ આપણે શિર રહેશે; આગલો પણ તેમ જ કરતો.

આમ છતાં કામ આગલા કરતાં એવું સારું આવશે કે તમે રાજી થશો. દિવાળી અગાઉ છાપી આપે એ શરત તેની સાથે રહેશે; છતાં કારતક આખરે થવું જ જોઈએ.

હવે અધૂરા ફરમાવાળી બૂક પાછળ તમારે મંડવાનું છે. જે રદ ગયા છે તેનું મેટર તરતમાં તૈયાર કરો; બીજું પણ રદ કરવા જેવું ધાર્યું હોય, તેનો નિર્ણય કરી નાખો. આ વિષે તમારો પત્ર મળતા સુધીમાં હું પણ ફરી તપાસું છું; ને કાર્ય થઈ જશે, એટલે વધુ લખવા જેવું હશે તો લખીશ; માટે આ બૂકનું અધૂરું લખાણુ પ્રથમથી તૈયાર કરવાના કામમાં આદું ખાઈને મંડજો!

આ બૂક માટે જો કે સાધન તો કશું હાલ જણાતું નથી, પણ તમે તમારું તૈયાર કરી નાખો એટલે પછી કુદરત કુદરતનું કરશે, ને કદાચ 'સ્વ. સુંદરી' છપાઈ રહેવા સાથે જ આ બૂક છપાવા અપાઈ જશે.

એ તૈયારી કરી રહો કે પછી દાખલાઓનું પુસ્તક લખી કાઢજો. એને માટે કુદરતના પેટમાં શું છે, તેની ચિંતા હાલ કરવાની નથી. મને તો લાગે છે, કે હવે વધુ આધાર તમારી તયારી પર છે.

'પ્રેમ પ્રેમ ને પ્રેમ'નો પણ વારો આવશે. આ બધું હોળી અગાઉ બહાર પડી જવું જોઈએ, એમ ધોરણ રાખી ખૂબ મંડ્યા રહેજો. મારું એ ટાઇમ તરફ આગ્રહથી લક્ષ્ય છે.

મોતીભાઈના ઘરનાં તેમના વિનાનાં ત્રણે હાલ માંદાં છે; ને બીજી પણ કેટલીક ચિંતાનો બોજો જણાયો. વળી, ભાદરણવાળા, જેના આધાર પર 'સ્વ. સુંદરીઓ' માટે દ્રવ્યની સગવડ ધારેલી, તે વાત પણ ખસી ગઈ. આમ બધું હતું છતાં આ વખતે અમદાવાદથી આવતાં તેમને મળ્યો હતો. તેમણે થોડા વખતમાં તે ખાતે આવશ્યક રકમ મોકલવા કહ્યું છે.

'સ્વ. સુંદરી'ની કિંમત દોઢ રૂ. જ રહેશે ને અધૂરું છપાઈ રહે તેનું પણ તેમ જ રહેશે; પછી આગળ ઉપરની વાત આગળ ઉપર છે.

અગાઉના ગ્રાહકો થનારને તે રૂ. એકેકમાં અપાશે. તમે અગાઉ એક પુસ્તક માટે આમ કર્યું હતું.

મુંબઈમાં કામ છપાવવા જતાં સારા કામ કરતાં સમય ઇ. નાં નુકસાનો વધુ છે; એટલે તે વિચાર નકામો છે. 'ભારત જીવન' અને અમદાવાદ અગાઉ થયેલા કામ કરતાં હાલનું ઠીક થશે—ઊતરતું તો નહિ જ થાય: આ વિચારથી જ સંતુષ્ટ રહ્યા વિના હાલ અન્ય માર્ગ ઠીક નથી.

ટાઇપ સર્વ પુસ્તક પેઠે ઇંગ્લિશ જ આવશે; પાઇકા એવાં પુસ્તકોમાં મને પસંદ જ નથી.

વેણીશંકરની તબિયત તમે સારી લખી તે આનંદની વાત છે; પણ માથામાં ગરમી રહે છે એમ લખ્યું તે જોતાં તથા તે પછી તેની તબિયત કશી દવા સૂંઘવાથી બહુ બગડી હતી તે જોતાં કંઈ સમજાતું નથી.

સ્થળ બે–ત્રણ જોતો આવ્યો છું, તેમાંનું એકાદ આજ–કાલ નક્કી થઈ થશે; ને પંદરેક રોજમાં હું ત્યાં વધુ ટકવા માટે જઈશ.

મોતીભાઈને વ્યાજ ભરવું પડે તે વ્યાજ જ તમારે ભોગવી લેવું—એ સાદી, સીધી અને જરૂરપૂરતી વાત સ્વીકારી, કામ થતું હોય તે થવા દેવાનું ધ્યાનમાં ન રાખતાં "એટલી બધી અગવડ હોય તો થોડો વખત ઢીલમાં રાખવાનું" તમે લખ્યું એ વગરવિચારનું મને તો લાગે છે; છતાં તેમ જ વિચાર હોય તો મારે ના હોઈ શકે નહિ—ઊલટું એ પ્રકારે કામ ગબડે એવા સંયોગથી તમારે તો રાજી અને તેમના ઉપકૃત થવાનું છે.

'વહુ સાથે ન બનવા'વાળું પુસ્તક ભલે હાલ પડ્યું રહેતું.

'સુંદરી સુબોધ' અને 'ગ્રંથમાળા'માં મોડું આવશે તેની ચિંતા નથી; પણ પેલું અધૂરું પુસ્તક તૈયાર કરી નાખજો. 'વહુ'વાળું પુસ્તક ઘણું ભાગે 'ગ્રંથમાળા'માં લેવાનું બંધ પણ રહે; કેમ કે એક માસિકમાં આવેલા લેખો તરતમાં જ બીજા માસિકમાં લેવાનું કામ તો કંઈક વિચાર કરી જોતાં 'ગ્રંથમાળા'નું વજન વધારનારું ન લાગવાથી, જ્યાં સુધી વધુ જૂના તથા અપ્રાપ્ય અને નવીન ભાષાંતરો ઇ૦ મળી શકે ત્યાં સુધી દેખીતું જ હરકોઈને બહુ ઉપયોગી સમજાય તેમ નથી. જુદાં જુદાં માસિકોમાં કટકે કટકે 'નવા યુગની વાતો' પેઠે તે લેખ વહેંચાયલો હોય, તો વાત જુદી હતી.

હરસની દવા મિ. ચીતળિયા માટે મોકલી આપશો.

પ્રહ્લાદદાસનો કાગળ તેને બીડ્યો છે.

'દાખલાઓ'નું પુસ્તક સત્વર તૈયાર કરવા ધ્યાનમાં રાખશો. તેની હજારેક પ્રત તો ચાર-છ માસમાં ખપી જવી જોઈએ.

રામજી બહુ સુસ્ત છોકરો જણાવાથી અને બીજાને સુસ્ત બનાવે તેવો લાગવાથી રજા આપી છે. એ જ. અખંડ

તમારાં પુસ્તકો ખાતે જે કાંઈ થાય છે તેમાં ઉપકાર જેવું માનવાનું નથી. કોઈના પર ઉપકાર ચડાવવા કરવું એ જેમ મને નથી ગમતું, તેમ કોઈ મારા પર ઉપકાર ચડાવવા સારુ જ કશું કરે તે પણ મને નથી ગમતું-તેમ મારા પર કોઈ પોતાના મનથી ઉપકાર ચડાવવાને કોઈ કશું કરે, તો તેવા મિથ્યાભિમાની તરફ મને તો વિલક્ષણ ભાવના થાય છે. પ્રકૃતિ પ્રકૃતિમાં-ગુણેગુણાનુવર્તન્તે આમ જ છે; અને કંઈએક બાબતોમાં તો તદ્દન અહેતુકી જ પ્રવૃત્તિ મારાથી થતી હું જોઉં છું. તમારાં પુસ્તકો ખાતે પણ એમ જ છે; જેમનું મનમાં આવ્યું તેમનું કરવા માંડ્યું-ઊંડો હેતુ કે કારણ ફારણ ખાસ કંઈ હોય નહિ-એવું બંદાનું કામ છે.

અખંડ જેવા બંદા પર બધું નિરાંતે રાખવા કરતાં સ્વહિત અને કામો માટે વિચારો અને કાળજી તમારે રાખતા રહેવી. હાલ તો એ જ.

'સ્વર્ગનું વિમાન' ૫૦૦ બૂક બંધાઈ આવી; રેશમીકરાવતાં રૂા. ૨૩) ખર્ચ આવતો, તે આ રૂા. ૧૪)માં મજેનું થયું છે. નમૂનાની પ્રત આજકાલ રવાના થશે. તે ભેગું જમનાદાસ સેક્રેટરીનું 'ગ્રંથમાળા' પણ પારસલમાં આવશે. તમારે માટે સ્ટેન્ડબેન્ડ ખાતે કશો જ ખર્ચ કરવો પડ્યો નથી. તમારા લાંબા ખાંકડા ઉપર જ ડબા ને ફારમો—સર્વ સમાઈ ગયું છે. આગળ જરૂર પડશે તો એકાદ ખાંકડો કરાવી લઈશું. પણ જરૂર પડેતેમ ઘણે ભાગે નથી. ખાતા માટે ત્રણ ખાંકડા ખાસા દસ બાર બાર મણના થયા ને પાંચ ખાંકડા જેટલો સમાસ થશે, તેથી જગા ઊલટી વધશે. આગળ પરસાળ ગેલેરીમાં પાર્ટિશન કરાવ્યું છે ને મોટા રૂમમાં બધું ભર્યું છે. પાછલી રૂમ હવેભાડે આપીશું.

અખંડ

[૮૪] મુંબઇ, તા. ૭–૯–'૧૧

રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી, અમદાવાદ

પ્રિય બંધુ,

વિ. કે આ સાથે અમૃતલાલભાઈના કાર્ડનો નમૂનો તૈયાર કરી મોકલ્યો છે. આ કાર્ડ 'યોગિની' સાથે અકેક વહેંચવાનું છે; ઉપરાંત, તેની ૧૨૦૦) નકલો વડોદરે 'ગદ્યપદ્ય સંગ્રહ'વાળા પર મોકલવાની છે. ઉપરાંત, થોડાં વધશે તે પડ્યાં રહેશે; માટે પાતળાં રંગીન કાર્ડબોર્ડ આપણે ત્યાં પડ્યાં છે, તેવાં બોર્ડ ગ્રૂસ ૧ નં. ૧૪૪ (દરેક બોર્ડમાંથી ૩૨ કાર્ડ પડશે)

તરતમાં છાપવા આપી દેજો; કારણ કે 'યોગિની' સાથે તરતમાં તે વહેંચવાના છે; માટે દરેક રૂબરૂ કે ટપાલે રવાના થવાની બૂકમાં અકેક કાર્ડ મોકલવાનું છે તે મુજબ કરજો.

બિલ ત્રેવડું છપાવવાની કોપી આ સાથે મોકલી છે. એમાંના કાગળો—જે પર કોપી લખી મોકલી છે, તેમાંના જ-ત્યાં બે બંડલમા થઈને ત્રણસો કે ચારસો આશરે પડેલા છે, તે બધા જ કાગળો આ કામમા છપાવી નાખજો. દરેક કાગળના આવા બાર ટુકડા પડશે, તે મુજબ કરાવજો. આ કામ પણ ત્વરાએ છપાય તેમ કરશો.

વડોદરાવાળા રફ કાગળની ગાસડી આવી ગયે, કેટલા આવ્યા તે જણાવશો.

હેંડબિલની દસેક હજાર યા વધુ પ્રત છપાવવી છે, તે એક–બે રોજમાં મોકલીશું.

કોઈ પણ પુસ્તકનો દરેક ફરમો છપાય, કે બીજે દિને તેની ચારેક કોપી મેળવીને તેમાંથી બબે પ્રતો અત્રે મોકલતા રહેવાનું રાખવું; જેથી તે જોઈ કાંઈ સૂચવવા જેવું લાગે તો વખતસર સૂચવવા બની શકે. આ બાબત શરૂઆતમાં પણ લખેલું છતાં અમલ થયો નથી; હવે અવશ્ય તેમ કરશો.

'સ્વર્ગની સુંદરીઓ'ની બૂક વડોદરેથી હજી પણ ન મળી હોય, તો ઠે. મિત્રમંડળ ઑફિસ, રા. રા. અંબાઈદાસ બાબરભાઈ પર પત્ર લખી તરત મોકલે તેમ કરશો.

આ બૂક સ. પ્ર. (સત્યપ્રકાશ)માં અમુક શરતોથી આપવાની છે તે આગળ લખ્યું છે. એ બૂકમાં જોડણીની ભૂલો તથા બીજી કાંઈ દેખીતી ભૂલ દેખાય તે જરૂર સુધારી લેવી. ઘણી ભૂલો હોય તો મેટર પ્રથમ તપાસીને જ સોંપતા રહેજો. જેમ કરો તેમ અત્ર લખી જણાવશો. એમાં કાયદાવિરુદ્ધ લખાણ હોય જ નહિ; છતાં તેવું કાંઈ પણ ભાસે તો અવશ્ય ધ્યાન ખેંચજો,

જેથી લેખકને ઘટનો સુધારો કરવા લખીશુ, કેમ કે તેમનો પણ આપણા આ ખ તાની પેઠે જ રાજદ્વારી ખાખતોમા ઊ ડા ઊતરવાનો હેતુ નથી

કડાકાના મકાન વિષે વાત જાણી

હવે ખાકી બે રહ્યા તે એક દરે જોતા તો પેલુ ગેટ નજીક-ન દક્ષિણીવાળુ-તે જાતે રહે છે-ને જગ્યા જ (ટૂકી છતા) હવાઉજાશ માટે ઠીક છે, માટે તેને મળી નક્કી કરજો લી પણ વાળી જગ્યાએ ઇટો જડાય તો સારુ, પણ હા ભાગે જ પાડશે ફિકર નહિ પણ વાત તો જરા દાબીને કરી જોજો જ એ જગ્યા લાબો વખત બદલાયા વિના રહેશે કે કેમ તે સમજાતુ નથી પણ ને આપણા મનથી સમજવાનુ છે દસ *રૂ સુધી આપણે માગણી કરી છે, છતા બાર સુધીની કરી એજો જગ્યા બીજા ભાગ કરતા ટૂકી ઇ૦ બનતી સમજાવટ કરી બનતા યત્ને ફાયદો થાય તેમ નક્કી કરી લેજો ભાડુ તો પછી છેવટ રૂપિયો વધુ-ઓછો, જે ઠરે તે પૂછવા રહેશો નહિ જગ્યાના પ્રમાણમા મોઘ છતા ઇલાજ નથી

ગરનાળાવાળુ મકાન હાલ તરત ઠીક ભાસતુ નથી

દક્ષિણી સાથે ૧ક્કી કરી કાલે કબજો મળતુ હોય તો આજે મળે તેમ કરજો મેડા પર છાપરા તરફ છત મારેલી છે એમ મને ખબર છે તે વાત ખરી કે નહિ તે લખજો

ખિનબૂક છપાય તેની નીચે મુજબ પાનાની બૂકો ત્યા બાઈડર પાસે જ બ ધાવજો –

| | | | |
|---|---|---|---|
| દસ દસ | પાનવાળી બૂક | | ૧૦ |
| ૨૫, ૨૫ | ,, | ,, | ૧૦ |
| ૫૦, ૫૦ | ,, | ,, | ૫ |
| ૭૫, ૭૫ | ,, | ,, | ૫ |
| ૧૦૦, ૧૦૦ | ,, | ,, | ૨૦ |

બાકીનાં પાનિયાં છૂટાં રખાવજો.

એ બિલબૂકનું છેલ્લું પ્રૂફ તમે જોઈ રહો તે પછી અહીં જોવા મોકલશો; બીજે જ દા'ડે પાછું આવશે.

આ બિલબૂક તથા કાર્ડ સ. પ્ર. અથવા તો પેલા 'ધર્મ-વિજય પ્રેસ'માં ભાવ ઠીક ઠરાવી સોંપી સમાચાર લખજો.

કાર્ડ ૪૬૦૦ ના રૂ. ૨) થી ૨ાા

બિલ-પાનિયાં ૪૦૦૦ રૂ. ૨) થી ૨ાા

આમ પૈસા સાધારણ લાગે છે; પછી ત્રણ ત્રણ સુધી ઠરાવવું પડે તો પણ પૂછવા રહેતા નહિ. 'ધર્મવિજય'વાળે પરચુરણ કામ માટે અગાઉ એક-બે વખત માગણી કરી હતી. તેમના પિતા રા. હીરાલાલ વસંતદાસ, જેઓ પ્રેસમાં રોજ બેસે છે, તેઓ આ ખાતા તરફ સારી લાગણીવાળા છે.

કડાકાના જે ભાગમાં પોસ્ટવાળો અત્યાર સુધી રહેતો હતો તે ભાગ ખાલી પડનારો હોય, તો તે ભાગ અવશ્ય પ્રથમ જોજો, કદાચ જે પીળા ઘરને ઓટલે તેનો જમાઈ મળેલો, તે ઘર તે ભાગમાં આવી જતુ હોય. જો એ ભાગ કંઈક ઠીક લાગે, તો સ્થળનું વર્ણન, તેમાંના વિભાગોનું આશરે માપ તથા સગવડ-અગવડની હકીકત સાથે મને લખજો ને ત્યાં સુધી દક્ષિણીનું મુલતવી રાખજો.

મણિભાઈ વકીલવાળા મકાનનું મુખ્ય દ્વાર કઈ દિશાએ તથા દક્ષિણીવાળાનું મુખ્ય દ્વાર (રસ્તા પરનું) કઈ દિશાએ છે, તે મને યાદ નથી. નક્કી માહિતી મેળવજો. જો પશ્ચિમ દિશાએ દક્ષિણીનું મુખ્ય દ્વાર હોય તો વકીલનું ઉત્તર દિશાએ સમજવું; અને જો તેમ જ હોય, તો-અને કડાકાનું જોવાનું ઉપર લખ્યુ તે કંઈ ઠીક ન જણાતું હોય, તો પછી દક્ષિણી-

વાળું ચાલુ રાખી રાખી લેજો. દિશામાં ઉપર લખ્યાથી વિલક્ષણતા જણાય, તો મને પૂછવા બારી રાખીને ભાડાનું ઠરાવી લેજો.

'યોગિની'ના બીજી તરફના પૂઠા પર થોડી લાઈન કવિતાની છે, તેને જરા ઉપરથી લેવરાવી પછી એ રૂલો મુકાવી તે નીચે નીચે મુજબ ઉમેરી છપાવજો:–

### અમદાવાદની શાખા

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા, અમદાવાદમાં (મુખ્ય રસ્તાનું નામ અહીં લખવું તથા પોલીસ–ચોકીની નજીક, બાજુમાં કે સામે, એમાંનું જે જગ્યા ઠરેથી નક્કી થાય તે લખવું.) એ ઠેકાણે ખોલવામાં આવી છે અને આ પુસ્તક ત્યાંથી જ પોસ્ટ થયું છે. હવેનાં પુસ્તકો પણ ત્યાંથી જ પોસ્ટ થશે. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારનાં દિવાળી સુધી પોણી કિંમતે મળનારાં પુસ્તકો તથા આ ખાતામાં મુંબઈ ખાતે મળતાં સર્વ પુસ્તકો રેલખર્ચ જોગી સહજ વધુ કિંમતે અહીંથી મળી શકશે.

'યોગિની'નું ટાઇટલ ને છપાયું હોય તો સત્વર છપાવશો. સ્થળ નક્કી થવામાં કંઈક ઢીલ થાય તેમ હોય, તો ઉપલી હકીકત ન લેતાં એમને એમ છપાવી નાખજો.

કૃ. હ. પંડિત વિષે લખ્યું તે જાણ્યું છે. આમ ને આમ સહવાસથી નિર્ણય થશે; તે જ તમે લખો છો તેમ ઠીક થઈ પડશે.

'આર્યધર્મનીતિ'નો ઢીબાચો બીજી આવૃત્તિનો છે તેવો જ છપાવજો, પણ ચારે તરફની શોભા કાઢી નખાવજો. હાલ એ જ.

અખંડના સપ્રેમ હરિ

[૮૫] મુંબઈ,

રા. રા. અંબાલાલ, સુણાવ

પ્રિય બંધુ,

આપનો ૨૮-૮-'૧૧નો વીગતે પત્ર વખતસ· આવેલો; પણ ત્યારે હું અમદાવાદ તરફ હોવાથી ઉત્તર લખું છું.

પત્રમાંની હકીકતથી સંતોષ સાથે આનંદ થયો આપ જેવા આત્મભોગના ધોરણથી, પૂર લાગણીઃ ખાતાનું કાર્ય કરવા લાગનાર સજ્જનોની જરૂર ખાતા દિન વધતી જ રહેશે.

આપના અભ્યાસ ઇ૦ ઉપરથી ખાતાને આપ ઉ થઈ શકો એમ લાગે છે.

ખાતામાં સ્થાયી જોડાણ થવા અગાઉ અજમાયશી માં બે મહિના-ખાતામાં કામકાજ તથા પરિચયને ખાત પ્રકારની દરેક વ્યક્તિએ રહેવું જોઈએ, એવું ધોરણ અમ છે; અને બે-ચાર વ્યક્તિઓ માટે તે પ્રયોગ થઈ ચૂક્યો છે બે-ચાર માટે હું અમદાવાદ આવ્યેથી થશે.

આથી ખાતાને તેમ જ વ્યક્તિને ઉભયને ભવિષ્યના ર નિર્ણય માટે સારા જેવો અનુભવ પ્રાપ્ત થતો હોવાથી ભ પછી વધુ સારું નીવડે છે.

આપની સંમતિ હશે તો કેટલાક વખત પછી એવો ગોઠવી મહિના માસ માટે અમદાવાદ ખાતે આવી રહેવા જણાવીશ.

વડોદરા ખાતે ઓફિસ હાલ ઊઘડશે નહિ; અમદાવાદ ખાતે આજ-કાલ મકાનનું નક્કી થઈ જશે, પંદરેક દિવસ સોરો હું ત્યાં જવા ધારું છું. હાલ એ જ. સર્વનો

અખંડના સપ્રેમ ઘટિત

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

એકાદશ સ્કંધ–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... ૪૮૦ ૧–૪
બળવાન બનો!–ધર્મનો શ્રેષ્ઠતમ ઉપદેશ–ગુજરાતી
ભાષાંતર, શ્રી. સાતવલેકરજીની ટીકા સાથે
યજુર્વેદનો અધ્યાય ૧ લો ... ... ... ૧૧૨ ૦–૮
વિવેકચૂડામણિ–શંકરાચાર્ય વિરચિત : મૂળ સહિત ભાષાંતર ૧૬૦ ૦–૧૨
જીવન્મુક્તિવિવેક–મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ ૨૨૦ ૧–૪
અષ્ટાવક્રગીતા–મૂળ શ્લોકો તથા સરળ અર્થ ... ... ૭૨ ૦–૮
મહાવાક્ય રત્નાવલિ–સરળ અર્થ સાથે ... ... ... ૧૪૪ ૦–૧૨
એકાદશ ઉપનિષદો–મૂળ શ્લોકો સાથે સરળ અનુવાદ ૪૫૨ ૨–૮
બૃહદારણ્યક અને બીજાં ૧૦૦ ઉપનિષદો–મૂળ શ્લોકો
તથા સરળ અનુવાદ (છપાય છે.)
વિદુરનીતિ–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ૧૬૮ ૦-૧૨
મનુસ્મૃતિ–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... ૬૪૦ ૩–૦
આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર–પસંદ કરી ચૂંટેલા
ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... ૨૦૮ ૦–૮
વિષ્ણુસહસ્રનામ–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે ૧૨૮ ૦–૪

## શાસ્ત્રગ્રંથો–માત્ર અનુવાદ

સંપૂર્ણ મહાભારત–ભાષાંતર–દળદાર સાત ગ્રંથોમાં... ૫૨૦૮ ૪૫-૦
શ્રીમદ્ ભાગવત–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી,૨૯ ચિત્રો ૧૨૪૦ ૮–૦
,, ,, –ભાગ બીજો–(આવૃત્તિ ૮ મી) છૂટક મળશે. ૬૬૭ ૩–૦
ભાગવતી (દેવી) ભાગવત–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં ૯૨૮ ૬–૦
વિચાર સાગર–વેદાંતનાં દોહન–સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ૪૩૨ ૨–૮
લઘુ યોગવાસિષ્ઠ–મહામૂલા જીવનની દરેક પળ યોગપૂર્ણ
વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... ૫૫૪ ૨-૮
યોગવાસિષ્ઠ મહારામાયણ–ચાર દળદાર ગ્રંથો : વૈરાગ્ય,
મુમુક્ષા, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો ૧૯૦૮ ૧૨–૦
મહાભારતનું શાંતિપર્વ–રાજધર્મ, આપદ્ધર્મ અને
મોક્ષધર્મ–ચારે વર્ણ–આશ્રમના સામાન્ય ધર્મો ૮૫૬ ૭-૮

<u>અન્ય ધાર્મિક ગ્રંથો</u>

| | | |
|---|---|---|
| **સર્વવેદાંત-સિદ્ધાંત સારસંગ્રહ** ... ... ... | ૨૨૪ | ૧–૪ |
| **ધમ્મપદ**–મૂળ તથા ગુ૦ અનુવાદ: પં. ભિખરદાસની ટીકા સાથે | ૧૮૦ | ૧–૦ |
| **સ્વરૂપ વિચાર**-ગુરુ-શિષ્યના સંવાદરૂપે ... ... | ૧૦૪ | ૦–૧૦ |
| **દત્ત–પરશુરામ** અથવા **આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય, જ્ઞાનખંડ, વિસ્તૃત વિવરણ સાથે | ૩૪૪ | ૨–૦ |
| **આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક | ૧૪૦ | ૦–૧૨ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા : શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે | ૨૬૪ | ૧–૮ |
| **મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... | ૧૮૦ | ૧–૪ |
| **પરમ સુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ | ૩૩૬ | ૨–૦ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશ–ભજનો ઈ૦ | ૧૯૮ | ૧–૦ |
| **વિવેકાનંદસાર**-વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે | ૨૬૪ | ૨–૦ |
| **રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઈ૦ | ૮૦૦ | ૫–૦ |
| **તુકારામ ગાથા**–એ ગ્રંથોમાં–પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬–૦ |
| **દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઈ૦ અનેક પ્રકારના સમર્થ રામદાસના ઉપદેશો | ૬૪૮ | ૨–૮ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં— | | |
| વ્યાખ્યાનો ઇત્યાદિ–(ગ્રંથ ૧ લા રૂપે)... ... | ૫૬૪ | ૨–૮ |
| સદુપદેશો–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... | ૫૨૦ | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ | | |
| સદુપદેશો–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી | ૬૦૦ | ૨–૪ |

ભક્તિયોગ–(ભાગ ૮મા રૂપે) આવૃત્તિ ૨ જી... ૩૮૪ ૧–૮

પાતંજલયોગ ને જ્ઞાનયોગ (ભાગ ૧૦–૧૧ રૂપે) ૫૬૦ ૨–૦

પાતંજલ યોગસૂત્ર–ભગવાન પાતંજલિના યોગસૂત્રો, અર્થ
તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે... ૧૬૨ ૧ ૦

જ્ઞાનયોગ–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞ-
વલ્કય ને મૈત્રેયી વ૦ ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨

રાજયોગ–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું
આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર,
ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૧૩૬ ૦-૧૨

આખ્યાનમાળા–ગ્રંથ ૧ લો તથા બીજો–સ્વ૦ અનંતપ્રસાદ
કૃત ભક્તો, ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં
કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ... ૧૪૨૮ ૬–૦

વૈદિક વિનય–હરરોજના સ્વાધ્યાય માટે ચૂંટેલા ૩૬૦
વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે ... ૮૪૦ ૩–૧૨

ઉપદેશસારસંગ્રહ–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો ૩૮૪ ૧–૮

સુબોધરત્નાકર–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો... ... ૩૦૦ ૧–૮

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

સ્વર્ગનું વિમાન–ભક્તિમાર્ગના ૩૨૫ ટૂંકા રમૂજી દાખલા ૩૭૨ ૨ ૦

સ્વર્ગની કૂંચી–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨ ૦

સ્વર્ગનો ખજાનો–ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી–દૃષ્ટાંતો સાથે ૩૧૨ ૨-૦

સ્વર્ગનો પ્રકાશ–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... ૩૩૬ ૨–૦

સ્વર્ગનો આનંદ–ભક્તિના અનેક પ્રકારોની સમજ .. ૩૬૦ ૨–૦

સ્વર્ગની સીડી–મોક્ષમાર્ગનાં ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨-૦

સ્વર્ગની સડક–સ્વર્ગપ્રાપ્તિનો ટૂંકો ને સરળ રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦

સંસારમાં સ્વર્ગ–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦

સાચું સ્વર્ગ–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો–દૃષ્ટાંતો સાથે ૪૬૨ ૨-૦

સ્વર્ગની જિંદગી–કંગાલ મનોદશાને માટે ભોમિયા રૂપે ૩૦૦ ૨–૦

## રામાયણો

ગિરધરકૃત રામાયણ–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી ૭૬૨ ૪–૮

માનસ રામાયણ–બે ભાગમાં : દોહા–ચોપાઈ, બાળબોધ
લિપિ અને ભાષાંતર ગુજરાતીમાં : ૩૦ ચિત્રો સાથે ૧૪૦૦ ૭–૦

**તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી
લિપિમાં અર્થ સાથે: ૩૧ ચિત્રો સહિત . ૧૪૩૨ ૭ ૮
„ „ ભાગ ૨ જો–આવૃત્તિ ૭ મી .. ૬૪૦ ૩–૦
**વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ સત્વર છપાશે.
„ „ ભાગ ૨ જો આવૃત્તિ ૩ જી છૂટક મળશે ૭૬૪ ૩–૦

<u>ભગવદ્ ગીતાઓ—</u>

**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–પં. સાતવળેકરજીની પુરુષાર્થબોધિની
ટીકા સાથે: ત્રણ ગ્રંથોમાં ... ... ૧૧૦૦ ૧૧–૦
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–મોટા અક્ષર. ગુજરાતી સરલાર્થ સહિત ૨૪૮ ૦–૧૨
**શ્રી જ્ઞાનસત્ર ગીતા**–મૂળ શ્લોકો, ગુજરાતી પદચ્છેદ તથા
શબ્દાર્થ સાથે ... ... ૩૬૮ ૧ ૪
**શ્રી જ્ઞાનસત્ર ગીતા**–ગુજરાતી લિપિમાં શ્લોકો, પદચ્છેદ
તથા શબ્દાર્થ સહિત .. ૬૬૮ ૧–૪
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે રચેલી અનેક
દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ
દીપિકા' નામની ટીકા–સરળ અર્થ સાથે .. ૮૮૮ ૪ ૦
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ
ભાષાંતર, ૬૬–ડાયાગ્રામ બોર્ડપટ્ટીનાં પૂંઠાં ૪૮૦ ૦ ૮
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર, ૬૬ ડાયાગ્રામ
આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂઠાં ... .. ૨૮૮ ૦ ૪
**મૂળ–મૂળ ભગવદ્ ગીતાઃ** (માત્ર સંસ્કૃતમાં પાઠ કરનારા માટે)
પાન ૧૧૨: મોટા અક્ષર ૦–૧૪ પાન ૨૦૮: મધ્યમ અક્ષર ૦–૫
**અવધૂત ગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧–૦

<u>જીવનચરિત્રો</u>

**ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવન ચરિત્ર ... ... ૭૬ ૦–૬
**સાઈ બાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર . .. ૪૩૬ ૩–૦
**સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો .. ૩૩૬ ૧–૮
**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં–વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) ૧૫૯૬ ૬–૮
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**: બે ચરિત્રો ૫૦૪ ૨–૮
**રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર .. ૬૦૮ ૨–૮
**સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ૭૮૪ ૩–૦

સ્વામી રામતીર્થ—વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩-૦
સંત તુકારામ—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર ૬૪૮ ૨-૮
સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો ... ૪૨૪ ૧-૬
શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો ... ૩૩૬ ૧-૦
મ૦ સરયુદાસજી, ભૂધર ભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો ૨૫૬ ૦-૧૦
ભક્તચરિત્ર—નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં ૨૯ ભક્તોનાં
અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો (આવૃત્તિ ૨ જી) ૫૨૮ ૨-૮
આદર્શ ચરિત્રસંગ્રહ—ભાગ ૨ જો: અધિક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨-૮
ભારતના વીરપુરુષો—ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧-૪
મુસ્લિમ મહાત્માઓ—૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨-૪
વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો—મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧-૦

## સંતવાણી—ભજનો ઇત્યાદિ

પરિચિત પદસંગ્રહ—ખાસ પસંદ કરીને ચૂંટેલા ૬૯૭ ભજનો ૪૦૦ ૧-૧૨
ભજનસાગર—જુદા જુદા ભક્તોના ૬૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨-૮
અખાની વાણી—અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે ૫૦૪ ૩-૦
તુકારામ્હણે:—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ મરાઠીમાં... ૧૨૦ ૦-૫
પ્રીતમદાસની વાણી—ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨-૮
દીવાને સાગર—જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ ૪૮૦ ૪-૮
જીવન-પગલે—(કાવ્યો)—જીવનપથ ઉજાળવા પ્રેરણાદાયી
કાવ્યસંગ્રહ ... ... ૧૧૨ ૦-૧૦
મીરાં અને નરસિંહ—(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦-૧૨

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

શ્રી શારદામણિ દેવી—ટૂંકું ચરિત્ર .. ... ... ૧૦૪ ૦-૮
સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો—સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-
હક, ગામડાની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ,
ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૧૪ ૧-૮
કલ્યાણમયી—વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીકલ્પની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે: આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧-૦

| | | |
|---|---|---|
| ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન | | |
| ૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ | ૨૨૬૮ | ૯-૦ |
| દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી–સ્ત્રીઉપયોગી ટૂંકી | | |
| ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી | ૧૬૦ | ૦-૮ |
| ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો–સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૯૮ | ૨-૮ |
| ,, ,, ૨ જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨-૮ |
| ,, ,, ૫ મો–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨-૮ |
| ,, ,, ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૭૨૦ | ૨-૮ |

## બાળકો માટેનાં પુસ્તકો—

| | | |
|---|---|---|
| બાલભારત–( સચિત્ર ) સંક્ષિપ્ત મહાભારત ... ... | ૧૮૮ | ૧-૮ |
| બિરબલ અને બીજા–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને | | |
| બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ | ૨૮૦ | ૧-૮ |
| સદ્ગુણી બાળકો–૧૯ ખરા બનાવોનો સંગ્રહ... ... | ૧૩૬ | ૦-૮ |
| ભારતીય નીતિકથાઓ–'મહાભારત'માંની ૫૨ ટૂંકી વાતો | ૧૯૨ | ૦-૮ |
| સુબોધક નીતિકથા–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો | ૨૩૨ | ૦-૮ |
| બાળકોની વાતો–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ... | ૮૪ | ૦-૬ |
| ,, ,, ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ | ૨૬૪ | ૦ ૮ |

## પ્રકીર્ણ સાહિત્ય—

| | | |
|---|---|---|
| સુવર્ણયુગ–શ્રી. કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ ... | ૯૨ | ૦-૮ |
| આત્મનિરીક્ષણ ને સંકલ્પ–રમણલાલ દેસાઈ–સ્વસુધારણા | | |
| માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક (બીજી આવૃત્તિ) | ૧૬૮ | ૧-૦ |
| ગુજરાતની ગઝલો–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત) | | |
| જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... | ૧૮૦ | ૧-૦ |
| કચ્છની લોકવાર્તા–(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)... | | |
| કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ | ૩૫૪ | ૨-૦ |
| સાહિત્યપ્રારંભિકા–લે૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા: | | |
| ગુજરાતી સાહિત્યના વિકાસનો ઇતિહાસ: | ૧૫૨ | ૧-૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

| | | |
|---|---|---|
| અંતરની વ્યથા–લે૦ 'સોપાન' : : ૫ આત્મકથાઓ | ૧૯૨ | ૧-૪ |
| સુબોધ કથાસાગર–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ | ૪૬૪ | ૨-૦ |

આગળધસો–પુશીંગ ટુ ધી ફ્રંટનું ભાષાંતર–આવૃત્તિ ૩જી ૪૬૮ ૨–૮
સુખી જીવનનાં સાધન–આનંદી જીવન માટે ઉત્સાહ પ્રેરક ૩૧૨ ૧–૮
આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧–૨–મહાપુરુષોના જીવનપ્રસંગો
પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૯૨૮ ૪–૦
કતલખાનું–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખો તથા ધનિકોની
નિર્દયતા દર્શાવતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૯૬ ૩–૦
શુભસંગ્રહ–(ભાગ ૨ ને ૯) ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી
માહિતીના ૩૧૩ લેખોનો સંગ્રહ ... ... ૧૨૯૦ ૫–૦
સુબોધ પુષ્પવાટિકા–શેખસાદીકૃત : આ પુસ્તકમાં રાજનીતિ,
ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇ૦ છે. ૧૩૬ ૦–૫

…દક તથા વિજ્ઞાનના ગ્રંથો—

આરોગ્ય સાધના-લેખક : ડુંગરશી ધ. સંપટ. આરોગ્ય
સંરક્ષણ અંગે માર્ગદર્શન ... ... ... ... ૧૪૮ ૦–૧૦
ખોરાકના ગુણદોષ-લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ
આયુર્વેદ પદ્ધતિથી રોજીંદા ખોરાક માટે માર્ગદર્શન
આપતું પુસ્તક : સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ ૯૯ ૦–૧૦
ઔષધિ કલ્પલતા–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩
વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦–૧૨
આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ–૧૦ મી આવૃત્તિ:
અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો,
તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન–મ૦ ગાંધીજીકૃત : શરીરરચના,
હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટી-
ના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦-૮
વૈદક સંબંધી વિચારો–આ ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને
લગતા ઉપયોગી ૨૫૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩–૧૨
આયુર્વેદ નિબંધમાળા–આ ગ્રંથમાં : વૈદ્ય તિલકચંદ તારા-
ચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ,
ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪–૪

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, નદી જવાને રસ્તે, સેશન્સ કોર્ટ પાસે, અમદાવાદ
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

છેલ્લાં ૩૫ વર્ષથી શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

સંવત ૨૦૦૨ :: વર્ષ ૩૫ મું

( લવાજમ રૂ. ૬–૪ * પરદેશમાં રૂ. ૧૦ )

દરવર્ષે ૫" × ળા" કદનાં સુમારે ૨૦૦૦ પાનાંનું
વાચન વિવિધ વિષયનાં ૬ થી ૮ પુસ્તકો દ્વારા
ઘેર બેઠાં અપાય છે.

નોંધ:—ચાલુ વર્ષ સં. ૨૦૦૨માં નીચે જણાવેલાં તેમ જ બીજાં પુસ્તકોમાંથી પસંદ કરીને અપાશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ×૧ અંતરની વ્યથા | ૧૯૨ | ૧–૪ | ×૬ બળવાન બનો ! | ૧૧૨ | ૦–૮ |
| ×૨ ખોરાકના ગુણદોષ | ૪૦ | ૦–૬ | ૭ સતી સાવિત્રી | ૫૨ | ૦–૩ |
| ×૩ રમણ મહર્ષિ | ૧૮૪ | ૧–૦ | ૮ પરમાનંદની પ્રાપ્તિ | ૨૬૪ | ૧–૮ |
| ×૪ સ્વર્ગની જિંદગી | ૩૭૨ | ૨–૦ | ૯ સુવર્ણયુગ | ૯૨ | ૦–૮ |
| ×૫ સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો | ૨૬૪ | ૧–૮ | ૧૦ મોક્ષમાળા | ૧૮૦ | ૧–૪ |
| | | | ૧૧ પંચાંગ | (સં. ૨૦૦૩) | |

નિયમો:—(૧) પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. (૨) પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી.પી.થી મોકલી, તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવામાં આવે છે. (૩) પુસ્તકો ગેરવલ્લે જાય નહિ, એ રીતે માળાનું દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય, તેમણે તે માટે વધારાના ખર્ચના બાર આના વધુ મોકલવા. વધુ વિગત માટે લખો:—

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

× આ નિશાનીવાળાં પુસ્તકો અપાઈ ગયાં